विविध ग्रन्थमाला मणको १ लो.

# आर्यधर्म नीति ।

સ્વ૦ નારાયણ હેમચંદ્રની

બીજી આવૃત્તિ ઉપરથી સંશોધન તથા
નવિન ભાષાંતર સહિત.

આવૃત્તિ ત્રીજી-પ્રત ૨૨૫૦.

પ્રકાશક-સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.
કાલબાદેવી રોડ-મુંબઈ.

કાર્તક સંવત ૧૯૬૭ (પ્રથમવર્ષ).

શ્રીવેંકટેશ્વર સ્ટીમ પ્રેસ-મુંબઈમાં છાપ્યું.

## મૂલ્ય.

### આ પુસ્તકનું (બંને મણકાનું) વર્ગવાર મૂલ્ય.

| | | |
|---|---|---|
| ૨–૮–૦ | પહેલા વર્ગના પુસ્તકનું | પોષ્ટેજ ખર્ચ માફ. |
| ૧–૪–૦ | બીજા વર્ગના પુસ્તકનું | વી. પી. ખર્ચ જૂદું |
| ૦–૧૦–૦ | ત્રીજા વર્ગના પુસ્તકનું | આફ્રીકા વિગરે માટે |
| ૦–૫–૦ | ચોથા વર્ગના પુસ્તકનું | વધારાનું પોષ્ટેજ જૂદું |

### વિવિધ ગ્રંથમાળાનું વાર્ષિક મૂલ્ય.

| | હિંદુસ્તાન, બરમા, સીલોન માટે | આફ્રીકામાટે. |
|---|---|---|
| ૧ લા વર્ગનાં પુસ્તકો બદલ | રૂ. ૧૨–૦–૦ | ૧૩–૮–૦ |
| ૨ જા વર્ગનાં પુસ્તકો બદલ | રૂ. ૬–૦–૦ | ૭–૮–૦ |
| ૩ જા વર્ગનાં પુસ્તકો બદલ | રૂ. ૩–૦–૦ | ૩–૧૨–૦ |
| ૪ થા વર્ગનાં પુસ્તકો બદલ | રૂ. ૧–૮–૦ | ૧–૧૪–૦ |

પોષ્ટેજ ખર્ચ માફ **વી. પી.** ખર્ચ જુદું મૂલ્ય અગાઉથીજ લેવાશે.

**વિશેષ હકીકત માટે જાઓ આગળ આપેલા નિયમો.**

### ખાસ સૂચના.



પુસ્તક જેવી ઘણી વખત માટે અને ઘણા માણસોના ઉપયોગની હોવાથીજ પાકાં પૂઠાંની હોય તો તે ઘણાં વર્ષ સુધી નભે છે માટે કાચાં પૂઠાંને બદલે પાકાં પૂઠાંવાળાં પુસ્તકોની જેમને ઇચ્છા હોય તેઓ આ કાચા પૂઠાંનાં પુસ્તકો પહેલી વખત મંગાવ્યા પછી, ચાર દિવસ સુધીમાં સારી હાલતમાં પોતાને ખર્ચે પાછાં મોકલી આપી દેશે તો ઊંચા વર્ગમાં તેમનું નામ બદલી તે વર્ગનાં પુસ્તકો વધારાના મૂલ્યનું વી. પી કરી મોકલી આપવામાં આવશે.

'વ્યવસ્થાપક' **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,**

હાથી બિલ્ડીંગ, ત્રીજેમાળ. કાલબાદેવી રોડ—**મુંબઈ.**

# શુદ્ધિપત્ર.

## આર્યધર્મ નીત.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૬ | ધમ | ધર્મ |
| ૮ | ૧૮ | આચારવાળો | આચારવાળા |
| ૧૨ | ૧૪ | પરલોકમ | પરલોકમાં |
| ૧૫ | ૭ | हीनवत्तो | हीनवृत्तो |
| ૧૬ | ૭ | એવા | એવો |
| ૩૩ | ૧૨ | સહના શલત | સહનશીલતા |
| ૩૩ | ૧૬ | મઢ | મૂઢ |
| ૩૬ | ૨૦ | सन्तादाद्धृश्यते | संतापाद्धृश्यते |
| ૪૦ | ૧૦ | કાર્યે વડેજ | કાર્ય વડેજ |
| ૪૦ | ૧૫ | પડે છે | ગ્રહે છે |
| ૪૨ | ૬ | દ્રાહ | દ્રોહ |
| ૪૩ | ૨૦ | शरन्मघेवत् | शरन्मेघवत् |
| ૪૪ | ૧૬ | કૃતઘ્નપણાંના | કૃતઘ્નપણાના |
| ૪૫ | ૧૯ | એવો | એવા |
| ૪૯ | ૧૩ | સત્કારથી | સત્કારની |
| ૫૬ | ૧૦ | सर्वभूतेभ्यो | सर्वभूतेभ्यो |
| ૬૦ | ૧૩ | गापये | गोपये |
| ૬૫ | ૨૨ | તથી | તથા |
| ૭૩ | ૨૧ | ભ્ચો | ભૂખ્યો |
| ૮૦ | ૭ | લક્ષણ | રક્ષણ |
| ૮૩ | ૩ | तस्य | तस्यै |
| ૧૦૧ | ૫ | અ વા | અથવા |
| ૧૦૧ | ૨૧ | પુરૂષ | પુરૂષે |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦૪ | ૨૦ | કાય | કાર્ય |
| ૧૦૭ | ૫ | ગ્રંથમ | ગ્રંથમાં |
| ૧૧૧ | ૧૧ | શુભેચ્છક | શુભેચ્છક |
| ૧૨૮ | ૩ | રાજનાતિ | રાજનીતિ |
| ૧૩૦ | ૪ | ફળફૂલ | ફૂલફૂલ |
| ૧૩૮ | ૯ | सारापराधौ | सापराधौ |
| ૧૪૮ | ૬ | અનો | અને |
| ૧૫૦ | ૨૨ | ધર્મના | ધર્મની |

**ચાણક્યનીતિ સાર.**

| | | | |
|---|---|---|---|
| ૪ | ૧૬ | સ્વર્ગ | સ્વર્ગ |
| ૬ | ૪ | आचोर | आचारे |
| ૬ | ૧૫ | *नों तांस्ते | नौंतांस्ते |
| ૬ | ૨૨ | નીશાની ઉપમા | કશાની ઉપમા |
| ૯ | ૭ | અકકડ | અક્કડ |
| ૨૦ | ૧૮ | કરાતા નથી | કરાતો નથી |
| ૨૧ | ૧૭ | તાપવાથી | કાપવાથી |
| ૪૭ | ૧૬ | યૈવન | યૌવન |

**જાહેર ખબરો.**

| | | | |
|---|---|---|---|
| ૩ | ૫ | ૦।= | ૦)= |
| ૯ | ૧૦ | નકામી | નકામા |
| ૧૧ | ૬ | આનંદશંકર લલુભાઈધ્રુવને બદલે કેશવલાલ હર્ષદરાયધ્રુવ વાંચવું | |
| ૨૨ | ૬ | સર્તોત્તમ | સર્વોત્તમ |

# અનુક્રમણિકા (આ આખા પુસ્તકની)



## આર્યધર્મ નીતિ.

## જાહેર ખબરો.



## ચાણક્ય નીતિસાર.



## જાહેર ખબરો.

# मंगलवाक्यसंग्रह.



ॐकारं बिंदुसंयुक्तं नित्यं ध्यायंति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥

બિંદુસહિત જે ॐ કારનું યોગી પુરૂષો નિત્ય ધ્યાન કરે છે તે કામ અને મોક્ષને આપનાર ॐ કાર રૂપ પરમાત્માને હું વારંવાર નમસ્કાર કરૂં છું.

सर्वदा सर्वकार्येषु नास्ति तेषाममंगलम् ।
येषां हृदिस्थो भगवान् मंगलायतनो हरिः ॥

જે ભક્તજનોના હૃદયમાં સર્વ મંગળના ધામ સ્વરૂપ ભગવાન શ્રીહરિ વિરાજમાન છે તેમનું સર્વ કાર્યમાં સર્વદા કલ્યાણજ થાય છે. અકલ્યાણ થતું નથી.

यं शैवाः समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्तेति नैयायिकाः ।
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसका
सोऽयं नो विदधातु वांछितफलं त्रैलोक्यनाथो हरिः ॥

જે પરમાત્માને શિવના ઉપાસકો, "શિવ" એવા નામથી વેદાન્તિયો "બ્રહ્મ" એવા નામથી, બૌધો "બુદ્ધ" એવા નામથી, પ્રમાણ કુશળ નૈયાયિકો "કર્તા" એવા નામથી, જૈનશાસનના પ્રેમીઓ "અર્હન્" એવા નામથી અને મીમાંસકો "કર્મ" એવા નામથી ઉપાસે છે તે ત્રણે લોકના નાથ શ્રીહરિ અમને મનવાંછિત ફળ આપો.

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्व कालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

મહાસાગરરૂપી ખડિયામાં નીલગિરિ પર્વતના જેટલું કાજળ હોય, શ્રેષ્ઠ દૈવી કલ્પવૃક્ષની શાખાની કલમ બનાવી હોય અને તે કલમ ગ્રહણ કરીને પૃથ્વીરૂપી કાગળપર સાક્ષાત્ સરસ્વતિ દેવી સર્વકાળ લખ્યા કરે તોપણ હે નાથ! તમારા ગુણોનો પાર આવે તેમ નથી.

सत्यव्रतं सत्यपरं त्रिसत्यं सत्यस्य योनिं निहितं च सत्ये ।
सत्यस्य सत्यं ऋतसत्यनेत्रं सत्यात्मकं त्वां शरणं प्रपद्ये ॥

હે સત્યસંકલ્પ! હે સત્યથી પણ શ્રેષ્ઠ! હે ત્રણે કાળમાં સત્ય સ્વરૂપ! હે સત્યના ઉત્પત્તિસ્થાન અને સત્યમાંજ રહેનારા! હે સત્યના પણ સત્યરૂપ! હે ઋત અને સત્યરૂપ દ્રષ્ટિવાળા અને હે સત્યના આત્મા સ્વરૂપ! હું આપને શરણે આવ્યો છું.

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देव देव ॥

તમેજ અમારા માતા છો અને તમેજ પિતા છો, તમેજ અમારા બંધુ છો અને સખાપણુ તમેજ છો, તમેજ અમારી વિદ્યા અને દ્રવ્ય પણ તમેજ છો. હે દેવના દેવ! તમેજ અમારૂં સર્વસ્વ છો.

अजातपक्षा इव मातरं खगाः स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः।
प्रियं प्रियेवाप्युषितं विषण्णा मनोऽरविंदाक्ष दिदृक्षते त्वाम् ॥

પાંખો આવ્યા વિનાનાં પક્ષીઓનાં બચ્ચાં જેમ માને જોવાની ઇચ્છા કરે, ભૂખથી પીડાયેલાં વત્સો જેમ દુધને ઇચ્છે અને વિયોગી સ્ત્રી પરદેશ ગયેલા પોતાના પતિને જોવાને ઇચ્છે તેમ હે કમળનેત્ર! મ્હારૂં મન પણ માત્ર આપનેજ ઇચ્છે એમ કૃપા કરો.

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु माकश्चिद् दुःखमाप्नुयात् ॥

આ જગતમાં સર્વ પ્રાણીઓ સુખી થાઓ, સર્વ પ્રાણી નિર્વિકાર થાઓ, સર્વ કલ્યાણને જુઓ અને કોઇને પણ દુઃખ થાઓ નહિ.

ॐ द्यौः शान्तिरन्तरिक्षꣳशान्तिः पृथिवी शान्तिरापः
शान्तिरोषधयः शान्तिः सर्वꣳशान्तिः शान्तिरेवः शान्तिः
सामाशान्तिरेधि–ॐ शान्तिः शान्तिः शान्तिर्ब्रह्मशान्तिः ॥

ॐ આકાશ શાંત થાઓ, અંતરિક્ષ શાંત થાઓ, પૃથ્વી શાંત થાઓ, જલ શાંત થાઓ, ઔષધીઓ (વનસ્પતીઓ) શાંત થાઓ, સર્વ શાંત થાઓ, સર્વત્ર શાંતિજ શાંતિ થાઓ, ॐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ હે બ્રહ્મ! શાંતિ થાઓ ॐ

# પ્રસ્તાવના.



મહાભારત, રામાયણ, વિષ્ણુપુરાણ, હિતોપદેશ, મનુસ્મૃતિ ઇત્યાદિ સદ્ગ્રંથોમાંથી ધર્મ અને નીતિના બોધક શ્લોકોનો સંગ્રહ કરીને આ પુસ્તક તેના બંગાળી ભાષાન્તર સાથે **શ્રીયુત ઈશાનચંદ્ર વસુ** તરફથી બંગાળીમાં પ્રસિદ્ધ થયું હતું. જે ઉપરથી ગુજરાતીમાં ભાષાન્તર કરીને સ્વર્ગસ્થ સાક્ષર **શ્રી નારાયણ હેમચંદ્ર**-કે જેઓ ગુજરાતી પ્રજાને અતિશય પરિશ્રમ પૂર્વક સેંકડો પુસ્તકોનાં બની શક્યાં તેવાં ભાષાન્તરો પૂરાં પાડીને જાણીતા થયેલા છે-તેમણે પ્રસિદ્ધિમાં મૂક્યું હતું; જેની બીજી આવૃત્તિ સદ્દગત્ સાક્ષર વર્ય **શ્રી મનઃસુખરામ સૂર્યરામના** આશ્રયથી સંવત ૧૯૫૨ ના વર્ષમાં નીકળી હતી.

જન સમૂહ માટે ઘણું ઉપયોગી છતાં આ પુસ્તક હાલમાં મળી શકતું નહોતું; જેથી "**વિવિધગ્રંથમાળાના**" પ્રથમ મણકા તરીકે તેને વાંચકવર્ગ સમક્ષ મૂકવામાં આવે છે.

**સ્વ૦ નારાયણ હેમચંદ્રના** બંધુના પુત્ર **રા૦ વનમાળી વીઠલ હેમચંદ્ર** જેમણે સ્વર્ગસ્થનાં સર્વ પુસ્તકોની નવિન આવૃત્તિઓ કહાડવા માટે આ ખાતાને નિષ્કામ ભાવથી રજા આપેલી છે તે બદલ તેમના આભારનું અત્રે સ્મરણ કરવામાં આવે છે.

આ પુસ્તકની આગલી આવૃત્તિમાં મૂળ શ્લોકોમાં રહી ગયેલી ભૂલો બનતે પ્રકારે સુધરાવી લીધી છે અને ભાષાન્તર ફરીથી તૈયાર કરાવવું પડ્યું છે.

બહાર ખાતે પ્રેસની ગોઠવણ નક્કી થતાં સુધી શરૂઆતના કેટલાક મણકા થોડા વધુ ખરચે મુંબઈમાંજ છપાવવાનું રહેશે.

શ્રી વેંકટેશ્વર પ્રેસના સુયોગ્ય માલિક શેઠ શ્રી ક્ષેમરાજ શ્રીકૃષ્ણદાસજી જેઓ આ ખાતાના કામ માટે ઘણો સદ્‌ભાવ ધરાવે છે તેમણે છપાઈનું કાર્ય સત્વર થવા કરી આપેલી અનુકૂળતાને લીધેજ ઘણા ઓછા સમયમાં આ પુસ્તક બહાર પાડી શકાયું છે. જે માટે તેઓશ્રીનો આભાર પ્રદર્શિત કરવામાં આવે છે.

માગશરનો મણકો પણ જલદી છપાઇ જવાથી ગ્રાહકોને તે માગશરની આખરને બદલે શરૂઆતમાંજ પૂરો પાડવા બની શક્યું છે. ઉપરાંત બે મણકા ભેગા બંધાવી શકાયાથી દરેક વર્ગનાં પૂઠાં, કપડું, સુવર્ણ કામ તથા બંધાઇ સાધારણ કરતાં વધારે સારાં કરાવવા બની શક્યું છે. આવતા એકલ અંકની સાથે સરખામણી કરવાથી આ બાબત અધિક સ્પષ્ટ થશે.

માસિક પત્રોની અપેક્ષાએ પુસ્તકો એ વધુ મનુષ્યો માટે અને વધુ સમય સુધી ઉપયોગમાં લેવાની ચીજ હોવાથી તેનાં પૂઠાં તથા બંધાઈ વિગેરે બને તેટલાં વધારે સારાં હોવાની જરૂરને લીધે દર વખતે નહિતો જ્યારે પણ બની શકશે ત્યારે ઉપર પ્રમાણે વિના ખરચે ગ્રાહકોને આપી શકાતી સુગમતા બને તેટલી વધુ વખત આપવા યત્ન કરવામાં આવશે.

જે ગ્રાહકોને દરેક મણકો જુદોજ બાંધેલો મેળવવાનું પસંદ હશે તેમના તરફથી ખબર મળેથી તેમને માટે ઘણીજ ખુશીથી તેમ કરવામાં આવશે. કારણ કે બે મણકાનું છૂટું છૂટું સાધારણ પૂઠું કરાવવામાં અને ભેગું વધારે સારૂં પૂઠું બંધાવવામાં પણ ખર્ચ લગભગ સરખોજ આવે છે અને સાદી સિલાઇને લીધે સમય ઓછો જાય છે.

આ ગ્રંથમાળાનાં ત્રીજા તથા ચોથા વર્ગનાં પુસ્તકો ૫૦ રતલી અનગ્લેજ કાગળોપર છપાવવાનાં છતાં તે જાત તુરતમાં ન મળવાથી વધુ કિંમતના ગ્લેજ કાગળો આ પુસ્તકમાં વાપરવા પડ્યા છે. એક જાતના આછા ગુલાબી રંગના કાગળો આવે છે જે શોભામાં ઠીક હોવા ઉપરાંત આંખને માટે પણ સારા અને રફને બદલે ગ્લેજ હોવાથી સ્હેજ વધુ ખરચે તેજ કાગળો ત્રીજા અને ચોથા વર્ગ માટે ઉપયોગમાં લેવા ધારણા છે, પરંતુ તેવા તૈયાર મળતા કાગળો પાતળા હોવાથી તેવા જાડા કાગળો ત્રણેક માસમાં આવી ગયેથી તેમ બની શકશે.

ઈંગ્લંડ તેમજ આ દેશમાં મોંઘી કિંમતનાં પુસ્તકોમાં વિશેષ કરીને જાડા ગ્લેજ કાગળો કે આર્ટ પેપર અથવા તે ભાગેલી સપાટી અને હલકા વજનવાળા એવા ઉંચી જાતના અને મોંઘા કાગળો વપરાય છે. તેમાંથીજ મળી આવે તે તે જાતના કાગળો આ ગ્રંથમાળાના પહેલા તથા બીજા વર્ગનાં પુસ્તકોમાં વાપરવા ઠરેલા છે અને તેમાંનીજ એક જાતના કાગળો આ બે મણકામાં વાપરેલા છે. જેની કિંમત ચારથી પાંચગણી વધારે છે.

આ ગ્રંથમાળા સંબંધી નિયમો તથા વિવેચન તેમજ સસ્તા વાંચનની કેટલીએક યોજનાઓ વિષે હવે પછી જણાવવામાં આવ્યું છે તે તરફ દરેક વાંચનારનું ખાસ લક્ષ ખેંચી સર્વેશ્વરના સ્મરણ પુર્વક વિરમાય છે. ॐतत्सत.

સુંબઇ. કાર્તિક સં ૧૯૬૭ } ભિક્ષુ—અખંડાનંદ 'મંત્રી' સસ્તું સાહિત્યવર્ધ્ધકમિત્રમંડળ.

# વિવિધ ગ્રંથમાળાના નિયમો.

(ક) આ ગ્રંથમાળાના વર્ષની ગણત્રી વિક્રમ સંવતના વર્ષ પ્રમાણે રહેશે અને આ સંવત ૧૯૬૭નું વર્ષ તેનું પ્રથમ વર્ષ ગણાશે.

(ખ) દરેક વર્ષની શરૂઆતમાં અથવા બનશે તો અગાઉથી તે વર્ષ માટેના નિયમો જાહેર કરવામાં આવશે.

(ગ) ગુજરાતી પંચ તેમજ સાંજ વર્તમાનમાં થોડા વખત અગાઉ આ ગ્રંથમાળા વિષે કેટલીક હકીકત પ્રસિદ્ધ થઇ હતી તે પછી છેવટે આ પ્રથમ વર્ષ માટે નીચે પ્રમાણે નિયમો ઘડવામાં આવ્યા છે.

(૧) અધિક માસ સિવાય દરેક ગુજરાતી માસની આખરે આ ગ્રંથમાળાનો એકેક મણકો નીકળતો રહેશે. જે તે પછીના બીજા માસની દસમી તીથિ સુધીમાં ગ્રાહકોને પહોંચી જાય તેમ થશે.

(૨) જે મણકો તે માસની શરૂઆતમાંજ તૈયાર થઇ શકશે તે તેની અગાઉના મણકાની સાથેજ અને બનતાં સુધી ભેગો બંધાઇને રવાના થશે. (આમ થવાના લાભો પ્રસ્તાવનામાં જણાવેલા છે.)

(૩) ગમે તે માસમાં ગ્રાહક થનારને તે આખા વર્ષના ગ્રાહક તરીકે ગણીને આગલા મહિનાના મણકાઓ પણ સિલક હશે ત્યાંસુધી પૂરા પાડવામાં આવશે.

(૪) ગરીબ, મધ્યમ તેમજ શ્રીમંત સર્વની શક્તિ અને રૂચિને અનુકુળ આવે એવા હેતુથી પૂઠાં, કાગળ તથા બંધાઇ વિગેરે ચઢતા ઉતરતી જાતનાં રાખી આ ગ્રંથમાળાના ચાર વર્ગ ઠરાવવામાં આવ્યા છે અને ખરચના પ્રમાણમાં તે દરેક વર્ગનું લવાજમ નીચે પ્રમાણે રાખવામાં આવ્યું છે. લખાણ તો દરેક વર્ગના પુસ્તકમાં તેનું તેજ આવશે. લવાજમ અગાઉથીજ લેવાશે.

(૧) **વર્ગ પહેલો.** વાર્ષીક મૂલ્ય રૂા બારે. આમાં કાગળો ખાસ ઉંચી જાતના તથા બંધાઇ ઉત્તમ, સુશોભિત અને મજબુત તથા પૂઠાં ઉંચી જાતના કપડાવાળાં અને સર્વે તરફથી સોનેરી આવશે.

(૨) **વર્ગ બીજો.** વાર્ષીક મુલ્ય રૂા. છ. આમાં કાગળો ઉપર પ્રમાણેનાજ આવશે અને પૂઠાં ચાર સોનેરી બાબતવાળાં આવશે.

(૩) **વર્ગ ત્રીજો.** વાર્ષીક મુલ્ય રૂ. ત્રણ. એમાં કાગળો પં૦ રતલી અનગ્લેજ. પૂઠાં પાકાં સળંગ કપડાવાળાં અને સિલાઇ સાદી આવશે.

(૪) **વર્ગ ચોથો.** વાર્ષીક મુલ્ય રૂ. દોઢ. એમાં કાગળો ઉપર પ્રમાણેના અને પૂઠાં કાગળનાં તથા સિલાઇ સાદી જાતની આવશે.

(૫) **(સહાયકવર્ગ.)** ઉપલા વર્ગો ઉપરાંત "સહાયકવર્ગ" નામે એક ખાસ વર્ગ રાખવામાં આવ્યો છે. જેમાં રાજા, મહારાજા, સરદારો ઠાકોરો તથા આ ખાતા તરફ શુભ લાગણી ધરાવી મદદ કરવા ઇચ્છનાર સદ્ ગ્રહસ્થોનો સમાવેશ થાય છે. આ વર્ગને ઉપર લખેલા પહેલા વર્ગનાં પુસ્તકો પુરાં પાડવામાં આવશે, અને સહાય તથા સન્માનાર્થે તેમનું વાર્ષીક મુલ્ય રૂા. ચોવીશ રહેશે. (આ પ્રકારે આ વર્ગ તરફથી મળતી સહાયની નામ ઠામ સહિત વિગત પ્રસિધ્ધ થતી રહેશે.)

(૬) પોષ્ટેજ ખરચ કોઇપણ વર્ગ પાસેથી જુદું લેવાશે નહિ.

(૭) આફ્રિકાના તેમજ બીજા જે દેશો માટે અહીંના કરતાં વધુ પોષ્ટેજ ખરચ લાગતો હશે ત્યાંના ગ્રાહકોએ તેટલું વધુ આપવું જોઇશે

(૮) વેલ્યુપેબલ ખરચ દરેક વર્ગ માટે જુદું સમજવું.

(૯) આ ગ્રથમાળાનું કોઇપણ છુટું પુસ્તક જોઇએ તેમને તે માટે ઠરાવેલી છુટક કિંમતે મળી શકશે. નમુનાના અંક માટે પણ એજ નિયમ સમજવો. દરેક પુસ્તકની દરેક વર્ગ સંબંધી છુટક કિંમત તેના ટાઇટલ પેજમાં અથવા તેની પાછળ છપાતી રહેશે.

(૧૦) ગ્રાહક થવા ઇચ્છનારે પોતાનું નામ, ઠેકાણું, જીલ્લો તથા પોષ્ટ ઓફીસનું નામ ચોકસ લખવું જોઇએ અને જે વર્ગમાં ગ્રાહક થવું હોય તે વર્ગના તે વર્ષના નીકળી ચુકેલા મણકાઓ વી. પી. દ્વારા મોકલી આપવા પત્ર લખવો જોઇએ. વર્ગ નહિ લખ્યો હોય તેમના ઉપર ચોથા વર્ગનું પુસ્તક વી. પી. કરી મોકલવામાં આવશે.

(૧૧) વર્ષ છ માસ માટે ઠેકાણું બદલાવવું હોય તો તે વિષે આ ખાતાના વ્યવસ્થાપકને લખી જણાવવાથી તે શિરનામે પુસ્તકો મોકલવામાં આવશે. બે ચાર માસ માટે બદલવાનું હોય તો તે વિષે પોષ્ટ ઓફીસ સાથેજ ગોઠવણ કરી લેવી.

(૧૨) દરેક પુસ્તક દરેક ગ્રાહકોપર પૂરતી ચોકશીથી રવાના કરવામાં આવશે છતાં પોષ્ટ ખાનામાં તે ગેરવલ્લે જાય તો તે માટે આ ખાતાને જવાબદાર ન સમજતાં પરબારી પોષ્ટ ખાતાને અરજ કરવી જોઇએ. પાછલો મણકો મળી જવા છતાં તે અગાઉનો મણકો ન મળ્યો હોય ત્યારે તે ગેરવલ્લે પડેલો સમજી તેવી અરજી કરવી. ગેરવલ્લે ગયેલાં પુસ્તકને બદલે બીજું પુસ્તક જોઇએ તો તે છુટક કિંમતે મળી શકશે.

(૧૩) આ ગ્રંથમાળાના દરેક મણકામાં સરાસરી (રોયલ ૧૬ પેજી) સવાસો પૃષ્ઠ આવશે. જેમાં આ ખાતાને લગતી તેમજ બીજાં પરોપકારી ખાતાંઓને લગતી યોજનાઓ તથા જાહેર ખબરો વિગેરેનો તેમજ બીજા માસિકોની બદલાવમાં લેવાની જાહેર ખબરોનો સમાવેશ થશે. વેપારીએ વિગેરેની મૂલ્યથી લેવાની જાહેર ખબરો એ ઉપરાંત જુદાંજ પૃષ્ઠો ઉમેરીને લેવાશે.

(૧૪) પુસ્તકનું કાર્ય હોવાથી વિષયો લાંબા ટુંકા હોવાના કારણે મણકાઓનું કદ સવાસો પૃષ્ઠ કરતાં ઓછું યા વધુ થયા કરવું એ સ્વભાવિક છે, છતાં વર્ષ આખરે ૧૨×૧૨૫ ને હિસાબે ૧૫૦૦ દોઢ હજાર પૃષ્ઠ પૂરાં કરી આપવામાં આવશે. કોઇ મણકામાં ખાસ ઉંચા કાગળો વાપ-

રવાનું અથવા છબી મુકવાનું ઠરશે તો તે બદલના વધારાના ખર્ચ જેગાં પૃષ્ઠો આ (૧૫૦૦ ની) સંખ્યામાંથી બાદ થશે.

(૧૫) કાગળોનું કદ બદલવુ પડશે ત્યારે પણ સરવાળે ઊપર જણાવ્યા જેટલું એટલે વર્ષમાં થઇને રોયલ ૧૬ પેજી ૧૫૦૦ પૃષ્ઠમાં આવી શકે તેટલું લખાણ પૂરૂં થઇ રહે એવા પ્રમાણમાંજ પૃષ્ઠની સંખ્યા કમી જાસ્તી કરાશે.

(૧૬) આ ગ્રંથમાળાનાં પુસ્તકો અમદાવાદ,વડોદરા ઇત્યાદિ સ્થળોનાં સારૂં કામ કરનારા પ્રેસોમાં બનતી સંશુધ્ધિપૂર્વક છપાશે.

(૧૭) મૂલ્ય મોકલ્યા પછીથી પાંચ દિવસ સુધીમાં તે ગ્રાહકને કોઇ પણ ચડતા (વધુ લવાજમવાળા) વર્ગના ગ્રાહક થવાની ઇચ્છા થાય તો આવેલું પુસ્તક અથવા પુસ્તકો સારી હાલતમાં પોતાને ખરચે પાછાં મોકલી આપવાથી તે લખશે તે વર્ગમાં નામ બદલીને તે વર્ગનાં પુસ્તકો ખુટતા લવાજમનું વી. પી. કરીને મોકલી આપવામાં આવશે.

(૧૮) મૂલ્ય મોકલાઇ ચુક્યા પછી પણ નિયમો ન ગમવાથી કોઇને ગ્રાહકમાંથી નીકળી જવું હશે તો પાંચ દીવસ સુધીમાં તે પુસ્તક પોતાને ખરચે પાછું મોકલી આપવાથી લવાજમ પાછું આપી દેવામાં આવશે.

મુંબઈ
કારતક સં. ૧૯૬૭.

'વ્યવસ્થાપક'
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.



# સસ્તા વાંચનની યોજના.



સુજ્ઞજનોને આ વાત હવે વારંવાર યાદ આપવાની જરૂર નથી કે દુઃખો અને દુર્દશાઓ અનેક પ્રકારનાં હોવા છતાં તે સર્વનું મૂળ કારણતો માત્ર એક અને તે "અજ્ઞાન" જછે. જે દેશ, સમાજ અથવા મનુષ્ય જેજે બાબતમાં જેટલે અંશે જ્ઞાનરહિત હોયછે તેતે બાબતમાં તેટલે અંશે તે દુઃખી હોયછે. આપણા દેશમાં ચાલતી અનેક પ્રકારની દુર્દશાઓનું ખરું કારણ પણ તે તે બાબતોવિષેનું લોકોનું અજ્ઞાનજ છે.

**"અજ્ઞાનનો ઉપાય જ્ઞાન"** એમાં પણ કાંઇ નવું કહેવાનું નથી. જ્ઞાનથીજ તે તે બાબતની ઉત્તમ સ્થિતિનું યોગ્ય સ્વરૂપ અને તેના લાભો મનુષ્યને સમજાય છે, જ્ઞાનથીજ પછી તેવી સ્થિતિ પ્રાપ્ત કરવાની તેનામાં ઇચ્છા ઉત્પન્ન થઇ પ્રયત્નમાં જોડાય છે, જ્ઞાનથીજ કાર્ય સિદ્ધિને માટે આવશ્યક દૈવી ગુણો ધૈર્ય, ઉત્સાહ, આત્મબળ, સહનશીલતા, ઉદારતા, ક્ષમા ઇત્યાદિ જાગ્રત થઇ વૃદ્ધિ પામે છે અને પરિણામે જ્ઞાનથીજ ઇચ્છિત સ્થિતિરૂપ મિષ્ટ ફળ મેળવવાને મનુષ્ય ભાગ્યશાળી થાય છે.

એ જ્ઞાનનો પ્રસાર કેવી રીતે થઇ શકે તે વિષે વિચાર કરતાં તરતજ પ્રતિત થશે કે તે બાબતમાં વાંચનના જેવું સુગમ અને ઉત્તમ સાધન આ જમાનામાં બીજું એકપણ નથી; અને તેટલા માટે આ દેશમાં જે જે બાબતમાં દુર્દશા જણાતી હોય તે તે બાબતને લગતું જ્ઞાન તે તે પ્રકારનાં ઉત્તમ પુસ્તકો અને માસિકો ઇત્યાદિ સાધનો દ્વારા ફેલાવવું જોઇએ.

દેશમાં પુસ્તકો, માસિકો અને વર્તમાનપત્રો તો નીકળેછેજ અને જેમનાથી બને છે તેઓ તેનો લાભ પણ લેછે, પરંતુ તેની કિંમત ઇંગ્લંડ, અમેરિકા જેવા ધનવાન દેશો કે જ્યાંના લોકોની સરાસરી વાર્ષિક આવક મનુષ્યદીઠ સાતસો રૂપિયા જેટલી છે ત્યાંના જેવીજ લગભગ

રવાનું અથવા છબી મુકવાનું ઠરશે તો તે બદલના વધારાના ખર્ચ જેગાં પૃષ્ઠો આ (૧૫૦૦ ની) સંખ્યામાંથી બાદ થશે.

(૧૫) કાગળોનું કદ બદલવુ પડશે ત્યારે પણ સરવાળે ઉપર જણાવ્યા જેટલું એટલે વર્ષમાં થઇને રોયલ ૧૬ પેજી ૧૫૦૦ પૃષ્ઠમાં આવી શકે તેટલું લખાણ પૂરૂં થઇ રહે એવા પ્રમાણમાંજ પૃષ્ઠની સંખ્યા કમી જાસ્તી કરાશે.

(૧૬) આ ગ્રંથમાળાનાં પુસ્તકો અમદાવાદ,વડોદરા ઇત્યાદિ સ્થળોનાં સારૂં કામ કરનારા પ્રેસોમાં બનતી સંશુદ્ધિપૂર્વક છપાશે.

(૧૭) મૂલ્ય મોકલ્યા પછીથી પાંચ દિવસ સુધીમાં તે ગ્રાહકને કોઇ પણ ચડતા (વધુ લવાજમવાળા) વર્ગના ગ્રાહક થવાની ઇચ્છા થાય તો આવેલું પુસ્તક અથવા પુસ્તકો સારી હાલતમાં પોતાને ખરચે પાછાં મોકલી આપવાથી તે લખશે તે વર્ગમાં નામ બદલીને તે વર્ગનાં પુસ્તકો ખુટતા લવાજમનું વી. પી. કરીને મોકલી આપવામાં આવશે.

(૧૮) મૂલ્ય મોકલાઇ ચુકયા પછી પણ નિયમો ન ગમવાથી કોઇને ગ્રાહકમાંથી નીકળી જવું હશે તો પાંચ દીવસ સુધીમાં તે પુસ્તક પોતાને ખરચે પાછું મોકલી આપવાથી લવાજમ પાછું આપી દેવામાં આવશે.

મુંબઈ
કારતક સં. ૧૯૬૭.

'વ્યવસ્થાપક'
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.



# સસ્તા વાંચનની યોજના.



સુજ્ઞજનોને આ વાત હવે વારંવાર યાદ આપવાની જરૂર નથી કે દુઃખો અને દુર્દશાઓ અનેક પ્રકારનાં હોવા છતાં તે સર્વનું મૂળ કારણતો માત્ર એક અને તે "અજ્ઞાન" જછે. જે દેશ, સમાજ અથવા મનુષ્ય જેજે બાબતમાં જેટલે અંશે જ્ઞાનરહિત હોયછે તેતે બાબતમાં તેટલે અંશે તે દુઃખી હોયછે. આપણા દેશમાં ચાલતી અનેક પ્રકારની દુર્દશાઓનું ખરૂં કારણ પણ તે તે બાબતોવિષેનું લોકોનું અજ્ઞાનજ છે.

**"અજ્ઞાનનો ઉપાય જ્ઞાન"** એમાં પણ કાંઇ નવું કહેવાનું નથી. જ્ઞાનથીજ તે તે બાબતની ઉત્તમ સ્થિતિનું યોગ્ય સ્વરૂપ અને તેના લાભો મનુષ્યને સમજાય છે, જ્ઞાનથીજ પછી તેવી સ્થિતિ પ્રાપ્ત કરવાની તેનામાં ઇચ્છા ઉત્પન્ન થઇ પ્રયત્નમાં જોડાય છે, જ્ઞાનથીજ કાર્ય સિદ્ધિને માટે આવશ્યક દૈવી ગુણો ધૈર્ય, ઉત્સાહ, આત્મશ્રદ્ધા, સહનશીલતા, ઉદારતા, ક્ષમા ઇત્યાદિ જાગ્રત થઇ વૃદ્ધિ પામે છે અને પરિણામે જ્ઞાનથીજ ઇચ્છિત સ્થિતિરૂપ મિષ્ટ ફળ મેળવવાને મનુષ્ય ભાગ્યશાળી થાય છે.

એ જ્ઞાનનો પ્રસાર કેવી રીતે થઇ શકે તે વિષે વિચાર કરતાં તરતજ પ્રતિત થશે કે તે બાબતમાં વાંચનના જેવું સુગમ અને ઉત્તમ સાધન આ જમાનામાં બીજું એકપણ નથી; અને તેટલા માટે આ દેશમાં જે જે બાબતમાં દુર્દશા જણાતી હોય તે તે બાબતને લગતું જ્ઞાન તે તે પ્રકારનાં ઉત્તમ પુસ્તકો અને માસિકો ઇત્યાદિ સાધનો દ્વારા ફેલાવવું જોઇએ.

દેશમાં પુસ્તકો, માસિકો અને વર્તમાનપત્રો તો નીકળેછેજ અને જેમનાથી બને છે તેઓ તેનો લાભ પણ લેછે, પરંતુ તેની કિંમત ઇંગ્લંડ, અમેરિકા જેવા ધનવાન દેશો કે જ્યાંના લોકોની સરાસરી વાર્ષીક આવક મનુષ્યદીઠ સાતસો રૂપિયા જેટલી છે ત્યાંના જેવીજ લગભગ

અહીં રહેતી હોવાથી સરાસરી માત્ર પંદરની આવક વાળો આ દેશમાંનો સેંકડે નેવું ટકા જેટલો મધ્યમ અને નિર્ધન વર્ગ તો તેનો લાભ લેવાને સદા અશકતજ રહેછે. માટે જેમ સાધારણ દુષ્કાળ વખતે અન્ન, જળ, વસ્ત્ર, ઔષધ, કામકાજ અને રહેઠાણ ઇત્યાદિ ઘણા મ્હોટા પાયા ઉપર પુરાં પાડવાની જરૂર અને ફરજ સમજવામાં આવેછે તેવીજરીતે શરીર બળ, મનોબળ, દ્રવ્યબળ, અને ધર્મબળ ઇત્યાદિ બાબતોના કષ્ટદાયક દુષ્કાળો જ્યાં અનેક વર્ષથી ચાલુ રહી ઘર કરી બેઠેલા છે એવા આ દેશમાં ગરીબો ખરચી શકે એવી માત્ર નામની કિંમતે ઉત્તમ વાંચન પુરૂં પાડવાનું કાર્ય ઘણા બહોળા પ્રમાણમાં થવું જોઇએ.

એ કાર્ય કરવાની પવિત્ર ફરજ આપણા શ્રીમંતો, વિદ્વાનો, ધર્મ ગુરૂઓ, પરોપકારી મંડળો, રાજા મહારાજાઓ અને અગ્રેસરો તેમજ નામદાર સરકારને શિર રહેલી છે. માટે તેઓનું તે તરફ ધ્યાન ખેંચાય અને શરિરબળ, મનોબળ તેમજ ધનબળવાળાઓ વચ્ચેનું જોડાણ વધતું જઇ દેશોન્નતિની બીજી અનેક બાબતોની પેઠે વિવિધ વ્યાવહારિક પારમાર્થીક જ્ઞાનનો બહોળા પ્રમાણમાં પ્રચાર કરવાને માટે અનેક પરોપકારી મંડળો સ્થાપન થાય, તેઓ દ્વારા વિશાળ યોજનાઓ અમલમાં મુકાય, ઉત્તમ વાંચન માત્ર નામનીજ કિંમતે અપાય અને તે તૈયાર કરાવવાનો, ફેલાવવાનો તથા સસ્તું આપવાને લગતો ખરચ તથા મહેનત પરોપકાર દ્રષ્ટિથી ઉઠાવી લેવાય એવી ઇચ્છાથી તે બાબતમાં શરૂઆત દાખલ કંઇક યત્ન કરવો એ આ **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**નો હાલમાં મુખ્ય હેતુ છે.

એ હેતુને અનુસરીને આ ખાતાએ બે વર્ષમાં થઇને જુદા જુદા ગૃહસ્થોના ઉછી દાખલ દ્રવ્ય વડે સાત લોકોપયોગી પુસ્તકોની ચોપન હજાર પ્રતો પડતર કિંમતે પ્રસિધ્ધ કરી હતી. જેની કિંમત બીજી રીતે નીકળતાં તેવાં પુસ્તકો સાથે સરખાવતાં સેંકડે સાઠ ટકા જેટલી ઓછી રાખી શકાવાથી તે ખરાદનાર જન સમાજને બાવીસ હજાર રૂપિયાનો

ફાયદો થયો હતો. ચોપન હજાર પ્રતોમાંથી સાતેક હજાર પ્રતોજ હવે સિલકમાં છે.,

જ્ઞાન પ્રસારની બ્હોળી આવશ્યકતા તરફ જોતાં ઉપલું કાર્યતો સમુદ્રમાંના ટીપા સમાન પણ નથી. હજીતો જુદાં જુદા વિષયોને લગતાં હજારો પુસ્તકોની લાખો પ્રતો એના કરતાં પણ સસ્તી કિંમતે કહાડવી જોઇએ. યોગ્ય પ્રયત્નથી એકાર્ય બની શકે તેવુંછે; તેમ જન સમાજ પણ સસ્તા પણાને લીધે તેનો બહોળા પ્રમાણમાં લાભ લઇ શકે તેમછે, પરંતુ તે દરેક પુસ્તક છપાય અને ખપી રહે ત્યાંસુધી તે ખાતે રોકવા પડતા દ્રવ્યની અગવડની ખામી તે કાર્યમાં એક મ્હોટી અડચણ રૂપ હતી અને છે.

એ અડચણ હાલ તુરત કેટલેક અંશે દુર રહે એવા હેતુથી વાંચનારાઓને તેમનાજ દ્રવ્યથી ઉત્તમ અને સસ્તુ વાંચન પૂરૂં પાડી શકાય એવા ધોરણપર ગ્રંથમાળાઓ અને માસિકો કહાડવા સંબંધી આ યોજના જન્મ પામી છે.

એ યોજનાને અનુસરીને જુદા જુદા વિષયોને લગતી સસ્તી કિંમતે કહાડી શકાય એવી કેટલીક ગ્રંથમાળાઓ નીચે જણાવી છે.

૧ વેદાન્ત ગ્રંથમાળા.
૨ મહાભારત રામાયણ ગ્રંથમાળા.
૩ પુરાણ ગ્રંથમાળા.
૪ સ્ત્રી ઉપયોગી ગ્રંથમાળા.
૫ વિદ્યાર્થી ઉપયોગી ગ્રંથમાળા.
૬ પ્રાચીન કાવ્યમાળા.
૭ નવીન કાવ્યમાળા.
૮ નવલકથા માળા.
૯ ઇતિહાસ માળા.
૧૦ સંક્ષિપ્ત જીવન ચરિત્રમાળા.
૧૧ બ્રહદ્ જીવન ચરિત્રમાળા.
૧૨ વૈધક ગ્રંથમાળા.
૧૩ વ્યાખ્યાન ગ્રંથમાળા.
૧૪ વિવિધ ગ્રંથમાળા.

એ ઊપરાંત નીચે જણાવેલા પ્રકારનાં અને બીજા પણ આવશ્યક હોય તે તે પ્રકારનાં માસિકો સસ્તી કિંમતે કહાડી તે દ્વારા તે તે પ્રકારનું બ્હોળું વાંચન ફેલાવી શકાય.

અહીં રહેતી હોવાથી સરાસરી માત્ર પંદરની આવક વાળો આ દેશમાંનો સેંકડે નેવું ટકા જેટલો મધ્યમ અને નિર્ધન વર્ગ તો તેનો લાભ લેવાને સદા અશકતજ રહેછે. માટે જેમ સાધારણ દુષ્કાળ વખતે અન્ન, જળ, વસ્ત્ર, ઔષધ, કામકાજ અને રહેઠાણ ઇત્યાદિ ઘણા મ્હોટા પાયા ઉપર પુરાં પાડવાની જરૂર અને ફરજ સમજવામાં આવેછે તેવીજરીતે શરીર બળ, મનોબળ, દ્રવ્યબળ, અને ધર્મબળ ઇત્યાદિ બાબતોના કષ્ટદાયક દુષ્કાળો જ્યાં અનેક વર્ષથી ચાલુ રહી ઘર કરી બેઠેલા છે એવા આ દેશમાં ગરીબો ખરચી શકે એવી માત્ર નામની કિંમતે ઉત્તમ વાંચન પુરૂં પાડવાનું કાર્ય ઘણા બહોળા પ્રમાણમાં થવું જોઇએ.

એ કાર્ય કરવાની પવિત્ર ફરજ આપણા શ્રીમંતો, વિદ્વાનો, ધર્મ ગુરૂઓ, પરોપકારી મંડળો, રાજા મહારાજાઓ અને અગ્રેસરો તેમજ નામદાર સરકારને શિર રહેલી છે. માટે તેઓનું તે તરફ ધ્યાન ખેંચાય અને શરિરબળ, મનોબળ તેમજ ધનબળવાળાઓ વચ્ચેનું જોડાણ વધતું જઇ દેશોન્નતિની બીજી અનેક બાબતોની પેઠે વિવિધ વ્યાવહારિક પારમાર્થીક જ્ઞાનનો બહોળા પ્રમાણમાં પ્રચાર કરવાને માટે અનેક પરોપકારી મંડળો સ્થાપન થાય, તેઓ દ્વારા વિશાળ યોજનાઓ અમલમાં મુકાય, ઉત્તમ વાંચન માત્ર નામનીજ કિંમતે અપાય અને તે તૈયાર કરાવવાનો, ફેલાવવાનો તથા સસ્તું આપવાને લગતો ખરચ તથા મહેનત પરોપકાર દ્રષ્ટિથી ઉઠાવી લેવાય એવી ઇચ્છાથી તે બાબતમાં શરૂઆત દાખલ કંઇક યત્ન કરવો એ આ **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** નો હાલમાં મુખ્ય હેતુ છે.

એ હેતુને અનુસરીને આ ખાતાએ બે વર્ષમાં થઇને જુદા જુદા ગૃહસ્થોના ઉછી દાખલ દ્રવ્ય વડે સાત લોકોપયોગી પુસ્તકોની ચોપન હજાર પ્રતો પડતર કિંમતે પ્રસિધ્ધ કરી હતી. જેની કિંમત બીજી રીતે નીકળતાં તેવાં પુસ્તકો સાથે સરખાવતાં સેંકડે સાઠ ટકા જેટલી ઓછી રાખી શકાવાથી તે ખરીદનાર જન સમાજને બાવીસ હજાર રૂપિયાનો

ફાયદો થયો હતો. ચોપન હજાર પ્રતોમાંથી સાતેક હજાર પ્રતોજ હવે સિલકમાં છે.

જ્ઞાન પ્રસારની બહોળી આવશ્યકતા તરફ એતાં ઉપલું કાર્ય તો સમુદ્રમાંના ટીપા સમાન પણ નથી. હજીતો જુદાં જુદા વિષયોને લગતાં હજારો પુસ્તકોની લાખો પ્રતો એના કરતાં પણ સસ્તી કિંમતે કહાડવી જોઇએ. યોગ્ય પ્રયત્નથી એ કાર્ય બની શકે તેવું છે; તેમ જન સમાજ પણ સસ્તા પણાને લીધે તેનો બહોળા પ્રમાણમાં લાભ લઇ શકે તેમ છે, પરંતુ તે દરેક પુસ્તક છપાય અને ખપી રહે ત્યાંસુધી તે અાતેઃ રોકવા પડતા દ્રવ્યની અગવડની ખામી તે કાર્યમાં એક મ્હોટી અડચણ રૂપ હતી અને છે.

એ અડચણ હાલ તુરત કેટલેક અંશે દુર રહે એવા હેતુથી વાંચનારાઓને તેમનાજ દ્રવ્યથી ઉત્તમ અને સસ્તું વાંચન પૂરૂં પાડી શકાય એવા ધોરણપર ગ્રંથમાળાઓ અને માસિકો કહાડવા સંબંધી આ યોજના જન્મ પામી છે.

એ યોજનાને અનુસરીને જુદા જુદા વિષયોને લગતી સસ્તી કિંમતે કહાડી શકાય એવી કેટલીક ગ્રંથમાળાઓ નીચે જણાવી છે.

૧ વેદાન્ત ગ્રંથમાળા.
૨ મહાભારત રામાયણ ગ્રંથમાળા.
૩ પુરાણ ગ્રંથમાળા.
૪ સ્ત્રી ઉપયોગી ગ્રંથમાળા.
૫ વિદ્યાર્થી ઉપયોગી ગ્રંથમાળા.
૬ પ્રાચીન કાવ્યમાળા.
૭ નવીન કાવ્યમાળા.
૮ નવલકથા માળા.
૯ ઇતિહાસ માળા.
૧૦ સંક્ષિપ્ત જીવન ચરિત્રમાળા.
૧૧ બૃહદ્ જીવન ચરિત્રમાળા.
૧૨ વૈદ્યક ગ્રંથમાળા.
૧૩ વ્યાખ્યાન ગ્રંથમાળા.
૧૪ વિવિધ ગ્રંથમાળા.

એ ઉપરાંત નીચે જણાવેલા પ્રકારનાં અને બીજા પણ આવશ્યક હોય તે તે પ્રકારનાં માસિકો સસ્તી કિંમતે કહાડી તે દ્વારા તે તે પ્રકારનું બહોળું વાંચન ફેલાવી શકાય.

| | |
|---|---|
| ૧ કારીગરો માટે | ૫ વિદ્યાર્થીઓ માટે |
| ૨ વેપારીઓ માટે | ૬ વિવિધ વિષયો સંબંધી |
| ૩ સ્ત્રીઓ માટે | ૭ ખેતીવાડી વિષે |
| ૪ સન્યાસીઓ માટે | |

ત્રીજી બાબત સાપ્તાહિક વર્તમાન પત્ર (મુંબઇના "ગુજરાતી" પત્ર જેવા કદનું) કાંઇપણ મુલ્ય લીધા વિના માત્ર પોષ્ટેજ ખર્ચનાં બદલામાંજ કહાડવાને લગતી છે. આ બાબતને લગતો સર્વ ખર્ચ ઉદાર સજ્જનોની સહાયતાથી તેમજ જાહેર ખબરોની આવકથી નિભાવી શકાય, અને દસ હજાર પ્રતોથી તેની શરૂઆત કરીને સગવડના પ્રમાણમાં તેમાં વધારો કરતા રહી લાખની સંખ્યા સુધી તે પૂરૂં પાડી શકાય.

ઉપર જણાવેલી બાબતો માટે જોઇતું ઉત્તમ અને પૂરતું લખાણ ક્યાંથી લાવવું ? તેનો ખુલાસો કે, સંસ્કૃત, ઇંગ્લીશ, બંગાળી, મરાઠી, હિંદી અને ઉર્દુ વિગેરે જાણીતી ભાષાઓમાં ઉત્તમ અને ઉપયોગી વાંચન એટલા મોટા પ્રમાણમાં બહાર પડી ચુકેલું છે અને નવું પડતું જાય છે કે તે સર્વનો દસમો અંશપણ હજી આપણી ગુજરાતી ભાષામાં બહાર આવી શકયો નથી. વાંચનના એ વિશાળ સાગરમાંથી ખાસ ઉપયોગી થઇ પડે એવાં સારામાં સારાં ચુંટી કહાડેલાં લખાણો અને અનુકરણોજ માત્ર ઉપર જણાવેલી ગ્રંથમાળાઓ, માસિકો અને વર્તમાનપત્ર દ્વારા અપાય તોપણ તે કદી ખુટે તેમ નથી. વળી આ જન સેવાના કાર્યમાં નિષ્કામતાથી ઉત્તમ લેખો આપી શકે એવા સુયોગ્ય વિદ્વાનોની હવે બહુ અછત જેવું ન હોવાથી નવિન લેખો પણ પૂરતા પ્રમાણમાં આપી શકાય તેમ છે.

આગળ જણાવેલી યોજનાઓમાંથી અજમાયશ દાખલ **વિવિધ ગ્રંથમાળા** ને લગતી યોજના આ સાથેજ અને આ ખાતા મારફતેજ શરૂ થાય છે. જે વિષેની હકીકત તથા નિયમો આ પુસ્તકમાં અન્ય સ્થળે

આપેલા છે. અનુમાન કરેલાં સુયોગ્ય પરિણામો પ્રતિત થશે તો બનતી તાકીદે નીચેની ગ્રંથમાળાઓ શરૂ કરવા યત્ન થશે.

**૧ સંક્ષિપ્ત જીવન ચરિત્ર માળા.**—જેમાં દેશ વિદેશનાં મહાન નરનારીઓનાં ચૂંટી કહાડેલાં ઉત્તમ ચરિત્રો આવતાં રહેશે.

**૨ વેદાંત ગ્રંથમાળા.**—જેમાં જ્ઞાનેશ્વરી, યોગવાસિષ્ઠ, સભાષ્યગણેશગીતા, પંચદશી, ચિદઘનાનંદીગીતા અદ્વૈતામૃત, ઉપનિષદો, અધ્યાત્મરામાયણ, વેદાંતસ્તોત્ર ઇત્યાદિ વેદાંતને લગતાં પુસ્તકોનાં ભાષાંતરો બનતાં સુધી તેના મુળ શ્લોક સહિત આપવામાં આવશે.

**૩ પ્રાચીન ઇતિહાસ માળા**—એમાં મહાભારત તથા રામાયણનાં પુસ્તકો અને ભાગવત ઇત્યાદિ પુરાણો તથા ઉપ પુરાણો શ્લોક સહિત આવશે.

ઉપર જણાવેલી અને બીજીપણ અનેક પ્રકારની સસ્તું વાંચન ફેલાવવાને લગતી યોજનાઓ પરોપકાર દૃષ્ટિએ અનેક હસ્તે શરૂ કરી સારાં પરિણામો લાવી શકાય તેમ છે. અનેક પરોપકારી સદ્‌ગૃહસ્થો, વિદ્વાનો, રાજા મહારાજાઓ તેમજ ગુજરાત વર્નાક્યુલરસોસાઇટી, ફારબસ સભા અને ગુજરાતી સાહિત્ય પરિષદ્ જેવાં પરોપકારી મંડળો આ બાબતમાં ઘણું કરી શકે તેમછે. અત્યાર સુધીમાં પણ ઠેકઠેક પ્રયાસો થયાછે અને સેંકડો પુસ્તકો બહાર પાડવામાં આવ્યાં છે પરંતુ સાધારણ અને કનિષ્ઠ સ્થિતિવાળા જન સમાજમાંના સેંકડે નેવુંટકાથી પણ વધારે પ્રમાણવાળા વર્ગની સ્થિતિને બંધ બેસતી તેની કિંમત ન રાખી શકાયાથી તે વર્ગમાટે તે પ્રયાસો માત્ર થોડાજ પ્રમાણમાં ઉપયોગી થઇ શક્યા છે.

અતિ ધનવાન ઇંગ્લંડ જેવા દેશમાં પણ ઉત્તમ પુસ્તકો એટલી સસ્તી કિંમતે મળી શકે છે કે તે પુસ્તકોનું કદ અને તેમાં વપરાતા કાગળો પૂઠાં અને બંધાઇ વિગેરે જોતાં આ સસ્તા સાહિત્ય તરફથી રાખવી પડતી કિંમત પણ હજી તેના કરતાં વધારે છે.

બાયરન, ટેનીસન, શૈલી, બ્રૌનીંગ, શેક્ષપિયર, મિલ, હક્ષ્લી અને ડાર્વિન ઇત્યાદિ ત્યાંના પ્રખ્યાત અને મહાન કવિયો તેમજ લેખકોનાં પુસ્તકોની સસ્તી આવૃત્તિઓ જેમણે જોઇ હશે તેમને ઉપલી બાબત અધિક સમજાવવી પડે તેમ નથી આ પુસ્તકો તે દેશમાંજ સસ્તાં વેચાય છે, એટલુંજ નહિ પરંતુ આટલે દુર આવીને આ દેશમાં પણ તે તેટલાંજ સસ્તાં વેચાય છે.

આ લખનાર જેવા ઇંગ્રેજી ભાષાથી અજાણ્યા હોય તેવા બંધુઓની જાણમાટે આ બાબતના એક બે દાખલાઓ પણ આપી શકાશે.

લૉર્ડ લીટનકૃત "ઝેનોની" નામનું પુસ્તક-જેના ઉપરથી અનુકરણ થઇ ગુજરાતીમાં નીકળેલું પુસ્તક રૂ ૨ ની કિંમતે આ દેશમાં વેચાય છે તે મુળ ઇંગ્રેજી પુસ્તક માત્ર પાંચ આનીમાં અહીં હજારો માઇલ આવવાનો ખર્ચ ચડવા છતાં વેચાય છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવા પરોપકારી સાહિત્ય પ્રચારક મંડળ તરફથી ભાષાંતર થઇને રૂ ૧।માં બહાર પડેલા 'કેળવણી' નામના પુસ્તકનું "એજ્યુકેશન" નામનું હર્બર્ટ સ્પેન્સર રચિત મુળ ઇંગ્રેજી પુસ્તક તે દેશના વેપારને ખાતર કાર્ય કરનારા વેપારીઓ હસ્તે નીકળયા છતાં પણ માત્ર પાંચ આનામાંજ મળી શકે છે.

જે પ્રજામાં અગત્યનું વાંચન આટલું બધું સસ્તું મળી શકતું હોય ત્યાંના ગરીબમાં ગરીબ મજુરોના ઘરમાં પણ સેંકડો પુસ્તકોની લાઇબ્રેરીઓ હોય અને તે પ્રજા વ્યવહાર, કળા, બળ, બુદ્ધિ, અને વૈભવ વિગેરેમાં વિશેષ હોય તેમાં શું આશ્ચર્ય?

ઉપર જણાવેલાં અગત્યનાં ઇંગ્રેજી પુસ્તકોની સાથે ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં અગત્યનાં પુસ્તકોની સરખામણી કરી જોવાથી

હરકોઇ સજ્જનની ખાત્રી થશેજ કે અહીંનાં તેવાં પુસ્તકોની કિંમતનું પ્રમાણ ત્રણ ચાર ગણું તો છેજ. આ તુલનાથી એમ કહેવાનું નથી કે તેટલી બધી કમાણી અહીંના પુસ્તકવાળાઓ કે મંડળો કરી લે છે. અહીંની ઓછી ખપત મોંઘવારીનું અગત્યનું કારણ છે, પરંતુ **મોંઘવારી એ ઓછી ખપતનું કારણ** થઇ પડે છે એ વાત હજી આપણા દેશના વેપારીઓ અને પરોપકારી ગૃહસ્થો તેમજ મંડળોના ધ્યાનપર લાવવી એજ અત્ર આશય છે. બીજો આશય એવું કહેવાનો છે કે, "વાર્ષીક સાતસોની પેદાશવાળા દેશમાં ચાર આને મળતું હોય તેવું પુસ્તક પંદર રૂપિયાની પેદાશવાળા દેશમાં એક રૂપિયે મળતું હોય તો તે બસોગણું મોંઘું પડયું કે નહિ ? પ્રિય વાંચનાર! આટલી બધી મોંઘવારી હશે ત્યાંસુધી જ્ઞાન જેવી સર્વથી વધારે અગત્યની ચીજ આ દેશમાં પુરતી રીતે ફેલાઇ શકશે ?"

ત્યારે યોગ્ય સસ્તાપણું કેવી રીતે આવી શકશે? આ લખનારને તો બીજો કોઇ માર્ગ તે વિષે ન દેખાતાં એટલુંજ સમજાય છે કે, પરોપકાર વૃત્તિથીજ એ કાર્ય બની શકે તેમ છે.

ઉપર પ્રમાણે હકીકત હોવાથી પરોપકાર કરવાને લગતી બીજી અનેક બાબતોના જેટલુંજ અને ખરૂં કહેતાં તેથી પણ વધારે મહત્વ આ બાબતને અપાવું જોઇએ. સાધારણ અને ગરીબ સ્થિતિવાળાઓએ શરિરથી, ધનવાનોએ ધનથી અને વિદ્વાનોએ વિદ્યાથી આ ઉત્તમ પરોપકારનું કાર્ય કરવું જોઇએ.

પરોપકારનાં અનેક કાર્યો કરવાનો ઉત્સાહ દર્શાવનારા કંઇએક મનુષ્યો જોવા સાંભળવામાં આવે છે, પરંતુ કાર્ય પ્રદેશમાં પ્રવેશ કરવાનું તેમાંના ઘણાખરાથી બની શકતું નથી. ખરી વાત છેકે શરીરબળ, દ્રવ્યબળ અને વિદ્યાબળ અર્થાત મનોબળનો યોગ થયા વિના આવાં કાર્યો જોઇએ તેવી રીતે થઇ શકતાં નથી પરંતુ ઉત્સાહી મનુષ્યો તે સર્વ સંયોગો તુરતમાં પ્રાપ્ત નહોય તેથી નિરાશ થતા નથી. ત્રણમાંનું એક

બળતો ઘણે ભાગે દરેક મનુષ્યમાં રહેલું હોય છેજ. જો તે એક બળનો ઉદારતા અને દક્ષતા તથા નિષ્કામતા પૂર્વક ઉપયોગ કરવામાં આવે તો બીજાં બળો અથવા તે બળ વિના બીજીરીતે નભી જાય એવી યુક્તિઓ પ્રાપ્ત થયા વિના નથીજ રહેતી.

કંઇ એક ઉત્સાહી દેખાતા મનુષ્યો ઉપર પ્રમાણે પ્રાપ્ત બળનો ઉપયોગ ન કરતાં પ્રથમથીજ બીજાની મદદની વાટ જોઇને બેસી રહેછે, અને પછીતે ન મળવાથી બીજાઓ પર મદદ નહિ આપવાનો દોષ અને રોષ વર્ષાવે છે. શરિર સંપત્તિ વાળા મનુષ્યો તે સંપત્તિનો બનતો સદ ઉપયોગ કરવા રૂપ શરૂઆત કર્યા વિનાજ મ્હોટી અને ખોટી આશામાં રમતા હોય છે કે, ધનવાનો કે વિદ્વાનો તરફથી આટલી મદદની અમારે જરૂરછે તે મળી આવે તો અમે અમુક અમુક પરોપકારનાં કાર્યો ઉઠાવવા તૈયાર છીએ.

ધન સંપત્તિવાળાઓ યથાશકિત તે સંપત્તિનો ઉપયોગ કરીને શરૂઆત કર્યા વિનાજ એવી આશામાં વખત ગાળતા હોય છે કે, વિદ્વાનો અને બીજાઓની અમુક મદદ મળી આવે તો અમુક જનસેવાનાં કાર્યો કરવા અમારી ધારણા છે.

વિદ્વાન મનુષ્યો પોતાની વિદ્યાનો બનતો સદ્ ઉપયોગ કરી બતાવવા પહેલાંજ ઇચ્છે છે કે, ધનવાનો અને જન સમાજ તરફથી અમને અમુક ટેકો મળવો જોઇયે જેથી અમે દેશ અને ધર્મ સેવાનાં અમુક કાર્યો ઉઠાવી શકીએ.

આવી આશાઓમાં રમ્યા કરવાથી કદી કોઇ મહત્તાવાળાં કાર્યો થયાં નથી ને થનાર પણ નથી. દુનિયામાં જે કાંઇ મ્હોટાં કાર્યો થયાં છે તે સર્વના કરનારાઓએ એવી વૃથા આશાઓમાં સમય ન ગાળતાં પોત પોતાને પ્રાપ્ત બળ અને સાધનનો યથા શકિત સદુપયોગ કરીનેજ તેવાં કાર્યો ની શરૂઆત કરેલી હોય છે. બીજાઓની સહાયતો પછીજ મળેછે.

સ્વતંત્ર કાર્યો શરૂ કરવાનું ન બને તેઓ તેવાં કાર્યો કરનારાઓને બનતી મદદ કરવાનું રાખે તો પણ થોડું નથી. આથી પરીણામે તેમની પોતાનીજ શક્તિઓ અભ્યાસ અને અનુભવથી પરિપક્વ થઇ અધિક બળવાન થાય છે, અને ઇચ્છિત સ્વતંત્ર કાર્યો કરવાની યોગ્યતા તેઓમાં આવે છે.

વ્યાપારીઓ વ્યાપારને ખાતર પણ આવી જુદી જુદી યોજનાઓ ઉપાડી લે તો આ ખાતાના જેવી અથવા તેથી સ્હેજ વધુ કિંમતે તે પાર પાડી શકે અને સ્વાર્થ ભેગો પરોપકાર પણ સાધ્ય કરી શકે. "થોડે નફે ઘણો વ્યાપાર" એ કહેવતપર અમલ કરનારા ઇંગ્લંડ, અમેરિકા જેવા વેપારીઓજ આ દેશમાં કયાં છે?

કોઇપણ મંડળ, વ્યાપારી, પરોપકારી ગૃહસ્થ, ધર્મગુરૂ, વિદ્વાન, અગ્રેસર અથવા રાજા મહારાજા જેઓ આ અથવા આને મળતી કોઇપણ યોજના તૈયાર કરવા અથવા અમલમાં લાવવા ઇચ્છતા હોય તેઓને અથથી ઇતિસુધી આ ખાતા સંબંધી પોતાને મળેલો અનુભવ દર્શાવવાને અને જરૂર હશે તો તેવા કાર્યમાં આ ખાતા દ્વારા વ્યવસ્થા વિગેરેની બનતી અનુકૂળતા કરી આપવાને આ લખનાર તૈયારજ રહેશે.

हरि ॐ तत्सत्.

મુંબઇ. સંવત ૧૯૬૭ કાર્તિક

ભિક્ષુ—અખંડાનંદ

'મંત્રી' સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

# આ વિવિધ ગ્રંથમાળા
## વિષે કેટલુંક વિવેચન.

સસ્તા વાંચનને લગતી આગળ જણાવેલી યોજનાઓમાંથી અજ-માયશ દાખલ આ **વિવિધ ગ્રંથમાળા** ની યોજના આ ખાતાએજ હાથ ધરી છે જેનો અનુભવ અન્ય યોજનાઓ માટે રસ્તો કરશે.

આ ગ્રંથમાળા મારફતે હરકોઇ ઉપયોગી વિષયને લગતાં પુસ્તકો નીકળનાર હોવાથી તેનું નામ **વિવિધ ગ્રંથમાળા** રાખ્યું છે.

આ ગ્રંથમાળા મારફતે આપવા ધારેલાં આ પુસ્તક સિવાયનાં બીજાં પુસ્તકોમાંનાં કેટલાંકનાં નામ આ નીચે આપ્યાં છે. જે ઉપરથી પુસ્તકોની પસંદગીનું ધોરણ કેટલેક અંશે વાંચકવર્ગના ધ્યાનમાં આવશે.

(૧) સ્વામી રામતીર્થનું જીવન તથા વ્યાખ્યાનો. (૨) સ્વામી વિવેકાનંદનાં કામો, કાગળો તથા વ્યાખ્યાનો (૩) બાબુ કેશવચંદ્રસેન કૃત નવસંહિતા (આખી અથવા તેનો સાર) (૪–૫) હમીર કાવ્ય તથા ચાર સંવાદો. (કલાપી–લાઠી દરબાર કૃત) (૬) જપાનની મુસાફરી (૭) સ્વ૦ ન્યાય મુર્તી રાનડેનાં ધર્મપત્નિ હસ્તે તેમનાં ચરિત્ર વિષે બહાર પડેલા પુસ્તકનું ભાષાંતર (૮) અબળા હિત દર્પણ. (નવીન ઇનામી નિબંધ) (૯) હિંદની ઉન્નતિનો માર્ગ (વિદુષિ એનીબિસંટ કૃત) (૧૦) ભક્તિ જ્ઞાન પદ સંગ્રહ. (૧૧) કેવી રીતે પોતાની ઉન્નતિ કરવી? (૧૨) મા અને છોકરાં. (૧૩) શ્રીમદ્ રાજચંદ્રનાં વચનામૃત. (૧૪) સદવચન સંગ્રહ (મહાત્માઓનાં ઉપદેશક વચનોના સંગ્રહરૂપ.)

ઉપર જણાવેલાંમાંથી તેમજ બીજાં પણ જુદા જુદા વિષયોને લગતાં જે કાંઇ લોકોપયોગી જણાશે તે તે પુસ્તકો–પછી તે અગાઉ પ્રસિધ્ધ થઇ ચુકેલાં * હશેકે નવાં પ્રસિધ્ધ કરવાનાં હશે તે—આ ગ્રંથ-માળા દ્વારા અપાતાં રહેશે.

---

* મોંઘી કિંમતે પ્રસિધ્ધ થવાથી જન સમુહનો જે ઘણો મ્હોટો ભાગ તેનો લાભ લઇ શક્યો ન હોય તેમને માટે તો એ પ્રસિધ્ધ થઇ ચુકેલાં તે ન પ્રસિધ્ધ થયેલાંના જેવાંજછે એ વાતની અત્ર સ્મૃતિ આપવામાં આવે છે.

વિદ્વાનો પાસે પ્રસિધ્ધ થયા વિના પડી રહેલાં તેમજ નવિન તૈયાર થયેલાં તથા ઉપયોગી છતાં મળી શકતાં ન હોય અથવા પ્રસિધ્ધ ન થયાં હોય તેવાં પુસ્તકો, નૉવેલો, નિબંધો, જીવન ચરિત્રો, તેમજ સ્ત્રીવર્ગને ઉપયોગી થઇ પડે તેવાં પુસ્તકો પણ આ ગ્રંથમાળા દ્વારા બહાર પાડવા યત્ન થશે.

ઇંગલીશ, સંસ્કૃત, બંગાળી, મરાઠી, હિંદી, ઉર્દુ ઇત્યાદિ ભાષાઓમ નીકળેલાં જે પુસ્તકો તેમજ લેખો સાધારણ જૈન સમાજને અતિ ઉપયોગી થઇ પડે તેમ હશે તેનાં ભાષાંતરો પણ આ ગ્રંથમાળા દ્વારા આપવા યત્ન થશે. સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્રે બહાર પાડેલાં સેંકડો પુસ્તકોમાંનાં ઉત્તમ પુસ્તકો પણ સંશોધન સહિત બહાર પડતાં રહેશે.

જે કોઇ સજ્જનો અથવા પરોપકારી મંડળો સારાં પુસ્તકો યા લેખો તૈયાર કરીને યા કરાવીને નિષ્કામ ભાવથી તે પ્રસિધ્ધ કરવા આપશે તે પણ આ ગ્રંથમાળા દ્વારા યથાવકાશ પ્રસિધ્ધ કરવામાં આવશે.

આ ગ્રંથમાળાનું અથવા આ ખાતા તરફનું દરેક પુસ્તક પ્રાપ્ત સાધન અને સંયોગોને અનુસરીને સંશુધ્ધિ વિગેરે બાબતમાં બનતી કાળજી પૂર્વકજ નીકળે છે અને નીકળશે, છતાં અનેક કારણે તેમાં ભુલ ચુક રહી જાય એ પણ સંભવીતજ છે. માટે સજ્જનોને તેવું જે કાંઇ પ્રતિત થાય તે વિષે યોગ્ય સુચનાઓ આપવાને તેમને નમ્રતાપૂર્વક પ્રાર્થનાં છે. આથી અન્ય આવૃત્તિ સમયે તે સુધરાવી શકાશે.

સવ પ્રકારે અનુપમ અને સર્વોત્તમ શ્રી હરિ વિના બ્રહ્માંડ માત્રમાં એવી કોઇપણ વ્યક્તિ, પદાર્થ કે કાર્ય નથી કે જેને તેનાથી ઉતરતી વસ્તુ સાથે સરખાવવાથી તે ઉત્તમ ન જણાય. તેમજ એવું પણ કશુંજ નથી કે જેને તેનાથી ઉત્તમ ચીજ સાથે સરખાવી જોવાથી તે કનિષ્ઠ ન જણાય છતાં શુભેચ્છા પૂર્વકની સુચનાઓ જંગતમાં અવશ્યની ને હિતકારકજ મનાતી અને નિવડતી આવી છે. માટે આ ખાતા તરફથી બહાર પડતા વિચારો તેમજ યોજનાઓ વિષે તથા આ ગ્રંથમાળા દ્વારા અને બીજી

રીતે બહાર પડેલાં અને પડનારાં પુસ્તકોની પસંદગી વિગેરે બાબતો વિષે અનુભવી સજ્જનો તરફની સુચનાઓ મેળવવાને આ ખાતું સર્વદા આતુરજ રહેશે.

યોજના વિચારવાનું તેમજ અમલમાં મુકવાનું સર્વકાર્ય કંઇ પણ જીવ જેવા ફંડકે મહેનતની સહાયતા વિના એક હાથે કરવાનું હોવાથી બહારથી મળતી સુચનાઓ જેટલા પ્રમાણમાં તે સ્થિતિના જ્ઞાન પૂર્વક, અમલ કરાવવાના અનાગ્રહ પૂર્વક અને અમલ કરવાની બાબતમાં યથા શકિતી સહાયક થવાની તત્પરતા પૂર્વક મળશે તેટલા પ્રમાણમાં તે માટે આ લખનાર અધિક ઉપકારી થશે. વળી વિચારોની અદલા બદલી સંબંધી પત્ર વ્યવહારનું કાર્યપણ એટલું વિશાળ છે કે તે ખાતે પુરતો વખત રોકવાજતાં પ્રાપ્ત વ્યવસ્થાનું કાર્ય તદન છોડી દેવુંજ પડે તેમ છે માટે બહારથી મળતી સુચનાઓ સાંભળતા જઇ તેપર બનતો વિચાર અને અમલ થવા યત્ન કરવાનુંજ હાલ તુરત તો રાખવું પડયું છે.

કાર્ય પ્રદેશના કંઇપણ અનુભવ કે જ્ઞાન વિનાના તેમજ પોતાથી કશું બને નહિ અને બીજાઓની ખોડો ખોળવામાં ચતુર તથા કુવાના કાચબાની પેઠે પોતાની અલ્પ સૃષ્ટિ અને દ્રષ્ટિમાં યોગ્ય જણાય તે રસ્તેજ બધા જગતને ચાલતું જોવા ઇચ્છનારાઓ અને અમુકે આમ કરવું જોઇએ ને અમુકે તેમ કરવું જોઇએ ઇત્યાદિ પ્રલાપો કરવાની પ્રાથમિક વાચળ સ્થિતિમાંજ જેઓ પડી રહેલા હોય તેમને પોતાની સ્થિતિની કિંમત સમજાય અને કેવા કાર્ય વાહક શ્રેષ્ઠ પુરૂષોની દેશને જરૂર છે તેનું તેમને જ્ઞાન થઇ તેવા બનવાને તેઓ આકર્ષાય એવા હેતુથી આપણા માનવંત રાજ્યદ્વારી પુરૂપ રત્ન શ્રીયુત ગોખલેનાં વચનો નીચે ટાંકવામાં આવે છે.

"હાલની સ્થિતિમાં જે માગીએ છીએ તે નવા વિચારો નથી, પણ આત્મબલિદાન છે. વાતો કરવાનું નહિ પણ કાર્ય કરવાનું છે. સવારમાં વહેલા કામ કરો, અને રાત્રે મોડા સુધી કામ કરો. સવારે પ્રાતઃકાળે કામ

કરો અને રા અંધારૂં થાય તો પણ કામ કરો. આપણે માટે ભાવિના ઉદરમાં શું ભર્યું છે તે કોઇ જાણતું નથી, પરંતુ એક વસ્તુ તદન સ્થાયી છે કે—જે મનુષ્યોનું જીવન સ્વદેશાભિમાનથી ઉછળી રહ્યું છે,શ્રદ્ધાથી ટકી રહ્યું છે, અને આત્મ બલિદાનથી ઉદાર થયું છે તે મનુષ્યોને આપણી આખી સૃષ્ટિમાં એવી એક પણ વસ્તુ નથી કે જે સાધ્ય ન થઇ શકે. **હિંદ હવે આશા રાખે છે કે તેની સેવા માટે પુરતી સંખ્યામાં આવા પુરૂષો બહાર પડે.** જો આ આશા ફલિભૂત થાય તો સર્વ વાનાં સારાં થશે."

## ગ્રંથ દાન અથવા જ્ઞાન દાન.

જેઓ પોતાને યોગ્ય લાગે તેમને અથવા આ ખાતું ખાત્રી કરીને પસંદ કરે તેવા ગરીબ મનુષ્યોને આ ગ્રંથમાળા મફત પુરી પાડવા ખાતે કંઇપણ રકમ મોકલી આપશે તેમના તરફથી દરેક રૂપિયા દીઠ એક માણસને આ ગ્રંથમાળા પુરી પાડવામાં આવશે. મફતનો દુરૂપયોગ નથાય તેટલા માટે બાકીના આઠ આના તે માણસ પાસેથીજ લેવાશે.

આશા છે કે રાજા, મહારાજા તેમજ ઠાકોર સરદારો પોતાના તાબાની પ્રજામાં શુભ વાંચન દ્વારા જ્ઞાન વૃદ્ધિ થવા અર્થે આ પ્રકારનો લાભ લોકોને આપાવશેજ.

## આવક ખર્ચનો હિસાબ.

આ ગ્રંથમાળાનું લવાજમ તથા હરેક પ્રકારની મદદ અને આવકનો તથા ખર્ચનો હિસાબ અને રીપોર્ટ દર વર્ષે સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયના હિસાબ સાથે આ ગ્રંથમાળા દ્વારા પ્રસિદ્ધ થતો રહેશે. તેની રૂયે જો કાંઇ ખૂટ જણાશે તો તે મદદ મેળવીને યા હરેક પ્રકારે પૂરવા યત્ન થશે અને વધારો જણાશે તો આવાં બીજાં સદ્કાર્યો કરવા ખાતે આ સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયના ફંડમાં તે જમા થશે.

## સસ્તા પણું અને ખર્ચનો આધાર.

અનેક પ્રકારનાં પુસ્તકો ખરીદવાનો તથા ભાષાંતરો કરાવવાનો

તેમજ તેની દરેક પ્રકારની વ્યવસ્થાને લગતા ખર્ચની ગોઠવણ આ પ્રમાણે છે કે પહેલા તથા બીજા વર્ગના ગ્રાહકોના લવાજમમાં ફાળા પુરતો ખર્ચ ચડાવી લીધેલો છે. ત્રીજા તથા ચોથા વર્ગપર તે ખર્ચ ફાળા પુરતો ચડાવેલો નથી. જેનો બદલો સહાયક વર્ગ દ્વારા અથવા બીજી રીતે મળતી સહાયતાથી વળી રહેવા ગણત્રી રાખેલી છે.

ઉપલી ધારણા અને ગણત્રીની રૂયે ત્રીજા તથા ચોથા વર્ગનાં મળીને પાંચસો ગ્રાહકો અથવા સહાયક વર્ગનાં પૂરતાં ગ્રાહકો નીકળી આવશે તોજ આ ગ્રંથમાળા આટલી સસ્તી કિંમતે ચાલુ રાખી શકાશે.

ચાલુ વર્ષના પ્રયાસને પરિણામે જો ઉપલી ગણત્રી ખરી નહિ પડે તો પોષ્ટેજ ખર્ચ જુદું લેવાતું નથી તે જુદું લેવાની અથવાતો આ ગ્રંથમાળાને પડતી મૂકવાની જરૂર પડશે.

શુભેચ્છાઓની સફળતા અને નિષ્ફળતાના અતિ વિચારોમાં વધારે ગુંચવાઇ ન રહેતાં અને ધાર્યા પ્રમાણે સુગમતાઓ મલશે કે નહિ મળે એવા ડરના માર્યા પ્રથમથીજ ઢીલા પડી જઇ હમેશ માટે મોંઘી કિંમતના ધોરણમાં ફસી ન પડતાં ઉત્તમ વાંચનના સસ્તાપણા માટે બની શકતા યથા શકિત પ્રયાસો અને અજમાયશો જ્યાંસુધી યોગ્ય હાથોએ તે ઉપાડી નહિ લેવાય ત્યાં સુધી અને પોતાની રૂચિ કાયમ રહેશે ત્યાં સુધી આ લખનારતો કર્યે જશેજ. શુભ પ્રયાસો અને અજમાયશો કદાચ નિષ્ફળ નિવડે તો પણ તેવી નિષ્ફળતાઓ માત્ર તાત્કાળીક હોઇ સફળતાનાં અગત્યનાં પગથીયાં રૂપજ હોયછે.

આ કાર્ય એકલેજ હાથે પાર પડવાની આશા આ લખનારકે કોઇપણ રાખી શકે નહિ જેમને આ પ્રયાસ પસંદ હોય તેમની અને જેમના હિત માટે તે કરવામાં આવેછે તેઓ તરફની સહાયતાને પણ આ કાર્યની સફળતાનાં અગત્યનાં સાધનો રૂપ ગણવામાં આવીછે.

## વિદ્વાનો પ્રત્યે વિનંતિ.

વિદ્વાનોને પોતાના વિદ્યા બળની આ કાર્યમાં સહાય આપવા વિનંતિ છે. જુદા જુદા પ્રકારની ગ્રંથમાળાઓ તેમજ ભાષાણોની પસંદગી કરવાની બાબતમાં તેમજ લેખો, પુસ્તકો અને ભાષાંતરોની બાબતમાં બહોળા પ્રમાણમાં એવર્ગની સહાયની અપેક્ષા છે કેટલાકો સસ્તા વાંચનની યોજનાને વિદ્વાનોની આજીવિકામાં નુકશાનકારક ગણી લેવાની ભુલ કરે છે તે અયોગ્ય છે. તેના ખુલાસામાં જણાવવાનું કે.

શરિર બળ, મનોબળ અને ધનબળ આ ત્રણ બળો દરેક વ્યવહારિક કાર્યમાં અગત્યનાં છે. વાત, પિત્ત અને કફ એ ત્રણની યોગ્ય પ્રમાણમાં સ્થિતી વાળું શરીર જેમ આરોગ્ય હોય છે તેમજ એ ત્રણ બળ યોગ્ય પ્રમાણમાં પ્રાપ્ત હોય તેજ મનુષ્ય, સમાજ અથવા દેશ ઉત્તમ સ્થિતિમાં હોય છે, અને એત્રણ બળો વિષમ સ્થિતિમાં હોય તે કનિષ્ટ દશામાં હોય છે. આ દેશમાં વિદ્વાનો પાસે વિદ્યાબળ અર્થાત મનો બળ છે તેના પ્રમાણમાં શરીર બળ અને દ્રવ્ય બળ નથી. ગરીબોમાં શરીર બળ છે તેના પ્રમાણમાં દ્રવ્ય બળ અને વિદ્યાબળ-મનોબળ નથી. શ્રીમંત વર્ગ પાસે દ્રવ્ય બળ છે તેના પ્રમાણમાં વિદ્યા બળ અને શરિર બળ નથી. આર્ય દેશની કનિષ્ટતાનાં આ મોટાં કારણો છે.

આ કનિષ્ટતાનો ઉપાય પણ ઉપલા વિવેચનમાંજ આવી જાયછે. અને તે એકે દરેક વર્ગે જે બે બળની પોતાનામાં ન્યુનતા હોય તે વધારવાનો યત્ન કરવો જોઇએ, અને તે બીજા પાસેથી ખુંચવી લઇ તેનામાં ખાડો પાડીને નહિ પણ એક બીજાને તે કાર્યમાં સહાય આપીને તે સર્વ બળોના અખુટભંડારરૂપ કુદરત પાસેથી તેના નિયમોને અનુસરીને મેળવવાં જોઇએ. તે મેળવવાનાં કાર્યમાં તેમજ મેળવવા પહેલાંની ચાલુ દુર્દશામાં મનુષ્ય જાતી તરીકે બંધુભાવથી એક બીજાને સહાયતા આપવાખાતે દરેક વર્ગે પોત પોતાના પ્રાપ્ત બળનો જેઓ પાસે તે બળ ન હોય તેમના હિતાર્થે સદ્ ઉપયોગ કરવો જોઇએ. આવા સદ્ઉપયોગથી બીજાઓને મદદ અપાયછે

એટલુંજ નહિ પણ મદદ કરનારના પોતાના હક્કમાં તેથી અતિશય લાભ થઇ કુદરત પાસેથી જેજે બળ તેને પોતાને મેળવવાનાં છે તે મેળવવામાં ઘણીજ સુગમતા અને સત્વરતા પ્રાપ્ત થાયછે.

ઉપર પ્રમાણે ત્રણે વર્ગોએ એક બીજાને સહાયભૂત થવાનો હેતુ આવી યોજના ઓથી સિધ્ધ થાયછે અને આવાં ખાતાંઓ એવી સહાયતાઓ લેવા આપવાના મધ્ય બિંદુરૂપ થઇ પડેછે, માટે બીજા બે વર્ગોની પેઠેજ વિદ્રાન વર્ગનું પણ આવી યોજનાઓમા હિત રહેલું સમાજવાનું છે.

કોઇ પણ કાર્યનુ ફળ તેની શરૂઆતમાંજ પ્રતિત થતું નથી. ગોટલો વાવતાંની વારમાંજ આમ્રફળનો મિષ્ટ સ્વાદ કોઇ ચાખી શકતું નથી પણ શરૂઆતમાંતો ઉલટી મહેનત અને ધીરજનુંજ કામછે. આ બાબતમાં પણ તેમજ સમજીને શરૂઆતની અવસ્થામાં આ ખાતાને નિષ્કામ ભાવે બનતી સહાય આપવાનીછે. નજીવી ઘરાકીના કંગાલ વખતમાં વ્યાપાર દ્રષ્ટિથી નીકળતાં થોડાંક મોઘાં પુસ્તકો તૈયાર કરવાના બદલામાં મહામુશીબતે અને ખુશામતે વિદ્વાનોને વ્યાપારીઓ તેમજ ધનવાનો તરફથી મળતી સહાય અથવા બદલા કરતાં સસ્તાપણાને લીધે જ્યારે જન સમાજમાં વાંચનની રાક્ષસી ભુખ જાગ્રત થશે અને તેને માટેના ઉત્તમ વાંચન રૂપી ખોરાક અનેક પ્રકારની રૂચિ વાળાઓ માટે અનેક પ્રકારનો પકાવવા સારૂ વિદ્વાનો રૂપી અનેક રસોઇયાઓની જરૂર વિશેષ પ્રમાણમાં નીકળશે ત્યારેજ તેમની ખરી કદરતો થશે. જન સમાજ કનિષ્ઠ સ્થિતિમાં હશે ત્યાં સુધી વિદ્વાન તરીકેની ઉચ્ચદશા ભોગવી શકવાનીજ નથી તેમજ જન સમાજનું સત્ય હિત થયે વિદ્વાનોને નુકસાન પણ થનારૂં નથી.

આ સસ્તા સાહિત્યની શરૂઆતનાં સાત પુસ્તકોમાંનાં ચાર પુસ્તકો માલિકોની રજા મેળવેલાં અને ત્રણ પુસ્તકો નવિન તૈયાર કરી આપવામાં આવેલાં હતાં. જેમાંનું એક તૈયાર કરી આપનારે પોતાનું નામ જાહેર કરવા ના પાડી હતી અને બાકીનાં **બાળકોની વાતો** તથા **નશીબ ફેરવવાની કુંચી** એ બે પુસ્તકો સ્વર્ગના પ્રખ્યાત ગુર્જર લેખક

અને આ ખાતાના સભાસદ રા. રા. અમૃતલાલ સુંદરજી પઢિયાર તરફથી પૂર્ણ નિષ્કામ ભાવે તૈયાર કરી આપવામાં આવ્યાં હતાં.

એ પ્રમાણે કાંઇ પણ ખર્ચ વિના શરૂઆત થયાના પરિણામે જે વિચારો અને યોજનાઓ જન્મ પામીછે તેની રૂયે થોડો ઘણો ખર્ચ કરીને પણ વિદ્વાન વર્ગની સહાયતા મેળવવાની સગવડ થોડા ઘણા સમયમાં થઇ આવવા સંભવ આવ્યો છે.જે પર અમલ થતાં ક્રમે ક્રમે વિશેષ આવશ્યકતાઓ અને સગવડો પણ જન્મ પામશેજ સસ્તું વાંચન થવાથી પોતાને નુકસાન માનનાર કોઇ કોઇ લેખકોએ આવાતથી ખુશી થવાનું છે. જોકે વિશાળ જન સમાજના હિતને ખાતર થોડા મનુષ્યોને અથવા એકાદ ન્હાના વર્ગને નુકસાન થતું હોય તો તે હિત કરતાં અટકવું એવાત આ લખનારને માન્ય નથી તો પણ નુકસાન નહિછતાં ખાલી નુકશાન માની લેનારાઓ માટે આટલું લખવું જરૂરનું ધાર્યુંછે.

હાલ તેમજ નજીકના વખત માટે પ્રતિત થતી આવશ્યકતાને અનુસરીને જણાય છેકે, હિંદી, મરાઠી, ઇંગ્લીશ, સંસ્કૃત, ઉર્દુ, બંગાળી વિગેરે મુખ્ય ભાષાઓ પરથી અનુવાદ, અનુકરણ તેમજ ભાષાંતરો તથા નવિન રચનાઓ કરી શકે એવા અને આત્મ ભોગના ધોરણે સાદી રીતે નિર્વાહ કરી જન સેવાના કાર્યમાં તનમનથી બનતો પ્રયાસ કરનારા, ઉત્સાહી, પ્રમાણિક, મધ્યમવિચારના અને બીજાઓ સાથે વાતો અને ઉપદેશમાં ઉતરી પડવા કરતાં જાતે કાર્ય કરી બતાવી દાખલો આપવાને વધારે આતુર હોય એવા અનેક સજ્જનો પોત પોતાથી બને તેટલા થોડા ઘણા અંશે અથવા સર્વ પ્રકારે આવાં કાર્યોસ્વતંત્ર ઉઠાવી લેશે અથવા તો આ ખાતાના પ્રયાસમાં જોડાશે તોજ આવી યોજનાઓ શરૂ થવા અને સફળ થવા સંભવ છે. જેઓ સ્વહસ્તેજ જુદી જુદી બાબતો શરૂ કરીલે તેઓ તો અનેકશઃધન્યવાદને પાત્ર છે, પરંતુ સર્વથી તેમ બને નહિ

માટે તેવા સુજ્જનોએ તે ઉપાડી લેનારાઓને તેમજ આ ખાતાને યથા શક્તિ સહાય આપવી ઉચિત છે.

કાર્ય ઉઠાવી લેનાર ઉમંગી સજ્જનો નીકળી આવતાં તે ખાતે જોઇતી દ્રવ્યની સગવડો નીકળી આવવી અસંભવિત નથી.

જે સજ્જનો ઉપર જણાવેલા ધોરણને અનુસરીને આવી યોજના સ્વહસ્તે ઉઠાવી લેવા ઇચ્છતા હોય તેમને જરૂર હશે તો અત્યાર સુધીના અનુભવને આધારે યથામતિ સલાહ આપવાની આ લખનાર પવિત્ર ફરજ સમજે છે.

જે સજ્જનો આ ખાતા સાથે સર્વથા અથવા થોડેઅંશે જોડાઇને અથવા સ્વતંત્ર રીતે પોતાની અમુલ્ય સેવાનો લાભ જન સમુહને આપવા ઇચ્છતા હોય તેઓએ આ લખનારને ખબર આપવાથી યા રૂબરૂ મળવાથી વિશેષ ખુલાસો થઇ રહેશે.

## બુકસેલરોને પ્રાર્થના.

કંઇએક પુસ્તકોના વ્યાપારીઓ તેમજ છાપખાનાવાળાઓ પણ નાહક પોતાની અણસમજણને લીધે આવી હિતકારક યોજનાઓથી ખળાપો વેઠે છે. ઉપર જણાવેલી હકીકતમાંથી તેમને પણ ઘટતી સમજણ મળશેજ. આ વિષે અધિક સ્પષ્ટતાને ખાતર એક ખરૂં અનુભવાયેલું દ્રષ્ટાંતજ આપવું બસ થશે. તે એકે આ ખાતાએ બહાર પાડેલું એક પુસ્તક આગળ ઉપર એક મંડળે તેના કરતાં અઢીગણી મોંઘી કિંમતે કહાડયું હતું જેની પંદર વીશ વરસમાં થઇને સરાસરી દર વરસે સોથી દોઢસો કોપી ખપી હતી.

એ સર્વ ખપત બુકસેલરો દ્વારા થઇ હોય તો તથી તેમને પચીસ ટકાને હીસાબે કમીશન મળવા છતાં પણ ( તેમાંથી ગ્રાહકોને અર્ધું આપી દેવું પડવાથી ) તેઓને વાર્ષીક ૧૫ થી ૨૦ રૂપિયાની પેદાશ થઇ હશે

તેના બદલામાં આ ખાતા મારફત તે પુસ્તક સસ્તું નીકળવાથી માત્ર એકાદ આનોજ કમીશન આપી શકાયા છતાં તેની વાર્ષિક ખપત પાંચ હજાર પ્રત જેટલી વધી પડવાથી વાર્ષિક દોઢસો રૂપિયાની મળતર વ્યાપારી વર્ગને થતી ગણાય. કહો, હવે વાંચન સસ્તું થવાથી લાભ કે નુકશાન? શુભ કાર્યથી કોઇનું ખરેખરૂં અશુભ થતુંજ નથી છતાં પરિણામની સમજણ વિના નાહક દુ:ખી થનાર માટે શો ઉપાય?

અનેક સ્થળના સમજુ બુકસેલરો તો આ યોજનાને અત્યંત હિતાવહ સમજી તેમાં બનતી મદદ આપતાજ આવ્યા છે, પરંતુ જેઓ અવળી સમજણમાં હોય તેઓ ઉપલા ખુલાસાથી શાંત થઇ આશા છે કે આ સસ્તું વાંચન ફેલાવવાના કાર્યમાં પોતાનો અગત્યનો હિસ્સો અને ઉત્સાહ બહોળા પ્રમાણમાં આપશેજ.

જે વેપારીઓ ભાષાંતર કરામણી કે લખામણી બદલ વિદ્વાનોને થોડા પૈસાથી પટાવી લઇ પછી ફાવે તેટલી કિંમત લોકો પાસેથી લઇને પૈસાના બળે વિદ્વાનોની ખરી મહેનતનો લાભ પોતે મેળવી જતા હોય અથવા જેઓ નિર્ધન વિદ્વાનોના ઉત્તમ લેખોને પોતાનાનામે પ્રસિદ્ધ કરી પોતાને વિદ્વાનમાં ખપાવવાની ટેવમાં ટેવાયલા હશે તેમને તો આવી યોજનાઓ વિષ જેવી અકારી લાગે એ તેમની 'વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો' એવી સ્વાર્થ દ્રષ્ટિને લીધે સંભવિતજ છે. પરંતુ આવાઓનાં બળતાં હૃદયોમાંથી નીકળતા કુશબ્દોરૂપી કાળા ધુમાડાના ગોટાઓ પોતાની જાતપર ન સહન કરવા પડે તેને ખાતરજ અજ્ઞાન અને દુર્દશાવશ લાખો કરોડો મનુષ્ય બંધુઓના હિતની યોજના પડતી મુકવામાં આવે એ વાત હાલ તુરત તો સંભવિત નથી ખરી વાત છે કે ખુલાસાઓ કરવા કરતાં કુવચનો સહન કર્યા કરી કાર્યમાંજ જોડાઇ રહેવાની આ લખનારની પ્રકૃતિને લીધે જેમના હિત માટે આ પ્રયાસ છે તે જન સમાજમાંના પણ કેટલાક બંધુઓ 'નઉત્તર આપે તે ગુન્હેગાર હોય છે' એવી માન્યતાને આધીન થઇને એ સહનતાને લીધે

આ લખનારને માટે ઉતરતા વિચારો બાંધવા તરફ ઢળતા હશે પરતું તેમનું સમાધાન કરવા માટે તેમનીજ કરવા સેવા આડે. હાલ તુરત તો સમય નથી એટલે લાચાર.

## નામદાર સરકારને વિનંતિ.

નામદાર સરકાર તરફથી પ્રજા કેળવણીના અનેક પ્રકારો માટે ખર્ચ કરાતો રહેછે. તેવી રીતે આવાં જ્ઞાન વર્ધક કાર્યો ખાતે પણ યોગ્ય ખર્ચ અને સહાયતા થવી જોઇએ. અનેક સ્કુલો તથા લાઇબ્રેરીઓ ખાતે આવું ઉપયોગી અને સસ્તી કિંમતે મળી શકતું વાંચન દાખલ કરવું જોઇએ.

## શ્રીમંતોની સહાયતાની જરૂર.

ઉદાર શ્રીમંતવર્ગ તેમજ જેઓ આવાં શુભ કાર્યોની આવશ્યકતા અને તેમાં સહાય કરવાની ફરજ સમજતા હોય એવા સજ્જનોએ આ કાર્યમાં વાર્ષીક થોડા રૂપિયાની વધુ ઉદારતા દર્શાવીને આ ગ્રંથમાળાના સહાયક વર્ગના ગ્રાહક થવું જોઇએ. કારણકે આ ગ્રંથમાળાને લગતી વ્યવસ્થા સંબંધી તેમજ પુસ્તકોની તૈયારી સબંધી ખરચનો મુખ્ય આધાર સહાયક વર્ગની ઘટતી સંખ્યા નીકળી આવવા ઉપરજ રહેલો છે.

અનેક ઉદાર શ્રીમંતો તરફથી ગરીબ મનુષ્યોનાં સ્થુલ શરીરોની રક્ષા અર્થે પોતાના ખરચે સદાવ્રતો, ધર્મશાળાઓ, દવાખાનાં, સેનીટેરીયમો, પરબો, સસ્તા ભાડાની ચાલીઓ વિગેરે અનેક પ્રકારની સુગમતાઓ કરી આપવામાં આવી છે અને હજી પણ થતી રહેશેજ તથા દેશકાળ અને પાત્રના વિચારપૂર્વક થાય તો તે જરૂરનું પણ છેજ, પરંતુ ખાસ ભાર દઇને અત્રે એજ કહેવાનું છે કે, જે સુક્ષ્મ શરિરની દુર્દશા પ્રથમ થવાને લીધેજ સ્થુળ શરીરની દુર્દશા થાય છે. તે દુર્દશાના ખરા અને મૂળ

કારણરૂપ સુક્ષ્મ શરિરમાંની અજ્ઞાનતા અને અવગુણો દુર કરવા માટે શું તેથી પણ વધારે પ્રયાસ અને ઉદારતા વાપરવાની જરૂર નથી ?

દાઝવાથી ચામડીપર ઉઠેલા ફફોલાની પીડાથી ગાંડાતુર બનેલા એક માણસનાં લુગડાંની સંભાળ લેવાની જરૂર હોય તેના કરતાં તેના શરીરની બરદાસ્ત લેવાની જરૂર શું ઓછી છે ? સ્થુલ શરીર તો અંદરના ખરેખરા સુક્ષ્મ શરીરનું એક કપડુંજ માત્રછે, માટે ખરી બરદાસ્ત અને સુધારણા તો અજ્ઞાન અને અવગુણરૂપી અગ્નિથી પીડાતા એ આંતરિક સુક્ષ્મ શરીરનીજ લેવાની હોયછે. ઉત્તમ વાંચન અને ઉપદેશ એ બીજું કંઇજ નહિ, પણ એ સુક્ષ્મ શરીરની ખરામાંખરી અને ઉંચામાં ઉંચી દવા છે. તેમાં પણ ઉપદેશ તો અમુક સમયે અમુક મનુષ્ય પાસેથી અને કેટલીક વખત બહુ મોંઘો બદલો આપીને લેવાનો હોયછે. જ્યારે તેવાજ અને તેથી પણ શ્રેષ્ઠ મહાન પુરૂષો અને અવતારી પુરૂષોના ઉપદેશો વાંચન દ્વારા થોડા ખર્ચમાં થોડા સમયમાં અને જ્યારે પણ ઇચ્છા પ્રકટે ત્યારે પુસ્તકોના વાંચનથી સાંભળી શકાયછે. માટે ઉદાર પુરૂષોએ અન્ન, વસ્ત્ર, રહેઠાણ, દવા ઇત્યાદિ પુરાં પાડવામાંજ ફરજ પુરી થતી માનવાને બદલે વિવિધ જ્ઞાનના પ્રચાર તરફ પણ પુરતું લક્ષ આપવુ જોઇએ અને તેવા હેતુથી કાર્ય કરનાર આ ખાતાને દરેક પ્રકારની બનતી મદદ આપવી જોઇએ.

## લાઇબ્રેરીઓને સૂચના.

ગુજરાત, કચ્છ, તથા કાઠીઆવાડમાં સેંકડો લાઇબ્રેરીઓ છે. તેઓએ પણ આ ખાતા તરફથી નીકળતી ગ્રંથમાળાઓ અને માસિકો તથા પુસ્તકોનો અવશ્ય સંગ્રહ કરવો ઘટે છે. દરેક લાઇબ્રેરીના માનપાત્ર વ્યવસ્થાપકો જો તેવી ગોઠવણ કરશે તો થોડાજ વખતમાં બીજી ગ્રંથમાળાઓ તેમજ માસિકોની યોજનાઓ અમલમાં લાવી શકાશે.

## જનસમાજને ખાસ ભલામણ.

જે વર્ગનો આ યોજનામાં બ્હોળો લાભ સમાયેલો છે તે જન સમાજને વિનંતિકે તેઓ જેમ ગમે તેમ કરીને શરીર નિર્વાહ માટે અન્ન વસ્ત્રનો સગવડ મેળવે છે તેવીજ રીતે તે અન્ન વસ્ત્રમાં થોડી થોડી કર કસર કરીને પણ ઉત્તમ વાંચનનો તેઓએ લાભ મેલવવો જોઇએ. ઉત્તમ વાંચનના વિદ્વાનોએ જાતિ અનુભવ પુર્વક વર્ણવેલા અનેક લાભો અત્ર ટાંકી શકાય પણ વિસ્તાર ભયથી તેમ બન્યું નથી. ટુંકમાં કહેવાનું એજકે હાલના દરેક આગળ પડતા દેશના લોકોની જે જે બાબતમાં સારી સ્થિતિ જણાતી હોય તે સર્વનું મુળ ઉત્તમ વાંચનજ છે માટે અન્ન વસ્ત્ર વડે કરવાની શરીરની રક્ષા કરતાં પણ શુભવાંચન ઇ૦ દ્વારા મળતા જ્ઞાનથી મનની રક્ષાકરી સદ્દગુણોની વૃધ્ધી કરવી એ વધારે અગત્યનુ સમજવાનું છે. માટે દરેક મનુષ્યે પછી તે ઘણોજ ગરીબ હોય તોપણ ઉત્તમ વાંચનનો શોખ વધારવો જોઇએ અને બને તેમણે ઉત્તમ પુસ્તકો આવાં સસ્તાં મેળવવાની ઉમદા તક ગુમાવવી જોઇએ નહિ.

ઉત્તમ વાંચનના મહાન લાભોનો થોડો ઘણો અંશ આ લખનારે અનુભવેલો હોવાથીજ તેવા વાંચનનો ફેલાવો કરવાનો રસ્તો પાડવા માટે આ ખાતાની સ્થાપના થયેલી છે, અને તેથીજ ગરીબ લોકો ખર્ચી શકે એવી સસ્તી કિંમતે તેવું વાંચન પૂરૂં પાડવા ખાતે આ મહેનત ઉઠાવવામાં આવેલી છે. ઉત્તમ પુસ્તકો એ લાંબા વખત સુધી ઉપયોગમાં આવનારી ઘરમાંની સવથી અમુલ્ય ચીજ છે. સોના રૂપાનાં ઘરેણાં કરતાં પણ તેના લાભો ઘણા વધારે છે. વળી આ ગ્રંથમાળા મારફતે જે પુસ્તકો નીકળે છે તે ઘરાકો પૂરતાંજ કહાડી શકાવાને લીધે બીજાં પુસ્તકોની પેઠે તે જયારે જોઇએ ત્યારે મળી શકવાં મુશ્કેલ છે. માટે દરેક સમજુ મનુષ્યે હરેક પ્રકારે આ ગ્રંથમાળાના ગ્રાહક થવું ઉચીત છે; એટલુંજ નહિ પરંતુ અન્ય માનવ બંધુઓનું હિત હૈયે ધરી આ ગ્રંથમાળાને લગતાં હેંડબીલો મંગાવતા રહી તેના ફેલાવા દ્વારા પોતાના ઓળખીતાઓને આ બાબતની

માહિતી તથા ભલામણ આપી તેઓ ગ્રાહક થઇ તેનો લાભ લેતા થાય તેમ પણ કરવું જોઇયે. તેમ કરવું એ આ જનસેવાના કાર્યમાં અગત્યની સહાય આપવા બરાબર છે; એટલુંજ નહિ પરંતુ દેશની, ધર્મની, સમાજની, પોતાની અને પોતાના વંશ વારસોના પરમ હિતની એક મહાન ઇમારતનો પાયો નાખવામાં અગત્યની મદદ આપવા બરાબર પણ તે હોવાથી દરેક સમજુ મનુષ્યની પવિત્ર ફરજરૂપ તે છે. આશા છે કે દરેક ન્હાના મ્હોટા ગામના સમજુ સજ્જનો, માસ્તર સાહેબો, વૈદ્યરાજો, વ્યાપારીઓ, સાધુપુરૂષો, ઉપદેશકો, વર્તમાનપત્રો તેમજ માસિકપત્રોના અધિપતિઓ તથા ધર્મગુરૂઓ ઇત્યાદિ સર્વકોઇ આ પવિત્ર ફરજ બજાવશેજ.

કાર્ય શરૂ કરવા અગાઉ સહાય માગવી તેના કરતાં શરૂ કર્યા પછી માગવી એ વધુ યોગ્ય ગણાય છે, અને તેથી કાંઇપણ મદદ માટે અગાઉથી ગોઠવણ કે પ્રયત્ન કર્યા વિનાજ આ ગ્રંથમાળાની શરૂઆત કરવામાં આવી છે; તો આશા છે કે સર્વ વર્ગ તરફથી ઇચ્છવામાં આવેલી ઉપર મુજબની સહાયતા મળતી ચાલશેજ.

જનસમાજના સદ્‌આરબ્ધને યોગે જો એવી સહાયતા નીકળી આવશે તો સંપૂર્ણ આશા છે કે આ ગ્રંથમાળાના પાયાપર આવી બીજી અનેક ગ્રંથમાળાઓ, માસિકો અને વિના મુલ્યે વર્તમાનપત્ર કહાડવાની યોજનાઓરૂપી મહાન ઇમારત હરકોઇ પ્રકારે સ્હેલાઇથી અને સત્વર ઉભી થઇ જશેજ.

ઉપલી ભવ્ય ઇમારતના પરિણામો અને તેની પૂંઠે ઉભેલી આ સસ્તા વાંચન વિનાની બીજી પણ વિવિધ પ્રકારની જનસેવાને લગતી યોજનાઓ અને તેનાં પરિણામો માટે અત્ર:કાંઇપણ લખવું ઠીક ન ધારતાં આટલેથીજ અટકવામાં આવે છે.

છેવટે વિદ્વાન તેમજ અનુભવી જનોને આ લેખમાં જણાવેલી યોજનાઓ તેમજ વિચારો વિષે પોતાના અભિપ્રાય સાથે યોગ્ય સુચનાઓ લખી જણાવવા વિનંતિ કરી સર્વેશ્વર પાસે સર્વનું શુભયાચી તેની પ્રેરણાથી પ્રેરાયલી વૃત્તિ તેનામાં વિરમવા ઇચ્છે છે. **ॐ शान्तिः शान्तिः शान्तिः**

**મુંબઇ-સંવત ૧૯૬૭ કાર્તિક,**

**ભિક્ષુ-અખંડાનંદ**

'ઑનરરી સેક્રેટરી' સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળ.



**તા૦ ક૦** (૧) આ બંને મણકા છપાઇ જવાના અરસામાં વ્યવસ્થાપકને વ્યાધિગ્રસ્ત થઈ બહારગામ જવું પડવાથી તે રવાના કરવામાં ત્રણેક અઠવાડીયાં જેટલી અનિવાર્ય ઢીલ થઇ છે.

(૨) આ ગ્રંથમાળાનાં પહેલા વર્ગનાં ગ્રાહકો માટે, આ બે મણકાની કેટલીક બુકો તૈયાર કરાવી છેજ, પરંતુ એ વર્ગનાં સો ગ્રાહકો પણ નીકળી આવશે નહિ ત્યાંસુધી એ વર્ગ ખરેખર શરૂ કરી શકાશે નહિ. માટે ઇચ્છા હોય તેમને સત્વર એ વર્ગના ગ્રાહક થવા પ્રાર્થના છે.

**વ્યવસ્થાપક.**



# आर्यधर्मनीति.

## प्रथमोऽध्यायः ।

### સાધારણનીતિ.

एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।
शरीरेण समं नाशं सर्वमन्यत्तु गच्छति ॥१॥

ધર્મ એજ એક મનુષ્યનો એવો બન્ધુ છે કે જે મૃત્યુ થયા પછી પણ મનુષ્યનો સાથી થાય છે. બીજાં સર્વ તો શરીરની સાથેજ નાશ પામે છે. ૧.

नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः ।
न पुत्रदारं न ज्ञातिर्धर्म्मस्तिष्ठति केवलः ॥२॥

પરલોકમાં પિતા, માતા, પુત્ર, સ્ત્રી, કે જ્ઞાતિ એ કોઈ સહાય થતાં નથી; કેવળ ધર્મજ સહાય રહે છે. ૨.

---

૧ મનુ. ૮–૧૭. ૨ મનુ. ૪–૨૩૯.

एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते ।
एकोऽनुभुंक्ते सुकृतमेक एव तु दुष्कृतम् ॥३॥

જીવ એકલોજ જન્મે છે, એકલોજ મરણ પામે છે, અને એકલોજ પોતાનાં સારાં માઠાં કર્મોનું ફળ ભોગવે છે. ૩.

तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ।
धर्मेण हि सहायेन तमस्तराति दुस्तरम् ॥४॥

એટલા માટે પોતાને સહાય થવા સારૂ ધીમે ધીમે ધર્મનો નિત્ય સંચય કરવો. તરી ન શકાય એવા અંધકારને ધર્મની સહાયતાથી તરી જવાય છે. ૪.

एकाकी चिन्तयेन्नित्यं विविक्ते हितमात्मनः ।
एकाकी चिन्तयानो हि परं श्रेयोधिगच्छति ॥५॥

નિર્જન પ્રદેશમાં એકલા રહીને સર્વદા આત્મહિતનું ચિંતન કરવું; કારણકે એકાન્તમાં ચિંતન કરતાં કરતાં મનુષ્ય પરમ કલ્યાણને પામેછે. ૫.

स्रवन्ति न निवर्त्तन्ते स्रोतांसि सरितामिव ।
आयुरादाय मर्त्यानां तथा राज्यहनी पुनः ॥६॥

નદીના પ્રવાહોમાં વહી જતું પાણી જેમ ફરીને પાછું આવતું નથી તેમ રાત્રિ અને દિવસની સાથે વહી જતું મનુષ્યોનું આયુષ્ય પાછું આવતું નથી. ૬.

---

૩ મનુ. ૪–૨૪૦. ૪ મનુ. ૪–૨૪૨. ૫ મનુ. ૪–૨૫૮. ૬ શાન્તિ. ૩૩૩–૧૨૫૧૬.

यथा हि पथिकः कश्चिच्छायामाश्रित्य तिष्ठति ।
विश्रम्य च पुनर्गच्छेत्तद्वद्भूतसमागमः ॥७॥

જેમ કોઇ પ્રવાસી વૃક્ષની છાયા નીચે બેસી વિસામો લઇને પાછો ચાલવા માંડે છે તેવોજ આ સંસારમાં પ્રાણીઓનો સમાગમ છે. ૭.

अनित्यं यौवनं रूपं जीवितं द्रव्यसंचयः ।
ऐश्वर्यं प्रियसंभाषो मुह्येत्तत्र न पंडितः ॥८॥

યુવાવસ્થા, રૂપ, જીવન, દ્રવ્યનો સંગ્રહ, ઐશ્વર્ય અને પ્રિય ભાષણ એ બધું નાશવંત છે; માટે જ્ઞાનવાને તેમાં મોહિત થવું નહિ. ૮.

न धर्मोऽस्तीति मन्वानाः शुचीनवहसंति ये ।
अश्रद्दधाना धर्मस्य ते नश्यान्ति न संशयः ॥९॥

ધર્મ નથી એવું માનનારાઓ તથા જેઓ પવિત્ર પુરૂષોને હસે છે અને ધર્મ ઉપર અશ્રદ્ધા કરેછે તેઓ વિનાશ પામે છે, એમાં સંશય નથી. ૯.

ये तु धर्मानसूयन्ते बुद्धिमोहान्विता नराः ।
अपथा गच्छतां तेषामनुयातापि पीड्यते ॥१०॥

જે મૂઢ બુદ્ધિવાળા મનુષ્યો ધર્મ ઉપર ઈર્ષ્યા કરે છે તેઓ ખોટે માર્ગે જાય છે, અને તેમને અનુસરનારાઓ પણ પીડા પામે છે. ૧૦.

૭ હિત. ૬૬૭. ૮ શાન્તિ. ૩૩૨–૧૨૪૯૫. ૯ વન. ૨૦૬–૪૫.

धर्मं यो बाधते धर्मो न स धर्मः प्रकीर्तितः ।
अविरोधात्तु यो धर्मः स धर्मः सत्यविक्रम ॥११॥

જે ધર્મ બીજા ધર્મને બાધ કરે છે તે ધર્મ નથી, પણ અધર્મ છે. જે ધર્મ બીજાનો વિરોધી નથી તેજ સત્ય અને પ્રભાવશાળી ધમ છે. ૧૧.

सत्ये कृत्वा प्रतिष्ठान्तु प्रवर्तन्ते प्रवृत्तयः ।
सत्यमेव गरीयस्तु शिष्टाचारनिषेवितम् ॥१२॥

સત્યમાં પ્રતિષ્ઠિત થવાથીજ આ જગતના સર્વ વ્યવહારો ચાલે છે. વળી સત્ય જો શિષ્ટાચાર સહિત હોય તો તે અતિ ઉત્તમ છે. ૧૨.

सत्यं ब्रह्म तपः सत्यं सत्यं विसृजते प्रजाः ।
सत्येन धार्यते लोकः स्वर्गं सत्येन गच्छति ॥१३॥

સત્ય છે એ બ્રહ્મરૂપ છે, તપ છે એ સત્યરૂપ છે, સત્યજ પ્રજાને ઉત્પન્ન કરે છે, સત્યવડેજ જગત ટકી રહે છે, અને સત્યવડેજ મનુષ્ય સ્વર્ગમાં જાય છે. ૧૩.

अनृतं तमसो रूपं तमसा नीयते ह्यधः ।
तमोग्रस्ता न पश्यन्ति प्रकाशं तमसावृताः ॥१४॥

અસત્ય એ અજ્ઞાનરૂપ છે. અજ્ઞાનને લીધે મનુષ્ય હલકી ગતિને પામે છે. અજ્ઞાનમાં ડૂબેલા અને અજ્ઞાનથી ઘેરાયલા મનુષ્યો જ્ઞાનરૂપી પ્રકાશને જોઈ શકતા નથી. ૧૪.

૧૧ વન. ૧૩૧–૧૧. ૧૨ વન. ૩૧–૭૪. ૧૩ શાન્તિ. ૧૯૦–૬૯૬૮. ૧૪ શાન્તિ. ૧૯૦–૬૯૬૯.

स्वर्गः प्रकाश इत्याहुर्नरकं तम एव च।
सत्यानृतं तदुभयं प्राप्यते जगतीचरैः ॥१५॥

જ્ઞાન એજ સ્વર્ગ છે, અને અજ્ઞાન એજ નર્ક કહેવાય છે. મનુષ્યોને શુભ અને અશુભ બન્ને પોતાનાં કર્મોને અનુસરીને પ્રાપ્ત થાયછે. ૧૫.

तत्राप्येवंविधा लोके वृत्तिः सत्यानृते भवेत् ।
धर्माधर्मौ प्रकाशश्च तमो दुःखं सुखं तथा ॥ १६ ॥
तत्र यत् सत्यं स धर्मो यो धर्मः स प्रकाशो
यः प्रकाशस्तत् सुखमिति ।
तत्र यदनृतं सोऽधर्मो योऽधर्मस्तत्तमो यत्तमस्तद्दुःखमिति१७

તેમાં પણ સત્ય તથા અસત્ય, ધર્મ તથા અધર્મ, પ્રકાશ જ્ઞાન તથા અજ્ઞાન, સુખ તથા દુઃખ એ પ્રકારની જે વૃત્તિઓ લોકોમાં ઉત્પન્ન થાય છે તેમાં જે સત્ય છે તેજ ધર્મ છે, જે ધર્મ છે તેજ પ્રકાશ છે, જે પ્રકાશ છે તેજ સુખ છે; અને જે અસત્ય છે તેજ અધર્મ છે, જે અધર્મ છે તેજ અજ્ઞાન છે, અને જે અજ્ઞાન છે તેજ દુઃખ છે. ૧૬-૧૭.

स्प्रष्टुमप्यसमर्थो हि ज्वलन्तमिव पावकम् ।
अधर्मः सन्ततो धर्मं कालेन परिरक्षितम् ॥ १८ ॥

બળતા અગ્નિની પેઠે પ્રકાશવાળો ધર્મ જો લાંબા કાળ સુધી રક્ષણ કરાયલો હોય તો તેને વિસ્તાર પામેલો અધર્મ સ્પર્શ કરવાને પણ સમર્થ થતો નથી. ૧૮

૧૫ શાન્તિ. ૧૯૦-૬૯૭૦. ૧૬-૧૭ શાન્તિ. ૧૯૦-૬૯૭૧-૭૨
૧૮ અનુશાસન. ૭૬૪-૭૬૧૮.

कार्य्यवितौ हि धर्मेण धर्मो हि विजयावहः ।
त्रयाणामपि लोकानामालोकः कारणं भवेत् ॥ १९ ॥

અર્થ કામ પણ ધર્મ વડેજ કરવા જોઈયે. ધર્મજ વિજય આપનારો છે. ત્રણે લોકમાં ધર્મજ કારણ છે. ૧૯

अमृतं चैव मृत्युश्च द्वयं देहे प्रतिष्ठितम् ।
मृत्युरापद्यते मोहात् सत्येनापद्यतेऽमृतम् ॥ २० ॥

મૃત્યુ તથા અમરપણું એ બેઉ આ દેહમાં રહેલાં છે. મોહથી મનુષ્ય મૃત્યુને પામે છે, અને સત્યવડે અમરપણાને પામે છે. ૨૦

राहुग्रस्तस्य सोमस्य यथा ज्योत्स्ना न भासते ।
तथा तमोऽभिभूतानां भूतानां नश्यते सुखम् ॥ २१ ॥

રાહુવડે પકડાયેલો હોવાથી ચંદ્રનો પ્રકાશ જેમ જણાતો નથી તે પ્રમાણે અજ્ઞાનને આધીન થયેલા પ્રાણીઓનું સુખ નાશ પામે છે. ૨૧

एक एव चरेद्धर्मं नास्ति धर्मे सहायता ।
केवलं विधिमासाद्य सहायः किं करिष्यति ॥ २२ ॥

ધર્મની બાબતમાં બીજાની સહાયતાપર ન રહેતાં પોતે એકલાએજ ધર્મનું આચરણ કરવું. વિધિ એજ જેનો આશ્રય હોય ત્યાં સહાય શું કામની? ૨૨

---

૧૯ અનુશાસન. ૧૬૪—૭૬૧૯. ૨૦ શાન્તિ. ૧૭૬—૬૫૫૨. ૨૧ શાન્તિ. ૧૯૦—૬૯૭૫. ૨૨ શાન્તિ. ૧૯૧—૭૦૬૪.

नास्ति सत्यसमो धर्मो न सत्याद्विद्यते परम् ।
नहि तीव्रतरं किंचिदनृतादिह विद्यते ॥ २३ ॥

સત્યના સમાન બીજો ધર્મ નથી, અને સત્યથી ઉત્કૃષ્ટ વસ્તુ બીજી કોઈ નથી. આ લોકમાં અસત્યથી વધારે તીવ્ર બીજું કાંઇ નથી. ૨૩

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ २४ ॥

ધીરજ, ક્ષમા, દમ, ચોરી ન કરવી, પવિત્રતા, ઇંદ્રિયનિગ્રહ, બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધપણું આ દસ ધર્મનાં લક્ષણ છે. ૨૪

आर्जवं धर्ममित्याहुरधर्मो जिह्ममुच्यते ।
आर्जवेनेह संयुक्तो नरो धर्मेण युज्यते ॥ २५ ॥

સરલતા એજ ધર્મ કહેવાય છે, અને કપટ એ અધર્મ કહેવાય છે. સરલતા રાખનારો મનુષ્યજ ધર્મમાં જોડાય છે. ૨૫

न धर्मकालःपुरुषस्य निश्चितो न चापि मृत्युःपुरुषं प्रतीक्षते ।
सदा हि धर्मस्य क्रियैव शोभना
यदा नरो मृत्युमुखेऽभिवर्तते ॥ २६ ॥

મનુષ્યે ક્યારે ધર્મ પાલન કરવું તે સમય નક્કી કરેલો નથી, કેમકે મૃત્યુ કાંઇ માણસની વાટ જોતું નથી. જ્યારે મનુષ્ય મૃત્યુના મુખમાંજ રહે છે ત્યારે તો ધર્મનું આચરણ સર્વ કાળ કરવું એજ શોભા આપનારૂં છે. ૨૬

૨૪. મનુ. ૬-૯૨. ૨૫. અનુશાસન. ૧૪૨-૬૩૩૫.

अद्यैव कुरु यच्छ्रेयो मा त्वां कालोऽत्यगादयम् ।
अकृतेष्वेव कार्येषु मृत्युर्वै संप्रकर्षति ॥ २७ ॥

જે કાર્ય કલ્યાણકારી હોય તે આજેજ શરૂ કરો. સમયની વાટ જોશો નહિ; કેમકે ધારેલું કાર્ય થઇ રહ્યું ન હોય એટલામાંજ મનુષ્યનું મૃત્યુ આવે છે. ૨૭

यस्तु नित्यं कृतमतिर्धर्ममेवाभिपद्यते ।
अशंकमानः कल्याणि सोऽमुत्रानन्त्यमश्नुते ॥२८॥

જે સારી મતિવાળો મનુષ્ય સંદેહ રહિત થઇને નિરંતર ધર્મનું સેવન કરે છે તે પરલોકમાં પારવિનાનું સુખ ભોગવે છે. ૨૮

पापं कुर्वन् पापकीर्तिः पापमेवाश्नुते फलम् ।
पुण्यं कुर्वन् पुण्यकीर्तिः पुण्यमत्यन्तमश्नुते ॥ २९ ॥

અપકીર્તિને ધારણ કરનારો માણસ પાપ કરીને પાપરૂપ ફળને ભોગવે છે, અને પવિત્ર કીર્તિને ધારણ કરનારો માણસ પુણ્ય કરીને પારવિનાના પુણ્યરૂપ ફળને ભોગવે છે. ૨૯

तस्मात्पापं न कुर्वीत पुरुषः शंसितव्रतः ।
पापं प्रज्ञां नाशयति क्रियमाणं पुनः पुनः ॥ ३० ॥

એટલા માટે મનુષ્યે શુભ આચારવાળો થવું અને પાપ કરવું નહિ. કારણ કે વારંવાર પાપ કરવાથી બુદ્ધિનો નાશ થાય છે. ૩૦

૨૭ શાન્તિ. ૧૭૫–૬૫૩૬. ૨૮ વન. ૩૧–૧૯. ૨૯ ઉદ્યોગ. ૩૪–૧૨૪૧. ૩૦. ઉદ્યોગ. ૩૪–૧૨૪૨.

पापमाख्याति वै नित्यं हृदयं पापकर्मिणः ।
ज्ञानपूर्वं विनश्यंति गूहमाना महाजने ॥ ३१ ॥

પાપ કરનારાઓનું હૃદયજ હમેશાં પાપ કર્મને પ્રસિદ્ધ કરે છે, અને જાણી જોઈને મહાપુરૂષો આગળ પાપને છુપાવવા છતાં પણ તેઓ નાશ પામે છે. ૩૧

मन्यते पापकं कृत्वा न कश्चिद्वेत्ति मामिति ।
विदन्ति चैनं देवाश्च यश्चैवान्तरपूरुषः ॥ ३२ ॥

પાપી મનુષ્ય પાપ કરીને મનથી એમ સમજે છે કે તે વાત કોઈ જાણતું નથી, પરંતુ દેવતાઓ તે જાણે છે, તેમજ અંતરમાં રહેલો પુરૂષ–પરમેશ્વર પણ તે જાણે છે. ૩૨.

एकोऽहमस्मीत्यात्मानं यत्त्वं कल्याण मन्यसे ।
नित्यं स्थितस्ते हृद्येष पुण्यपापेक्षिता मुनिः ॥ ३३ ॥

હે ભદ્રે! હું એકલો છું એમ તું મનમાં સમજે છે, પણ એમ સમજીશ ના, કારણ કે પુણ્ય અને પાપને જોનારો પુરૂષ ત્હારા હૃદયમાં સર્વદા રહે છે. ૩૩.

त्रिभिर्वर्षैस्त्रिभिर्मासैस्त्रिभिः पक्षैस्त्रिभिर्दिनैः ।
अत्युत्कटैः पापपुण्यैरिहैव फलमश्नुते ॥ ३४ ॥

ઘણુંજ ઉત્કટ પાપ તથા પુણ્ય, આ લોકમાં ત્રણ દિવસમાં, ત્રણ પક્ષમાં, ત્રણ માસમાં અથવા ત્રણ વર્ષમાં ફળ ભોગ આપે છે. ૩૪

૩૧ અનુશાસન ૧૬૨–૭૫૮૮. ૩૨ આદિ. ૭૪–૨૭. ૩૩ મનુ ૮–૯૧. ૩૪ હિત. ૧૨૬.

पुत्रेषु वा नप्तृषु वा न चेदात्मनि पश्यति ।
फलत्येव ध्रुवं पापं गुरुभुक्तमिवोदरे ॥ ३५ ॥

ઉદરમાં ભારે ભોજન પડવાથી જેમ તેનું વ્યાધિરૂપ ફળ ભોગવવુંજ પડે છે, તે પ્રમાણે પાપ કર્મનું ફળ કદાચ આપણે ન જોયું તો તે પુત્રને અથવા પૌત્રને પણ ભોગવવુંજ પડે છે. ૩૫.

धर्मादपेतं यत् कर्म यद्यपि स्यान्महाफलम् ।
न तत् सेवेत मेधावी न तद्धितमिहोच्यते ॥ ३६ ॥

ધર્મથી રહિત કાર્ય કરવાથી કદાચ પુષ્કળ ધનનો લાભ થતો હોય તોપણ બુદ્ધિશાળી મનુષ્યે તે કરવું નહિ; કારણ કે તે હિતકારી કહેવાતું નથી. ૩૬

सर्वमावृत्य कर्तव्यं तद्धर्ममनुवर्तता ।
आपत्सु यो धारयति धर्मं धर्मविदुत्तमः ॥ ३७ ॥

સર્વ કાર્ય તજીને ધર્માચરણ કરવું. આપત્કાળમાં પણ જે ધર્મને વળગી રહે છે તેજ ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ છે. ૩૭.

दुर्भिक्षादेव दुर्भिक्षं क्लेशात् क्लेशं भयाद्भयम् ।
मृतेर्मृतिं च संयान्ति दरिद्राः पापकारिणः ॥ ३८ ॥

પાપાચારી દરિદ્ર લોકો દુર્ભિક્ષથી (દુકાળથી) દુર્ભિક્ષ, ક્લેશથી ક્લેશ, ભયથી ભય અને મૃત્યુથી મૃત્યુને પ્રાપ્ત થાય છે. ૩૮

---

૩૫ આદિ. ૮૦-૩. ૩૬ શાન્તિ. ૨૯૫-૧૦૭૭૭. ૩૭ આદિ. ૧૫૫-૬૦૫૫. ૩૮ શાન્તિ. ૧૮૧-૬૭૪૭.

उत्सवादुत्सवं यान्ति स्वर्गात् स्वर्गं सुखात्सुखम् ।
श्रद्दधानाश्च दान्ताश्च धनाढ्याः शुभकारिणः ॥ ३९ ॥

શ્રદ્ધાળુ, જિતેન્દ્રિય, ધનવાન અને શુભકર્મ કરનારાઓ ઉત્સવથી ઉત્સવમાં, સ્વર્ગથી સ્વર્ગમાં અને સુખથી સુખમાં જાય છે. ૩૯

एक एव चरेद्धर्मं न धर्मध्वजिको भवेत् ।
धर्मवाणिज्यका ह्येते ये धर्ममुपभुंजते ॥ ४० ॥

એકલાએજ ધર્માચરણ કરવું, પણ ધર્મની ધ્વજાવાળા એટલે ધર્મનો દેખાવ રાખવાવાળા અર્થાત્ દંભી થવું નહિ. જેઓ કીર્તિ ઈત્યાદિ ફળ ભોગવવા માટે ધર્માચરણ કરે છે તેઓ તો ધર્મનાજ વેપારી છે. ૪૦

धर्मवाणिज्यको हीनो जघन्यो धर्मवादिनाम् ।
न धर्मफलमाप्नोति यो धर्मं दोग्धुमिच्छति ॥ ४१ ॥

જે મનુષ્ય ધર્મનો વેપાર કરીને તે વડે ફળ મેળવવાને ઈચ્છે છે તે ધર્મવાદીઓમાં હીન તથા અધમ છે. તેને ધર્મનું ફળ મળતું નથી. ૪૧

कामक्रोधौ वशं कृत्वा दंभं लोभमनार्जवम् ।
धर्म इत्येव सन्तुष्टास्ते शिष्टाः शिष्टसंमताः ॥ ४२ ॥

"કામ, ક્રોધ, દંભ, લોભ તથા કપટને વશ કરવા એજ ધર્મ" એ પ્રમાણે જાણીને જેઓ સંતોષી રહે છે તેઓનેજ ઉત્તમ લોકોએ ઉત્તમ માનેલા છે. ૪૨

---

૩૯ શાન્તિ ૧૯૧-૬૭૪૮. ૪૦ અનુસાશન. ૧૬૨-૭૫૯૫. ૪૧ વન. ૩૧-૫. ૪૨ વન. ૨૦૬-૬૨.

सुमहान्त्यपि शास्त्राणि धारयन्तो बहुश्रुताः ।
छेत्तारः संशयानां च क्लिश्यन्ते लोभमोहिताः ॥४३॥

પંડિતો મ્હોટાં શાસ્ત્રોને જાણીને, સાંભળીને તથા બીજાના સંશયોને છેદવામાં કુશળ થઇને પણ લોભમાં પડવાને લીધે ક્લેશ પામે છે. ૪૩

लोभात् क्रोधः प्रभवति लोभात् कामः प्रजायते ।
लोभान्मोहश्च नाशश्च लोभः पापस्य कारणम् ॥ ४४ ॥

લોભથી ક્રોધ થાય છે, લોભથી કામ જન્મે છે, લોભથી મોહ તથા વિનાશ થાય છે, અને લોભ પાપનું કારણ છે. ૪૪.

लोभेन बुद्धिश्चलति लोभो जनयते तृषाम् ।
तृष्णार्तो दुःखमाप्नोति परत्रेह च मानवः ॥ ४५ ॥

લોભથી બુધ્ધિ ચલિત થાય છે, લોભથી તૃષ્ણા જન્મે છે, અને તૃષ્ણાથી પીડાયલો મનુષ્ય આ લોકમાં તથા પરલોકમ દુઃખ પામે છે. ૪૫.

मत्तः प्रमत्तश्चोन्मत्तो भ्रान्तः क्रुद्धो बुभुक्षितः ।
लुब्धो भीरुस्त्वरसंयुक्तः कामुकश्च न धर्मवित् ॥ ४६ ॥

મદિરા વગેરેથી મત્ત થયેલો, અસાવધ, ગાંડો, ભ્રાંતિવાળો ક્રોધી, ભૂખ્યો, લોભી, બ્હીકણ, ગભરાયલો તથા કામાતુર પુરૂષ ધર્મને જાણી શકતો નથી. ૪૬.

૪૩ હિત ૬૬. ૪૪ હિત. ૬૭. ૪૫ હિત. ૬૮. ૪૬ હિત. ૬૪૮.

विपत्तिष्वव्यथो दक्षो नित्यमुत्थानवान्नरः ।
अप्रमत्तो विनीतात्मा नित्यं भद्राणि पश्यति ॥ ४७ ॥

જે પુરૂષ વિપત્તિમાં પણ શાન્ત રહેનારો છે; વળી જે ચતુર, સદા ઉદ્યોગી, પ્રમાદ વગરનો તથા વિનયવાળો છે તે સર્વદા કલ્યાણનેજ પામે છે. ૪૭.

अनभ्याहतचित्तः स्यादनभ्याहतवाग्भवेत् ।
निर्मुक्तः सर्वपापेभ्यो निरमित्रस्य किं भयम् ॥ ४८ ॥

મનુષ્યે સરલ ચિત્તવાળા થવું, સરલ વાણીવાળા થવું અને સર્વ પાપકર્મોથી રહિત થવું. જેને શત્રુ નથી તેને ભય શું? ૪૮.

यत्कल्याणमभिध्यायेत्तत्रात्मनं नियोजयेत् ।
न पापं प्रति पापः स्यात्साधुरेव सदा भवेत् ॥ ४९ ॥

જેમાં કલ્યાણ જણાય તેમાં ચિત્તને જોડવું. પાપી સામુ પાપ ન કરવું અને સદા સાધુજ રહેવું. ૪૯.

अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ।
अनुग्रहश्च दानं च सतां धर्मः सनातनः ॥ ५० ॥

સર્વ પ્રાણીઓ પ્રત્યે મન, વાણી તથા કર્મથી વૈર રહિત થવું; અને દયા તથા દાન પરાયણ થવું, એ સત્ પુરૂષોનો સનાતન ધર્મ છે. ૫૦.

---

૪૭ સભાપર્વ. ૫૩-૧૯૪૧. ૪૮ શાન્તિ. ૨૪૫-૮૯૩૦. ૫૦ વન. ૨૯૬-૩૪.

सत्यं मृदु प्रियं वाक्यं धीरो हितकरं वदेत् ।
आत्मोत्कर्षं तथा निंदां परेषां परिवर्जयेत् ॥ ५१ ॥

ધીર પુરૂષે સત્ય, કોમળ તથા પ્રિય લાગે એવું વચન બોલવું, અને પોતાની મ્હોટાઈ તથા પારકી નિંદાનો પરિત્યાગ કરવો. ૫૧.

न हीदृशं संवननं त्रिषु लोकेषु विद्यते ।
दया मैत्री च भूतेषु दानं च मधुरा च वाक् ॥ ५२ ॥

પ્રાણીઓ પ્રત્યે દયા, મિત્રતા, દાન અને મધુરવાણી એ ચારના જેવું બીજું વશીકરણ ત્રણ લોકમાં નથી. ૫૨.

न चक्षुषा न मनसा न वाचा दूषयेदपि ।
न प्रत्यक्षं परोक्षं वा दूषणं व्याहरेत्किंचित् ॥ ५३ ॥

વાક્ય, મન અને નેત્રની ચેષ્ટાદ્વારા પણ રૂબરૂમાં અથવા પાછળથી કોઇ મનુષ્યની નિંદા કરવી નહિ. ૫૩.

न हिंस्यात्सर्वभूतानि मैत्रायणगतश्चरेत् ।
नेदं जीवितमासाद्य वैरं कुर्वीत केनचित् ॥ ५४ ॥

કોઈ પ્રાણીની હિંસા ન કરતાં મિત્રતાથી વર્તવું. આ અસ્થિર જીવનને માટે કોઈની સાથે વૈર કરવું નહીં. ૫૪.

अतिवादांस्तितिक्षेत न विमन्येत कंचन ।
क्रुध्यमानः प्रियं कुर्यादाक्रुष्टः कुशलं वदेत् ॥ ५५ ॥

પારકાં દુર્વચન સહન કરવાં, પણ કોઈનું અપમાન કરવું નહિ. આપણાપર ક્રોધ કરે તેનું ભલું કરવું અને વૈરીનું પણ રૂડું બોલવું. ૫૫.

---

૫૧ મહાનિર્વાણ. ૮-૬૨. ૫૨ આદિ. ૮૭-૧૨. ૫૩ શાન્તિ. ૨૭૮-૯૯૭૦. ૫૪ શાન્તિ ૨૭૮-૯૯૭૧. ૫૫ શાન્તિ. ૨૭૮-૯૯૭૨.

अनार्यवृत्तमप्राज्ञमसूयकमधार्मिकम् ।
अनर्थाः क्षिप्रमायान्ति वाग्दुष्टं क्रोधनं तथा ॥ ५६ ॥

દુરાચારી, મૂર્ખ, ઈર્ષ્યા કરનારા, અધર્મી, ખરાબ બોલનારા અને ક્રોધી મનુષ્યને જલદીથી અનર્થ પ્રાપ્ત થાય છે. ૫૬.

नाक्रोशी स्यान्नावमानी परस्य मित्रद्रोही नोत नीचोपसेवी ।
न चाभिमानी न च हीनवृत्तो रुक्षां वाचमुषतीं वर्जयीत ॥

નિંદક ન થવું, બીજાનું અપમાન કરનારા ન થવું, તેમજ મિત્રદ્રોહી અને નીચ માણસોના સેવક ન થવું. અભિમાની અને દુરાચારી ન થવું.. તોછડાં અને પીડાકારક વચનો બોલવાનું છોડી દેવું. ૫૭.

वृत्तं यत्नेन संरक्षेद्वित्तमेति च याति च ।
अक्षीणो वित्ततः क्षीणो वृत्ततस्तु हतो हतः ॥ ५८ ॥

સદાચારનું યત્નપૂર્વક સંરક્ષણ કરવું. ધન તો જાય છે અને આવે છે માટે ધન ઓછું થવાથી મનુષ્યને ક્ષીણ થયેલો ન સમજવો, પરંતુ સદાચારથી ભ્રષ્ટ થયેલો મનુષ્યજ ખરેખર હણાયલો છે. ૫૮

त्रीण्येव तु सतामाहुः सन्तः पदमनुत्तमम् ।
न चैव द्रुह्याद्दद्याच्च सत्यं चैव सदा वदेत् ॥ ५९ ॥

૫૬. ઉદ્યોગ. ૩૭-૧૪૩૩. ૫૭. ઉદ્યોગ. ૩૫-૧૨૬૫. ૫૮. ઉદ્યોગ ૩૫-૧૨૮૯. ૫૯ વન. ૨૦૬-૯૩.

ત્રણ લક્ષણોને લીધેજ સત્પુરૂષોની પદવી ઘણી ઉત્તમ કહેલી છે. ૧ કોઇનો પણ દ્રોહ ન કરવો. ૨ દાન આપવું અને ૩ સદા સત્યજ બોલવું. ૫૯.

सर्वत्र च दयावन्तः सन्तः करुणवेदिनः ।
गच्छन्त्यतीव सन्तुष्टा धर्म्यं पन्थानमुत्तमम् ॥ ६० ॥

સર્વત્ર દયા રાખનારા તથા કરૂણાવાળા અને સંતોષી સંત પુરૂષો અતિ ઉત્તમ ધર્મમાર્ગમાં વિચરે છે. ૬૦.

दान्तः शमपरः शश्वत् परिक्लेशं न विंदति ।
न च तप्यति दान्तात्मा दृष्ट्वा परगतां श्रियम् ॥ ६१ ॥

નિરંતર મન તથા ઇંદ્રિયોને નિયમમાં રાખનાર પુરૂષને કલેશ થતો નથી. જેણે મન વશ કર્યું છે તેને પરાઈ લક્ષ્મી જોઇને બળાપો થતો નથી. ૬૧.

संविभक्ता च दाता च भोगवान् सुखवान्नरः ।
भवत्यहिंसकश्चैव परमारोग्यमश्नुते ॥ ६२ ॥

જે પુરૂષ સંવિભાગ કર્તા એટલે પોતાનું ધન, આવક તથા સમયના વિભાગો પાડીને તેનો અમુક અમુક બાબતોમાં સદ્ઉપયોગ કરવો, એવા નિયમવાળો છે, તથા પરાર્થે તેનું દાન કરનારો તેમજ જાતે ભોગવનારો છે, સુખીઓ છે તથા અહિંસક છે તે પરમ આરોગ્યને એટલે શારિરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉત્તમ સ્થિતિને પામે છે. ૬૨.

૬૦ વન ૨૦૬-૯૪. ૬૧ વન ૨૫૮-૨૨. ૬૨ વન. ૨૫૮-૨૩.

मानं हित्वा प्रियो भूयात् क्रोधं हित्वा न शोचति।
कामं हित्वार्थवान् भूयात् लोभं हित्वा सुखी भवेत्॥६३॥

અભિમાનનો ત્યાગ કરવાથી ભલું થાય છે, ક્રોધનો ત્યાગ કરવાથી શોક કરવો પડતો નથી, કામનાનો ત્યાગ કરવાથી ધનવાન થાય છે, અને લોભનો ત્યાગ કરવાથી સુખી થાય છે. ૬૩.

एको धर्मः परं श्रेयः क्षमैका शांतिरुत्तमा ।
विद्यैका परमा तृप्तिरहिंसैका सुखावहा ॥ ६४ ॥

પરમ કલ્યાણને આપનાર માત્ર ધર્મજ છે, માત્ર ક્ષમાજ પરમ શાન્તિને આપનાર છે, પૂર્ણ તૃપ્તિને આપનાર માત્ર વિદ્યાજ છે, અને સુખને આપનાર માત્ર અહિંસાજ છે. ૬૪.

न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन् विपर्ययम् ॥ ६५ ॥

ધર્મના રસ્તામાં રહેતાં પીડા થાયે તોપણ અધર્મ કરનારા પાપીઓને જલદી પ્રાપ્ત થતાં દુઃખોને જોઇને મનને અધર્મમાં જોડવું નહિ. ૬૫.

अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।
ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ॥ ६६ ॥

અધર્મ કરવાથી પ્રથમ વૃદ્ધિ પ્રાપ્ત થાય છે, પછી નાના પ્રકારનાં સુખ જુવે છે, પછી શત્રુઓને જીતે છે, પરંતુ અંતે સમૂળો વિનાશ થાય છે. ૬૬

૬૩ વન. ૩૧૨-૭૩. ૬૪ ઉદ્યોગ ૩૨-૧૦૨૨. ૬૫ મનુ ૪-૧૭૧. ૬૬ મનુ. ૪-૧૭૪, વન ૯૪-૪.

अधार्मिको नरो योहि यस्य चाप्यनृतं धनम् ।
हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥ ६७ ॥

જે મનુષ્ય અધમ કરનારો છે તથા જેની પાસેનું ધન અનર્થવડે મેળવાયલું છે તથા જે હિંસામાં પ્રીતિવાળો છે તેને આ લોકમાં સુખ મળતું નથી. ૬૭.

मृषावादं परिहरेत् कुर्यात् प्रियमयाचितः ।
न च कामान्न संरंभान्न द्वेषाद्धर्ममुत्सृजेत् ॥ ६८ ॥

મિથ્યા વચન બોલવાનું છોડી દેવું, વિના માગ્યેજ બીજાનું ભલું કરવું અને કામને, ક્રોધને, તથા દ્વેષને આધિન થઈને ધર્મનો ત્યાગ કરવો નહિ. ૬૮.

सत्यधर्मार्यवृत्तेषु शौचे चैव रमेत्सदा ।
शिष्यांश्च शिष्याद्धर्मेण वाग्बाहूदरसंयतः ॥ ६९ ॥

સત્ય, ધર્મ, સદાચાર અને પવિત્રતામાંજ સદા રહેવું. શિષ્યોને શિષ્યોના ધર્મનો બોધ કરવો, અને વાણી, હાથ તથા ઉદરને નિયમમાં રાખવાં. ૬૯.

प्रिये नातिभृशं हृष्येदप्रिये न च संज्वरेत् ।
न मुह्येदर्थकृच्छ्रेषु न च धर्मं परित्यजेत् ॥ ७० ॥

પોતાનું ભલું થવાથી અતિશય રાજી થવું નહિ અર્થાત્ ફુલાઈ જવું નહિ તથા ભુંડું થવાથી તપી જવું નહિ. પૈસો ઘટી જવાથી મોહવશ થવું નહિ તથા ધર્મને તજી દેવો નહિ. ૭૦.

૬૭ મનુ. ૪-૧૭૦. ૬૮ વન ૨૦૬-૪૧. ૬૯ મનુ ૪-૧૭૫, હિત ૧૭૫. ૭૦ વન ૨૦૬-૪૨.

सतां सदा शाश्वतधर्मवृत्तिः
सन्तो न सीदन्ति न च व्यथन्ते ।
सतां सद्भिर्नाफलः संगमोऽस्ति
सद्भ्यो भयं नानुवर्त्तन्ति सन्तः ॥ ७१ ॥

સજ્જનો સદા શાશ્વત ધર્મનું પાલન કરવાવાળા હોય છે. સજ્જનો મુંઝાતા નથી તથા દુ:ખી થતા નથી. સજ્જનો સાથે થયેલો સજ્જનોનો સમાગમ નિષ્ફળ જતો નથી. સજ્જનોની આગળ સજ્જનો ભયે પામતા નથી. ૭૧.

आत्मन्यपि न विश्वासस्तथा भवति सत्सु यः ।
तस्मात् सत्सु विशेषेण सर्वः प्रणयमिच्छति ॥७२॥

સજ્જનોનો વિશ્વાસ થાય છે તેટલો પોતાનો પણ થતો નથી, અને તેથીજ સર્વ કોઇ વિશેષે કરીને સજ્જનોમાં પ્રીતિ કરવા ઇચ્છે છે. ૭૨

सौहृदात् सर्वभूतानां विश्वासो नाम जायते ।
तस्मात् सत्सु विशेषेण विश्वासं कुरुते जनः ॥ ७३ ॥

સર્વ પ્રાણીઓની સાથે મિત્રતા હોવાને લીધે સત્પુરૂષોને તેઓમાં વિશ્વાસ ઉત્પન્ન થાય છે અને તેટલા માટેજ સત્પુરૂષોમાં વિશેષે કરીને માણસો વિશ્વાસ કરે છે. ૭૩.

न च प्रसादः सत्पुरुषेषु मोघो
न चाप्यर्थो नश्यति नापि मानः ॥

૭૧ વન ૨૯૬-૪૬. ૭૨ વન ૨૪૫-૪૧. ૭૩ વન ૨૪૬-૪૨.

यस्मादेतन्नियतं सत्सु नित्यं
तस्मात् सन्तो रक्षितारो भवन्ति ॥ ७४ ॥

સત્પુરૂષોની કૃપા કદી નિષ્ફળ જતી નથી, તેમજ તેઓ આગળ ધન અથવા માનની પણ હાની થતી નથી; કારણ કે એ ત્રણે વાનાં સત્પુરૂષોમાં નિરંતર અને નક્કીપણે રહેલાં છે, અને તેટલા માટે સત્પુરૂષો સર્વના રક્ષણ કર્તા છે. ૭૪.

नित्यं क्रोधात्तपो रक्षेत् श्रियं रक्षेच्च मत्सरात् ।
विद्यां मानावमानाभ्यामात्मानन्तु प्रमादतः ॥ ७५ ॥

નિરંતર ક્રોધથી દૂર રહીને તપની રક્ષા કરવી, ઈર્ષ્યાથી દૂર રહીને લક્ષ્મીની રક્ષા કરવી, માન અપમાનથી દૂર રહીને વિદ્યાની રક્ષા કરવી અને પ્રમાદથી દૂર રહીને આત્માની રક્ષા કરવી. ૭૫.

न पण्डितः क्रुध्यति नाभिपद्यते
न चापि संसीदति न प्रहृष्यति ।
न चातिकृच्छ्रव्यसनेषु शोचते
स्थितः प्रकृत्या हिमवानिवाचलः ॥ ७६ ॥

પંડિતો ક્રોધ કરતા નથી, વિષયાસક્ત થતા નથી, દુઃખી થતા નથી, ફુલાઈ જતા નથી, વળી અત્યંત કષ્ટકારક દુઃખો હોય છતાં તેઓ શોચ કરતા નથી અને હિમાલયની પેઠે અચળ રહે છે. ૭૬.

---

૭૪ વન ૨૪૬-૪૯. ૭૫ શાન્તિ ૩૩૧-૧૨૪૩૨.
૭૬ શાન્તિ ૨૨૬-૮૨૦૨.

यमर्थसिद्धिः परमा न हर्षये-
त्तथैव काले व्यसनं न मोहयेत् ।
सुखं च दुःखं च तथैव मध्यमं
निषेवते यः स धुरंधरो नरः ॥ ७७ ॥

ઘણા ધનનો લાભ થવા છતાં પણ જે હર્ષ પામતો નથી અને દુઃખના સમયમાં મુંઝાતો નથી, તેમજ સુખ તથા દુઃખની મિશ્ર અવસ્થામાં પણ જે તેવીજ સ્થિરતા રાખે છે તેજ સર્વોત્તમ પુરૂષ છે. ૭૭.

नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ।
कालमेव प्रतीक्षेत निदेशं भृतको यथा ॥ ७८ ॥

મરવાની ઈચ્છા કરવી નહિ, અને જીવવાની ઈચ્છા કરવી નહિ, પણ ચાકર જેમ સ્વામીની આજ્ઞાની વાટ જોયા કરે તેમ સમયની વાટ જોતા રહેવું. ૭૮.

प्रज्ञया मानसं दुःखं हन्याच्छारीरमौषधैः ।
न शोचन्ति कृतप्रज्ञाः पश्यन्तः परमां गतिम् ॥ ७९ ॥

બુદ્ધિવડે માનસિક દુઃખનો અને ઔષધવડે શરીરના દુઃખનો નાશ કરવો. એ પ્રકારે બુદ્ધિમાન પુરૂષો દુઃખનો શોચ ન કરતાં પરમગતિને પ્રાપ્ત થાય છે. ૭૯.

नास्ति विद्यासमं चक्षुर्नास्ति सत्यसमं तपः ।
नास्ति रागसमं दुःखं नास्ति त्यागसमं सुखम् ॥ ८० ॥

---

૭૭ શાન્તિ. ૨૨૬–૮૨૦૩. ૭૮ મનુ ૬–૪૫.
૭૯ શાન્તિ ૩૩૨–૧૨૪૯૪. ૮૦ શાન્તિ ૧૭૫–૬૫૫૭.

વિદ્યાના સમાન ચક્ષુ નથી, સત્યના સમાન તપ નથી, વિષયાસક્તિ જેવું દુઃખ નથી અને ત્યાગ એટલે દાન અથવા પરોપકાર જેવું સુખ નથી. ૮૦.

आनृशंस्यं परो धर्मः क्षमा च परमं बलम् ।
आत्मज्ञानं परं ज्ञानं सत्यं व्रतपरं व्रतम् ॥ ८१ ॥

શાન્તિ રાખવી એ શ્રેષ્ઠ ધર્મ છે, ક્ષમા એજ શ્રેષ્ઠ બળ છે, આત્મજ્ઞાન એજ શ્રેષ્ઠ જ્ઞાન છે, અને સત્ય એજ શ્રેષ્ઠ વ્રત છે. ૮૧.

सत्यमेव व्रतं यस्य दया दीनेषु सर्वदा ।
कामक्रोधौ वशे यस्य तेन लोकत्रयं जितम् ॥ ८२ ॥

જેને સત્ય એજ વ્રત છે, ગરીબો ઉપર સદા દયા છે અને કામ તથા ક્રોધ વશ થયેલા છે તેણે ત્રણે લોકને જીત્યા છે, એમ સમજવું ૮૨.

विरक्तः परदारेषु निस्पृहः परवस्तुषु ।
दंभमात्सर्यहीनो यस्तेन लोकत्रयं जितम् ॥ ८३ ॥

જે પરસ્ત્રીથી વિરક્તતા વાળો છે, પારકી વસ્તુઓની જેને સ્પૃહા નથી, પાખંડ તથા દ્વેષથી જે રહિત છે, તેણે ત્રણે લોકને જીત્યા છે. ૮૩.

ज्ञानिना लोकयात्रायै सर्वत्र समदृष्टिना ।
क्रियन्ते येन कर्माणि तेन लोकत्रयं जितम् ॥ ८४ ॥

---

૮૧ વન ૨૧૨-૩૧. ૮૨ મહાનિર્વાણ ૮-૬૫.
૮૩ મહાનિર્વાણ ૮-૬૬. ૮૪ મહાનિર્વાણ ૮-૭૯.

જ્ઞાનવાન અને સર્વત્ર સમદૃષ્ટિવાળો જે પુરૂષ લોકના હિતને માટે કર્મ કરે છે તેણે ત્રૈલોક્ય જીત્યું છે. ૮૪.

आक्रोशन्तं स्तुवन्तं च तुल्यं पश्यन्ति ये नराः ।
शान्तात्मानो जितात्मानस्ते नराः स्वर्गगामिनः ॥ ८२ ॥

જેઓ નિંદા કરનાર અને સ્તુતિ કરનારને તુલ્ય ગણે છે તેવા શાન્તિવાળા અને મનને જીતેલા પુરૂષોજ સ્વર્ગ ને પ્રાપ્ત થાય છે. ૮૫.

जलाशयाश्च वृक्षाश्च विश्रामगृहमध्वनि ।
सेतुः प्रतिष्ठितो येन तेन लोकत्रयं जितम् ॥ ८६ ॥

માર્ગમાં જેણે જળાશયો, વૃક્ષો, વિશ્રામગૃહ (ધર્મશાળા) તથા સેતુ (પૂલ) ની સ્થાપના કરી તેણે ત્રણ લોકને જીત્યા સમજવા. ૮૬.

त्यजेत् कुलार्थे पुरुषं ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥ ८७ ॥

જરૂર પડે તો કુળના હિતને માટે એક માણસનો ત્યાગ કરવો, ગામના હિતને માટે કુળનો ત્યાગ કરવો, દેશના હિતને માટે ગામનો ત્યાગ કરવો અને આત્મહિતને માટે પૃથ્વીનો ત્યાગ કરવો. ૮૭.

न जानपादकं दुःखमेकः शोचितुमर्हति ।
अशोचन् प्रतिकुर्वीत यदि पश्येत् पराक्रमम् ॥ ८८ ॥

૮૫ મહાનિર્વાણ. ૮૬ મહાનિર્વાણ ૮-૬૩.
૮૭ સભા ૫૮-૧૧, ઉદ્યોગ ૩૬-૧૩૫૦. ૮૮ સ્ત્રીપર્વ ૨-૭૨.

દેશ સંબંધી દુઃખને માટે એક મનુષ્યે શોચ કરવો નહિ, પરંતુ જો પરાક્રમ હોય તો શોચ ન કરતાં તેનો પ્રતિકાર (ઉપાય) કરવો. ૮૮.

पूर्व वयसि तत्कुर्यात् येन वृद्धः सुखं वसेत् ।
यावज्जीवेन तत्कुर्यात् येनामुत्र सुखं वसेत् ॥ ८९ ॥

જુવાનીમાં એવાં કામો કરવાં કે જેથી વૃદ્ધાવસ્થામાં સુખી રહેવાય, અને જીવતાં સુધી એવાં કામો કરવાં કે જેથી પરલોકમાં સુખી થવાય. ૮૯.

ईर्ष्युर्घृणी त्वसन्तुष्टः क्रोधनो नित्यशंकितः ।
परभाग्योपजीवी च षडेते नित्यदुःखिताः ॥ ९० ॥

(૧) ઈર્ષ્યાવાળો, (૨) નિંદા કરનારો, (૩) અસંતોષી, (૪) ક્રોધી, (૫) સદા શંકાશીળ અને (૬) પારકાના આધારે નિર્વાહ કરનારો એ છ પ્રકારના માણસો સર્વદા દુઃખી છે, એમ જાણવું. ૯૦.

बुद्धिः प्रभावस्तेजश्च सत्वमुत्थानमेव च ।
व्यवसायश्च यस्य स्यात् तस्यावृत्तिभयं कुतः ॥ ९१ ॥

બુદ્ધિ, પ્રભાવ, તેજ, બળ, સત્વગુણની વૃદ્ધિ અને ઉદ્યોગ એ સર્વ જેનામાં છે તેને પુનર્જન્મ થવાનો ભય ક્યાંથીજ હોય? ૯૧

अर्थसिद्धिं परामिच्छन् धर्ममेवादितश्चरेत् ।
न हि धर्मादपैत्यर्थः स्वर्गलोकादिवामृतम् ॥ ९२ ॥

---

૮૯ ઉદ્યોગ ૩૪-૧૨૫૦. ૯૦ ઉદ્યોગ ૩૨-૧૦૫૬.
૯૧ ઉદ્યોગ ૩૬-૧૩૭૪. ૯૨ ઉદ્યોગ ૩૬-૧૩૮૧.

સારી પેઠે ધન મેળવવાની ઇચ્છા હોય તો પ્રથમથી ધર્મનુંજ આચરણ કરવું; કેમકે સ્વર્ગલોકથી અમૃત જેમ દૂર રહેતું નથી તેમ ધર્મથી ધન દૂર રહેતું નથી. ૯૨.

अव्यापारः परार्थेषु नित्योद्योगः स्वकर्मसु ।
रक्षणं समुपात्तानामेतद्वैभवलक्षणम् ॥ ९३ ॥

પરાયા ધનને મેળવવા યત્ન ન કરવો, પોતે ધારેલાં કાર્યોમાંજ નિત્ય ઉદ્યોગ કરવો અને મળેલા ધનનું રક્ષણ કરવું, એજ ઉત્તમતાનાં લક્ષણ છે. ૯૩.

वाच्यर्था नियताः सर्वे वाङ्मूला वाग्विनिःसृताः ।
तान्तु यः स्तेनयेद्वाचं स सर्वस्तेयकृन्नरः ॥ ९४ ॥

સર્વ વચનો નિયમથી બોલવા યોગ્ય છે, અને તે વચનો વાણીથી ઉત્પન્ન થયેલાં છે, તેથી તે વાણીને જે પુરૂષ ચોરે છે અર્થાત્ જુઠું બોલે છે તે બધીજ વસ્તુઓની ચોરી કરનારો છે, એમ સમજવું. ૯૪.

योऽन्यथा सन्तमात्मानमन्यथा सत्सु भाषते ।
स पापकृत्तमो लोके स्तेन आत्मापहारकः ॥ ९५ ॥

પોતાની સ્થિતિ એક પ્રકારની હોય તેને સત્પુરૂષો પાસે જે બીજા પ્રકારની કહે તે મનુષ્ય આ લોકમાં મ્હોટો પાપી, ચોર અને પોતાનેજ છેતરનાર છે. ૯૫.

शत्रोरपि गुणा वाच्या दोषा वाच्या गुरोरपि ।
सर्वथा सर्वयत्नेन पुत्रे शिष्ये हितं वदेत् ॥ ९६ ॥

---

૯૩ સભા ૫૩–૭ ૯૪ મનુ ૪–૨૫૬.
૯૫ મનુ ૪–૨૫૫. ૯૬ વિરાટ ૪૯–૧૪.

શત્રુના ગુણ હોય તે પણ કહેવા યોગ્ય છે, અને મ્હોટા માણસના દોષ હોય તે પણ કહેવા યોગ્ય છે. સર્વ પ્રકારથી અને સર્વ યત્નથી પુત્ર અને શિષ્યને હિતનો ઉપદેશ કરવો. ૯૬.

धर्मध्वजी सदा लुब्धश्छाद्मिको लोकदंभकः ।
वैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसंधकः ॥ ९७ ॥

જે પુરૂષ ધર્મનો ડોળ દેખાડનાર, સદા લોભી, કપટી, લોકોને છેતરનારો, હિંસક અને સર્વને તુચ્છકારનારો હોય તેને બિલાડાના જેવા સ્વભાવવાળો સમજવો. ૯૭.

परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम् ।
धर्मे स्वीयमनुष्ठानं कस्यचित् सुमहात्मनः ॥ ९८ ॥

પરાયાને ઉપદેશ કરવામાં પંડિતાઈ દાખવવી એ તો સર્વ પુરૂષોને સ્હેલું છે. પરંતુ સ્વધર્મનું પાલન તો કોઈક મહાત્મા પુરૂષજ કરે છે. ૯૮.

न तु कश्चिन्नयेद् प्राज्ञो गृहीत्वैव करे नरम् ।
उच्यमानस्तु धर्मेण स्वयं लोकः प्रवर्तते ॥ ९९ ॥

જ્ઞાની પુરૂષ કોઈ માણસનો હાથ પકડીને પરાણે ધર્મ કરાવી શકે નહિ પરંતુ તેઓના ઉપદેશથી લોકો પોતાની મેળેજ ધર્મમાં પ્રવર્તે છે. ૯૯.

वहु मित्रकरः सुखं वसति
यश्च धर्मरतः स गतिं लभते ॥ १०० ॥

પ્રિય વચન બોલનારો મનુષ્ય સર્વને પ્રિય લાગે છે,વિચારીને કામ કરનારો સારી રીતે જય પામે છે, ઘણા મિત્રોવાળો સુખમાં રહે છે, અને ધર્મમાં પ્રીતિવાળો મનુષ્ય સદ્ગતિને પામે છે. ૧૦૦.

अहिंसा सत्यवचनमानृशंस्यमथार्जवम् ।
अद्रोहोऽनभिमानश्च ह्रीस्तितिक्षा दमः शमः ॥ १०१ ॥

અહિંસા, સત્યવચન, શાન્તિ, સરલતા, અદ્રોહીપણું, નિરાભિમાન, લજ્જા, સહનશિળતા, ઇંદ્રિયનિગ્રહ અને મનોનિગ્રહ એ ધર્મ છે. ૧૦૧.

धीमन्तो धृतिमन्तश्च भूतानामनुकम्पकाः ।
अकामद्वेषसंयुक्तास्ते सन्तो लोकसाक्षिणः ॥ १०२ ॥

જેઓ બુદ્ધિવાન, ધૈર્યવાન, પ્રાણીઓપર દયાળુ તથા ઇચ્છા અને દ્વેષ રહિત છે તેઓજ સંત પુરૂષ અને લોકના સાક્ષી છે. ૧૦૨

सर्वत्र च दयावन्तः सन्तः करुणवेदिनः ।
गच्छन्तीह सुसन्तुष्टा धर्मोपस्थानमुत्तमम् ।
शिष्टाचारा महात्मानो येषां धर्मः सुनिश्चितः ॥१०३॥

સર્વપર દયાવાળા, કોમળ મનવાળા અને પૂર્ણ સંતોષવાળા સંતપુરૂષો ધર્મના ઉત્તમ સ્થાનને પામે છે. જેમનો ધર્મને વિષે

---

૧૦૦ વન પર્વ. ૧૦૧ વન. ૨૦૬–૯૧.
૧૦૨ વન ૨૦૬–૯૨. ૧૦૩ વન ૨૦૬–૯૩, ૯૪.

શત્રુના ગુણ હોય તે પણ કહેવા યોગ્ય છે, અને મ્હોટા માણસના દોષ હોય તે પણ કહેવા યોગ્ય છે. સર્વ પ્રકારથી અને સર્વ યત્નથી પુત્ર અને શિષ્યને હિતનો ઉપદેશ કરવો. ૯૬.

धर्मध्वजी सदा लुब्धश्छाद्मिको लोकदंभकः ।
बैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसंधकः ॥ ९७ ॥

જે પુરૂષ ધર્મનો ડોળ દેખાડનાર, સદા લોભી, કપટી, લોકોને છેતરનારો, હિંસક અને સર્વને તુચ્છકારનારો હોય તેને બિલાડાના જેવા સ્વભાવવાળો સમજવો. ૯૭.

परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम् ।
धर्मे स्वीयमनुष्ठानं कस्यचित् सुमहात्मनः ॥ ९८ ॥

પરાયાને ઉપદેશ કરવામાં પંડિતાઈ દાખવવી એ તો સર્વ પુરૂષોને સ્હેલું છે, પરંતુ સ્વધર્મનું પાલન તો કોઈક મહાત્મા પુરૂષજ કરે છે. ૯૮.

नतु कश्चिन्नयेत् प्राज्ञो गृहीत्वैव करे नरम् ।
उच्यमानस्तु धर्मेण स्वयं लोकः प्रवर्तते ॥ ९९ ॥

જ્ઞાની પુરૂષ કોઈ માણસનો હાથ પકડીને પરાણે ધર્મ કરાવી શકે નહિ, પરંતુ તેઓના ઉપદેશથી લોકો પોતાની મેળેજ ધર્મમાં પ્રવર્તે છે. ૯૯.

प्रियवचनवादी प्रियो भवति
विमृशितकार्यकरोऽप्यधिकं जयति ।

૯૭ મનુ ૪–૧૯૫. ૯૮ હિત ૧૪૫. ૯૯ અનુશાસન ૧૬૪–૭૬૨૦.

वहु मित्रकरः सुखं वसति
यश्च धर्मरतः स गतिं लभते ॥ १०० ॥

પ્રિય વચન બોલનારો મનુષ્ય સર્વને પ્રિય લાગે છે, વિચારીને કામ કરનારો સારી રીતે જય પામે છે, ઘણા મિત્રોવાળો સુખમાં રહે છે, અને ધર્મમાં પ્રીતિવાળો મનુષ્ય સદ્ગતિને પામે છે. ૧૦૦.

अहिंसा सत्यवचनमानृशंस्यमथार्जवम् ।
अद्रोहोऽनभिमानश्च ह्रीस्तितिक्षा दमः शमः ॥ १०१ ॥

અહિંસા, સત્યવચન, શાન્તિ, સરલતા, અદ્રોહીપણું, નિરાભિમાન, લજ્જા, સહનશિળતા, ઇંદ્રિયનિગ્રહ અને મનોનિગ્રહ એ ધર્મ છે. ૧૦૧.

धीमन्तो धृतिमन्तश्च भूतानामनुकम्पकाः ।
अकामद्वेषसंयुक्तास्ते सन्तो लोकसाक्षिणः ॥ १०२ ॥

જેઓ બુદ્ધિવાન, ધૈર્યવાન, પ્રાણીઓપર દયાળુ તથા ઈચ્છા અને દ્વેષ રહિત છે તેઓજ સંતપુરૂષ અને લોકના સાક્ષી છે. ૧૦૨

सर्वत्र च दयावन्तः सन्तः करुणवेदिनः ।
गच्छन्तीह सुसन्तुष्टा धर्मोपस्थानमुत्तमम् ।
शिष्टाचारा महात्मानो येषां धर्मः सुनिश्चितः ॥१०३॥

સર્વપર દયાવાળા, કોમળ મનવાળા અને પૂર્ણ સંતોષવાળા સંતપુરૂષો ધર્મના ઉત્તમ સ્થાનને પામે છે. જેમનો ધર્મને વિષે

---

૧૦૦ વન પર્વ. ૧૦૧ વન. ૨૦૬–૯૧.
૧૦૨ વન ૨૦૬–૯૨. ૧૦૩ વન ૨૦૬–૯૩, ૯૪.

રૂડો નિશ્ચય છે તેઓજ સારા આચારવાળા મહાત્માઓ છે એમ જાણવું ૧૦૩.

प्रत्यक्षधर्मो भगवान् यस्य तुष्टो हि कर्मभिः ।
सफलं तस्य जन्माहं मन्ये सद्धर्मचारिणः ॥ १०४ ॥

જેના શુભકર્મથી ધર્મના સાક્ષી ઈશ્વર પ્રસન્ન છે, તેવા શુભ ધર્માચરણ કરનાર મનુષ્યનોજ જન્મ સફળ છે. ૧૦૪.

---

# द्वितीयोऽध्याय.

## સંયમ.

---

रथः शरीरं पुरुषस्य दृष्टम्
आत्मा नियन्तेन्द्रियाण्याहुरश्वान् ।
तैरप्रमत्तः कुशली सदश्वै ।
दान्तैः सुखं याति रथीव धीरः ॥ १ ॥

પુરૂષનું શરીર એ રથ છે, જીવ તેનો ચલાવનારો છે અને ઇંદ્રિયો સર્વે ઘોડારૂપ છે. કેળવાયેલા ઉત્તમ ઘોડાઓવડે ગમન કરનારા કુશળ સારથીની પેઠે ધીર પુરૂષ પણ પ્રમાદ રહિત થઈને સુખથી ગમન કરે છે. ૧.

૧૦૫ વન ૨૫૯-૨. ૧ ઉદ્યોગ. ૩૩, વન ૨૧૦-૨૭.

षडिन्द्रियाणि विषयं समागच्छन्ति वै यदा ।
तदा प्रादुर्भवेत्तेषां पूर्वसंकल्पजं मनः ॥ २ ॥

જ્યારે છએ ઇંદ્રિયો પોત પોતાના વિષયને પ્રાપ્ત થાય છે ત્યારે પૂર્વના સંકલ્પથી ઉપજેલું મન પ્રકટ થાય છે. ૨.

मनो यस्येन्द्रियस्येह विषयान् याति सेवितुम् ।
तस्यौत्सुक्यं प्रभवति प्रवृत्तिश्चोपजायते ॥ ३ ॥

મનુષ્યનું મન જે ઇંદ્રિયના વિષયને ભોગવવાને દોડે છે તે ઈંદ્રિય જાગૃત થાય છે અને પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. ૩.

ततः संकल्पबीजेन कामेन विषयेषुभिः ।
विद्धः पतति लोभाग्नौ ज्योतिर्लोभात् पतंगवत् ॥ ४ ॥

તે પછી જેમ દીવાના લોભથી પતંગીયું અગ્નિમાં પડે છે તેમ સંકલ્પરૂપી બીજવડે કામદેવે વિષયરૂપી બાણોથી વીંધેલો તે મનુષ્ય લોભરૂપી અગ્નિમાં પડે છે. ૪.

ततो विहारैराहारैर्मोहितश्च यथेच्छया ।
महामोहे सुखे मग्नो नात्मानमवबुध्यते ॥ ५ ॥

પછી મનગમતા આહાર અને વિહાર (મોજ શોખ) માં આસક્ત થઈને ઘણાજ મોહપૂર્વક સુખ ભોગમાં મગ્ન થઈ રહેવાથી તે પુરૂષ આત્માને જાણી–સમજી શકતો નથી. ૫.

शिश्नोदरकृतेऽप्राज्ञः करोति विघसं बहु ।
मोहरागबलाक्रान्त इन्द्रियार्थवशानुगः ॥ ६ ॥

---

૨–૩–૪–૫ વન અ. ૨–૬૬, ૬૭, ૬૮, ૬૯.

મોહ અને રાગના બળ આગળ હારી ગયેલો અને વિષયોને આધીન થયેલો મનુષ્ય શિશ્ન અને ઉદર પરાયણ થઈને ઘણા સોગ ભોગવે છે. ૬.

ह्रियते वध्यमानोऽपि नरो हारिभिरिन्द्रियैः ।
विमूढसंज्ञो दुष्टाश्वैरुद्भ्रान्तैरिव सारथिः ॥ ७ ॥

જેમ ખરાબ ઘોડાઓ રસ્તો ભુલેલા સારથીને ખોટે રસ્તે લઈ જાય છે તેમ હણાયલો મનુષ્ય પણ વિષયોમાં ખેંચી જનારી ઈંદ્રિયોવડે ખેંચાય છે. ૭.

इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।
अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥ ८ ॥

ઇંદ્રિયોનો નિરોધ, રાગ દ્વેષનો ક્ષય, અને પ્રાણીઓની હિંસા ન કરવી, એ ગુણોવડે મનુષ્ય મોક્ષને પામે છે. ૮.

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्द्धते ॥ ९ ॥

વિષયો ભોગવવાથી કદીપણ કામની શાન્તિ થતી નથી, પણ અગ્નિમાં ઘી નાખવાથી અગ્નિ વધે છે તેમ ઉલટી કામની વૃદ્ધિ થાય છે. ૯.

इन्द्रियाणान्तु सर्वेषां यद्येकं क्षरतीन्द्रियम् ।
तेनास्य क्षरति प्रज्ञा दृतेः पात्रादिवोदकम् ॥ १० ॥

૬-૭ વન ૨-૬૪, ૬૫. ૮ મનુ ૬-૬૦.
૯-૧૦ મનુ અ. ૨-૯૪, ૯૯.

ચર્મપાત્રમાં એટલે ચામડાના કોશમાં એક છિદ્ર હોય તોપણ તેમાંનું પાણી જેમ ઝરી જાય છે, તેમ સર્વ ઇંદ્રિયોમાંની એક ઇંદ્રિય વિષય તરફ જાય તોપણ તે માણસની બુદ્ધિ જતી રહે છે. ૧૦.

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥ ११ ॥

જળમાં રહેલા નાવને જેમ વાયુ ગમે ત્યાં ખેંચી જાય છે તેમ વિષયોમાં વર્તનારી ઇંદ્રિયોને અનુસરનારૂં મન મનુષ્યની બુદ્ધિને હરી જાય છે. ૧૧.

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ १२ ॥

જેમ કાચબો પોતાનાં સર્વ અંગોને સમેટી લે છે તેમ મનુષ્ય જ્યારે ઇંદ્રિયોને વિષયોમાંથી ખેંચી લે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે. ૧૨.

क्रोधाद्भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति ॥ १३ ॥

ક્રોધ કરવાથી મોહ ઉપજે છે, મોહથી સ્મરણ શકિતનો નાશ થાય છે, સ્મૃતિ નાશથી બુદ્ધિનો નાશ થાય છે, અને બુદ્ધિના નાશથી પુરૂષ નાશ પામે છે. ૧૩.

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ १४ ॥

૧૧ ભીષ્મપર્વ. ૧૨, ૧૩, ૧૪ ભીષ્મપર્વ.

રાગદ્વેષથી રહિત થયેલો અને વશ કરેલા મનવાળો કૃતકૃત્ય પુરૂષ ઇંદ્રિયોવડે વિષયો ભોગવતો છતો પણ પ્રસન્નતાને પામે છે. ૧૪.

**दमस्तेजो वर्धयति पवित्रं दम उत्तमम् ।**
**विपाप्मा वृद्धतेजास्तु पुरुषो विन्दते महत् ॥ १५ ॥**

"દમ" એટલે ઇંદ્રિયોનો નિગ્રહ, એ તેજની વૃદ્ધિ કરે છે. "દમ" પવિત્ર અને ઉત્તમ છે, તેથી તેનું સેવન કરનાર પાપ રહિત અને તેજસ્વી પુરુષ મહત્પદને પામે છે. ૧૫.

**अनर्थमर्थतः पश्यन्नर्थं वै वाप्यनर्थतः ।**
**इन्द्रियैरजितैर्बालः सुदुःखं मन्यते सुखम् ॥ १६ ॥**

અર્થમાં અનર્થ તેમજ અનર્થમાં અર્થને જોનારો અજિતેંદ્રિય મૂઢપુરૂષ અત્યંત દુઃખને પણ સુખ માને છે. ૧૬.

**धर्मार्थौ यः परित्यज्य स्यादिन्द्रियवशानुगः ।**
**श्रीप्राणधनदारेभ्यः क्षिप्रं स परिहीयते ॥ १७ ॥**

જે મનુષ્ય ધર્મ તથા અર્થનો પરિત્યાગ કરીને ઇંદ્રિયને આધીન થાય છે તે જલદીથી શોભા, પ્રાણ, ધન અને સ્ત્રીથી રહિત થાય છે. ૧૭.

**अर्थानामीश्वरो यः स्यादिन्द्रियाणामनीश्वरः ।**
**इन्द्रियाणामनैश्वर्यादैश्वर्याद् भ्रश्यते हि सः ॥ १८ ॥**

જે ધનનો સ્વામી છે પણ ઇંદ્રિયોનો સ્વામી નથી તે ઐશ્વર્યથી રહિત થાય છે. અર્થાત્ ધનવાન છતાં ઇંદ્રિયો જેને વશ નથી તેનું ધન પણ જતું રહે છે. ૧૮

---

૧૫ ઉદ્યોગ ૬૨-૨૪૪૦.૧૬, ૧૭, ૧૮, ઉદ્યોગ અ. ૩૩-૧૧૫૫, ૫૬, ૫૭.

लोभः प्रज्ञानमाहन्ति प्रज्ञा हन्ति हता ह्रियम् ।
ह्रीर्हता बाधते धर्मं धर्मो हन्ति हतः श्रियम् ॥ १९ ॥

લોભ બુદ્ધિને હણે છે, બુદ્ધિ હણાયાથી લજ્જા હણાય છે, લજ્જા હણાયાથી ધર્મને હણે છે, અને ધર્મ હણાયાથી ધનનો નાશ થાય છે. ૧૯.

बंधुरात्मात्मनस्तस्य येन वात्मात्मनो जितः ।
स एव नियतो बंधुः स एवानियतो रिपुः ॥ २० ॥

જેણે મન જીત્યું છે તેનું મનજ બંધુરૂપ છે. વશ કરેલું મનજ બંધુ છે, અને છુટું મૂકેલું મનજ શત્રુ છે. ૨૦.

## तृतीयोऽध्यायः ।

## સુખ, દુઃખ; સંતોષ અને સહનશિલતા.

शोकस्थानसहस्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पण्डितम् ॥ १ ॥

આ જગતમાં શોકનાં પ્રસંગો હજારો આવે છે, તેમ ભયનાં ઠેકાણાં પણ સેંકડો છે, પરંતુ મઢ મનુષ્યોનેજ તે નિત્ય દબાવે છે, પંડિતોને દબાવી શકતાં નથી. ૧.

व्याधेरनिष्टसंस्पर्शात् श्रमादिष्टविसर्जनात् ।
दुःखं चतुर्भिः शारीरं कारणैः संप्रवर्तते ॥ २ ॥

---

૧૯ ઉદ્યોગ ૭૧-૨૫૯. ૨૦ ઉદ્યોગ ૩૩-૧૧૫૯. ૧ વન ૨-૧૬.

શારિરિક દુઃખ થવામાં આ ચાર કારણો હોય છે. વ્યાધિ, અનિષ્ટ પ્રાપ્તિ, મહેનત અને ઈષ્ટ વસ્તુનો નાશ. ૨.

सदा तत्प्रतिकाराच्च सततं चाविचिन्तनात् ।
आधिव्याधिप्रशमनं क्रियायोगद्वयेन तु ॥ ३ ॥

ઉપલાં કારણોની ચિંતા ન કરવી, અને તેનો પ્રતિકાર એટલે ઉપાય કરવો. એ બે ક્રિયાઓના યોગથી મનનાં અને શરીરનાં દુઃખોની શાન્તિ થાય છે. ૩.

मानसं शमयेत्तस्मात् ज्ञानेनाग्निमिवांबुना ।
प्रशान्ते मानसे ह्यस्य शारीरमुपशाम्यति ॥ ४ ॥

જળથી અગ્નિને ઓલવીયે તેવી રીતે માનસિક દુઃખને–ચિંતા, ક્રોધ, ભય વિગેરેને–જ્ઞાનવડે શમાવવાં. મનનું દુઃખ મટી જવાથી શરીરનું દુઃખ પણ શમી જાય છે. ૪.

असन्तोषपरा मूढाः सन्तोषं यान्ति पण्डिताः ।
अन्तो नास्ति पिपासायाः सन्तोष परमं सुखम् ॥ ५ ॥

મૂઢ પુરૂષો અસંતોષી હોય છે, પંડિતો સંતોષને પામેલા હોય છે; કારણ કે તૃષ્ણાનો અંત નથી અને સંતોષ એજ પરમ સુખ છે. ૫.

यस्मादभावी भावी वा मनुष्यः सुखदुःखयोः ।
आगमे यदि वापाये न तत्र ग्लपयेन्मनः ॥ ६ ॥

---

૨, ૩, વન પર્વ અ૦ ૨–૨૨, ૨૩. ૪, ૫, વન અ. ૨–૨૬, ૪૫.
૬ વન ૧૭૯–૨૬.

હાલનાં તેમજ ભવિષ્યમાં થનારાં સુખ તથા દુઃખ મનુષ્યને ભોગવવાંજ પડે છે; માટે સુખનો નાશ અથવા દુઃખની પ્રાપ્તિ થાય ત્યારે શોક કરવો નહિ. ૬.

सुखदुःखे हि पुरुषः पर्यायेणोपसेवते ।
न ह्यनन्तं सुखं कश्चित् प्राप्नोति पुरुषर्षभ ॥ ७ ॥

મનુષ્ય વારા ફરતી સુખ અને દુઃખ ભોગવતોજ રહે છે, કોઇ પણ નિરંતર સુખ ભોગવી શકતો નથી. ૭.

सुखस्यानन्तरं दुःखं दुःखस्यानन्तरं सुखम् ।
पर्यायेणोपसर्पेते नरं नेमिमरा इव ॥ ८ ॥

ફરતા ચક્રના આરાઓની પેઠે મનુષ્યને વારા ફરતી સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવ્યાજ કરે છે. ૮.

सुखमापतितं सेवेद्दुःखमापतितं सहेत् ।
कालप्राप्त मुपासीत शस्यानामिव कर्षकः ॥ ९ ॥

સુખ આવી પડે ત્યારે તેનું સેવન કરવું :અને દુઃખ આવી પડે ત્યારે તેને સહન કરવું; જે વખતે જે ધાન્ય પાકે તેનો ખેડૂત ઉપયોગ કરે છે તેમ કાળની ગતિને અનુસરીને સુખ દુઃખ જે કાંઇ પ્રાપ્ત થાય તેને સેવવું જોઇએ. ૯.

सर्वाः संपत्तयस्तस्य संतुष्टं यस्य मानसम् ।
उपानद्गूढपादस्य न तु चर्मावृतेव भूः ॥ १० ॥

---

૭ વન ૨૫૮–૧૩. ૮ વન ૨૬૦–૪૪.
૯ વન ૨૫૮–૧૫. ૧૦ હિત ૧૮૪.

જેના પગમાં પગરખાં પહેરેલાં છે તેને માટે જેમ બધી પૃથ્વી ચામડાથી મઢેલી છે, તેવી રીતે જેનું મન સંતોષી છે તેને સર્વ સંપત્તિઓ પ્રાપ્ત છે. ૧૦.

सन्तोषं परमास्थाय सुखार्थी संयतो भवेत् ।
सन्तोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः ॥ ११ ॥

સુખની ઇચ્છાવાળાએ સંતોષ પરાયણ રહીને નિયમિત થવું. સંતોષજ સુખનું મૂળ છે, અને દુઃખનું મૂળ અસંતોષ છે. ૧૧.

अचिन्तितानि दुःखानि यथैवायान्ति देहिनाम् ।
सुखान्यपि तथा मन्ये दैवमत्रातिरिच्यते ॥ १२ ॥

જેમ પ્રાણીઓને દુઃખો અણધાર્યાં આવે છે તેમજ સુખો પણ અણધાર્યાંજ આવેછે; કારણ કે દૈવજ તેમાં મુખ્ય કારણ છે. ૧૨.

न नित्यं लभते दुःखं न नित्यं लभते सुखम् ।
शरीरमेवायतनं दुःखस्य च सुखस्य च ॥ १३ ॥

નિરંતર દુઃખ હોતું નથી, તેમ નિરંતર સુખ પણ મળતું નથી; કેમકે શરીર સુખ અને દુઃખ એ બંનેને રહેવાનું સ્થાન છે. ૧૩.

सन्तापाद्भ्रश्यते रूपं सन्तापाद्भ्रश्यते बलम् ।
सन्तापाद्भ्रश्यते ज्ञानं सन्तापाद्व्याधिमृच्छति ॥ १४ ॥

---

૧૧ મનુ ૪–૨. ૧૨ હિત ૨૦૩.
૧૩ શાન્તિ ૧૭૪–૬૪૭૭. ૧૪ ઉદ્યોગ ૩૫–૧૫૦૩.

સમજુ પુરૂષે પરોપકારને માટે પોતાના ધનનો અને જીવનનો પણ ત્યાગ કરવો જોઈએ, કેમકે ધન અને જીવનનો જ્યારે ત્યારે નાશ થવો એતો નક્કીજ છે, તો પછી રૂડા કામને માટે તેના પહેલાં તેનો ત્યાગ કરવો એજ વધારે સારૂં છે. ૨.

शरीरस्य गुणानां च दूरमत्यन्तमन्तरम् ।
शरीरं क्षणविध्वंसि कल्पान्तस्थायिनो गुणाः ॥ ३ ॥

શરીર અને ગુણો વચ્ચે ઘણુંજ છેટું અને જૂદાપણું છે, કેમકે શરીર ક્ષણમાં નાશ પામે એવું છે અને ગુણો કલ્પના અંત સુધી રહેવાના છે. ૩.

अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानान्तु वसुधैव कुटुंबकम् ॥ ४ ॥

આ મ્હારૂં તેમજ આ પારકું, એવી ગણના સાંકડા ચિત્તવાળાઓનેજ હોય છે; ઉદાર ચિત્તવાળા પુરૂષોને તો સર્વ પૃથ્વી પોતાના કુટુંબ રૂપજ છે. ૪.

साधोः प्रकोपितस्यापि मनो नायाति विक्रियाम् ।
न हि तापयितुं शक्यं सागरांभस्तृणोल्कया ॥ ५ ॥

શ્રેષ્ઠ પુરૂષોને કોઈ કચવાવે તોપણ તેના મનમાં વિકાર થતો નથી; ઘાસના ઉંબાડીયાથી સમુદ્રનું પાણી તપાવી શકાતું નથી. ૫.

आमरणान्ताः प्रणयाः कोपास्तत्क्षणभंगुराः ।
परित्यागाश्च निःसंगा भवन्ति हि महात्मानाम् ॥ ६ ॥

૨, ૩, ૪, ૫,૬, હિતોપદેશ ૮૩-૮૮-૧૧૩-૧૨૮-૨૩૦.

મરણ પર્યંત સ્નેહ રાખવો, કોપનો તેજ ક્ષણે નાશ કરવો અને દાન નિષ્કામપણે કરવું, એવા ગુણો મહાત્માઓમાં હોય છે. ૬.

दानं प्रियवाक्सहितं ज्ञानमगर्वं क्षमान्वितं शौर्यम् ।
वित्तं त्यागनियुक्तं दुर्लभमेतच्चतुष्टयं लोके ॥ ७ ॥

પ્રિયવચન સહિત દાન, ગર્વ રહિત જ્ઞાન, ક્ષમાપૂર્વક શૂર-વીરતા અને દાનયુક્ત ધન એ ચારે વાનાં સંસારમાં દુર્લભ છે. ૭.

जयेत् कदर्यं दानेन सत्येनानृतवादिनम् ।
क्षमया क्रूरकर्माणमसाधुं साधुना जयेत् ॥ ८ ॥

દાન આપીને કંજુસને, સત્ય બોલીને જુઠું બોલનારને, ક્ષમા કરીને ક્રૂર-ઘાતકી મનુષ્યને અને ખરાબ માણસને સાધુતાવડે જીતી લેવો. ૮.

मनस्यन्यद् वचस्यन्यत् कार्यमन्यद्दुरात्मनः ।
मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम् ॥ ९ ॥

ખરાબ માણુસોના મનમાં જે કંઇ હોય છે તે કરતાં વાણીમાં બીજુંજ હોયછે, અને કર્મ વળી બીજાજ પ્રકારનું હોય છે; અને મહાત્માઓ મનમાં એક વચનમાં એક અને કર્મમાં પણ એકજ હોયછે. ૯.

करिष्य इतिसंश्रुत्य कर्तव्यं तदकुर्वतः ।
मिथ्यावचनदग्धस्य इष्टापूर्तं प्रणश्यति ॥ १० ॥

૭ હિત ૪૦૦. ૮ પંચ ૧૫૪-૯. ૯ હિત ૧૪૩. ૧૦ ઉદ્યોગ ૧૦૬-૩૭૪૫

કરીશ એમ કહીને પછી તે કામ જે કરે નહિ; એવા મિથ્યાવચનથી દૂષિત થયેલા મનુષ્યનાં કરેલાં શુભકર્મો નાશ પામે છે. ૧૦.

न कस्यचित् कश्चिदिह स्वभावाद्भवत्युदारोऽभिमतः
खलो वा । लोके गुरुत्वं विपरीततां वा स्वचेष्टिता-
न्येव नरं नयन्ति ॥११॥

આ જગતમાં કોઈ પણ મનુષ્યને સ્વભાવથીજ ઉદાર અથવા ખલ માનવા જેવો નથી, પરંતુ લોકોમાં મ્હોટાપણું અથવા હલકાપણું એ બંને તેણે કરેલાં કાર્યવડેજ સ્પષ્ટ જણાય છે. ૧૧.

आरोप्यते शिला शैले यत्नेन महता यथा ।
निपात्यते क्षणेनाधस्तथात्मा गुणदोषयोः ॥ १२ ॥

જેમ પર્વત ઉપર શિલા ચ્હડાવવી હોય તો ઘણીજ મહેનતે પડે છે, પરંતુ તેને નીચે પાડી નાંખવી હોય તો વાર લાગતી નથી, તે પ્રમાણે મનુષ્યને ગુણવાન થવું અઘરૂં છે, પરંતુ નીચતા કરવામાં વાર લાગે તેમ નથી. ૧૨.

यात्यधोऽधो व्रजत्युच्चैर्नरः स्वैरिव कर्मभिः ।
कूपस्य खनिता यद्वत् प्राकारस्येव कारकः ॥१३॥

કુવાનો ખણનાર જેમ નીચે ઉતરતો જાયછે અને ગઢનો ચણનાર ઉંચે ચ્હડતો જાય છે, તે પ્રમાણે મનુષ્ય પોતાનાં સારા કે ખોટાં આચરણ દ્વારાજ ઉચ્ચતાને અથવા નીચતાને પ્રાપ્ત થાય છે. ૧૩.

---

૧૧, ૧૨, ૧૩ હિતોપદેશ. ૪૦૩, ૩૦૪, ૩૦૫.

त्यजेत्क्षुधार्त्ता महिलां सपुत्रां खादेत्क्षुधार्त्ता भुजगी स्वमण्डम् ।
बुभुक्षितः किं न करोति पापं क्षीणा जना निष्करुणा भवन्ति १४

ભૂખ્યો માણસ પુત્રસહિત સ્ત્રીને પણ તજી દે છે, ભૂખી થયેલી સર્પિણી પોતાનાં ઈંડાંને પણ ખાઈ જાય છે; ભૂખ્યો માણસ કયું પાપ ન કરે? કારણકે ભૂખથી ક્ષીણ થયેલો મનુષ્ય કરૂણા રહિત થાય છે. ૧૪.

सुखं ह्यवमतः शेते सुखं च प्रतिबुद्ध्यते ।
सुखं चरति लोकेऽस्मिन्नवमन्ता विनश्यति ॥१५॥

અપમાન ખમનારો માણસ સુખથી સુવે છે, સુખથી જાગે છે, અને લોકોમાં સુખથી ફરે છે; ત્યારે અપમાન આપનારો મનુષ્ય એ સર્વ વાતે દુઃખી હોઈ વિનાશ પામે છે. ૧૫.

नारुन्तुदः स्यादार्तोऽपि न परद्रोहकर्मधीः ।
ययाऽस्योद्विजते वाचा नालोक्यां तामुदीरयेत् ॥१६॥

પોતે દુઃખી હોવા છતાં પણ કોઈના હૃદયને દુઃખી કરવું નહિ. બીજાનો દ્રોહ કરવાની બુદ્ધિ રાખવી નહિ. જે વાણીવડે બીજાનું મન દુઃખી થાય એવી દુષ્ટવાણી બોલવી નહિ. ૧૬.

अतिवादांस्तितिक्षेत नावमन्येत कंचन ।
न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥१७॥

પારકાં દુર્વચન સહન કરવાં, કોઈનું અપમાન કરવું નહિ

૧૪ હિત ૫૪૭. ૧૫, ૧૬, મનુ ૨–૧૬૩, ૧૬૧.

આ દેહ ધારણ કરીને કોઈની સાથે વેર કરવું નહિ. ૧૭.

न पाणिपादचपलो न नेत्रचपलोऽनृजुः ।
न स्याद्वाक्चपलश्चैव न परद्रोहकर्मधीः ॥१८॥

હાથ, પગ, નેત્ર અને વાણીની ચપળતા કરવી નહિ, કુટિલતા રાખવી નહિ અને બીજાપર દ્રોહ કરવાની બુદ્ધિ કરવી નહિ. ૧૮.

अतिप्रवादं न प्रवदेन्न वादयेद्योऽनाहतः प्रतिहन्यान्न घातयेत् ॥
हन्तुं च यो नेच्छति पापकं वै तस्मै देवाः स्पृहयन्त्यागताय १९

જે કોઈની નિંદા કરે નહિ અને કરાવે પણ નહિ, કોઈએ માર્યા છતાં તેને મારે નહિ અને મરાવે પણ નહિ, અને પાપીને પણ મારવા ઇચ્છે નહિ, તેવા પુરૂષોના આગમનની દેવતાઓ ઇચ્છા કરે છે. ૧૯.

क्रुध्यन्तं न प्रतिक्रुध्येदाक्रुष्टः कुशलं वदेत् ।
सप्तद्वारावकीर्णां च न वाचमनृतां वदेत् ॥ २० ॥

ક્રોધ કરનારની સામે ક્રોધ કરવો નહિ. ગાળ આપનારને પણ "ભલું" થાઓ, એમ કહેવું. ચક્ષુ, કર્ણ, નાસિકા, જિહ્વા, ત્વચા, મન અને બુદ્ધિ એ સપ્તદ્વારોથી નીકળતી એવી વાણીવડે જુઠું બોલવું નહિ. ૨૦.

सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥२१॥

---

૧૮ મનુ ૪-૧૭૭. ૧૯ ઉદ્યોગ ૩૫-૧૨૭૦. ૨૦ મનુ ૬-૪૮.
૨૧ મનુ ૪-૧૩૮.

સત્ય બોલવું, અને પ્રિય લાગે તેવું બોલવું; પ્રિય ન લાગે એવું સત્ય બોલવું નહિ, તેમ પ્રિય લાગે એવું અસત્ય પણ બોલવું નહિ, એવો સનાતન ધર્મ છે. ૨૧.

कामाभिभूतः क्रोधाद्वा यो मिथ्या प्रतिपद्यते ।
स्वेषु चान्येषु वा तस्य न सहाया भवन्त्युत ॥२२॥

કામ અથવા ક્રોધને વશ થઈને જે મનુષ્ય પોતાના અથવા પરાયા મનુષ્યો સાથે મિથ્યા કપટ કરે છે તેને કોઇ પણ સહાય થતું નથી. ૨૨.

अविसंवादको दक्षः कृतज्ञो मतिमानृजुः ।
अपि संक्षीणकोषोऽपि लभते परिवारणम् ॥ २३ ॥

વિશેષ સંવાદ ન કરનારો, ચતુર, કરેલા ઉપકારને જાણનારો, બુદ્ધિવાન અને સરલ મનુષ્ય નિર્ધન થાય તોપણ તેને પોષણ પ્રાપ્ત થાયછે. ૨૩.

अभयं यस्य भूतेभ्यः सर्वेषामभयं यतः ।
स वै परिणतप्रज्ञः प्रख्यातो मनुजोत्तमः ॥२४॥

કોઇ પ્રાણીથી જે ભય પામતો નથી અને જેનાથી કોઇ પ્રાણીને ભય થતો નથી, તેવો ઉત્તમ પુરૂષ યથાર્થ જ્ઞાનવાળો કહેવાયછે. ૨૪.

न शरन्मेघवत् कार्यं वृथैव घनगर्जितम् ।
परस्यार्थमनर्थं वा प्रकाशयति नो महान् ॥२५॥

---

૨૨ ઉદ્યોગ ૨૨૮–૪૩૪૪.

૨૩ ઉદ્યોગ ૩૭–૧૪૩૫. ૨૪ ઉદ્યોગ ૬૨–૨૪૪૯. ૨૫ હિત ૬૮૫.

શરદ્ઋતુના મેઘની પેઠે વૃથા મ્હોટી ગર્જના કરવી નહિ. મ્હાન પુરૂષ પારકા અર્થને અથવા અનર્થને પ્રકાશ ન કરે. ૨૫.

एतावानेव पुरुषः कृतं यस्मिन्न नश्यति ।
यावच्च कुर्यादन्योऽस्य कुर्याद्बहुगुणं ततः ॥२६॥

જેના પર કરેલો ઉપકાર વૃથા જતો નથી, તેમજ પૂર્વે કરેલા ઉપકારથી વિશેષ ઉપકાર જે કરે છે, તેજ ખરો પુરૂષ છે. ૨૬.

द्रोग्धव्यं न च मित्रेषु न विश्वस्तेषु कर्हिचित् ।
येषां चान्नानि भुंजीत यत्र च स्यात् प्रतिश्रयः ॥ २७ ॥

મિત્ર, વિશ્વાસુ, જેનું અન્ન ખાતા હોઇયે અને જેનો આશ્રય હોય એટલા મનુષ્યોનો કદી દ્રોહ કરવો નહિ. ૨૭.

कुतः कृतघ्नस्य यशः कुतः स्थानं कुतः सुखम् ।
अश्रद्धेयः कृतघ्नो हि कृतघ्ने नास्ति निष्कृतिः ॥२८॥

કૃતઘ્ન એટલે ગુણને બદલે અવગુણ કરનાર મનુષ્યને યશ ક્યાંથી? સ્થાન ક્યાંથી? અને સુખ ક્યાંથી? કૃતઘ્ન મનુષ્ય વિશ્વાસને પાત્ર નથી તથા કૃતઘ્નપણાંના પાપનું પ્રાયશ્ચિત પણ નથી. ૨૮.

आर्यजुष्टमिदं वृत्तमिति विज्ञाय शाश्वतम् ।
सन्तः परार्थं कुर्वाणा नावेक्षन्ते प्रतिक्रियाम्॥२९॥

આવું આચરણ આર્યજનોએ :સેવેલું છે એમ જાણીને નિરંતર પરોપકાર કરનારા સંત પુરૂષો તેના બદલાની ઇચ્છા રાખતા નથી. ૨૯.

---

૨૬ આદિપર્વ ૧૬૩–૧૪. ૨૭ વનપર્વ ૧૫૭–૧૯.

૨૮ ઉદ્યોગ ૧૦૬–૩૭૫૦. ૨૯ વન ૨૯૬–૪૮.

भक्तं च भजमानं च तवास्मीति च वादिनम् ।
त्रीनेताञ्छरणं प्राप्तान् विषमेऽपि न संत्यजेत् ॥३०॥

ભકત, સેવા કરનારો અને હું તમારો છું એવું કહેનારો, એ ત્રણ પ્રકારના શરણાગત મનુષ્યોને સંકટમાં પણ તજવા નહિ. ૩૦.

गतिरात्मवतां सन्तः सन्त एव सतां गतिः ।
असतां च गतिः सन्तो न चासन्तः सतां गतिः ॥ ३१ ॥

જ્ઞાનીઓની ગતિ સત્પુરૂષો છે, અને સારા પુરૂષોની ગતિ પણ સત્પુરૂષોજ છે. દુષ્ટ પુરૂષોની ગતિ પણ સત્પુરૂષોજ છે; પરંતુ સત્પુરૂષોની ગતિ દુષ્ટ માણસો થઈ શકતાં નથી. ૩૧.

शीलं प्रधानं पुरुषे तद्यस्येह प्रणश्यति ।
न तस्य जीवितेनार्थो न धनेन न बंधुभिः ॥ ३२ ॥

"સદાચાર" એ પુરૂષનો મુખ્ય ગુણ છે. જેનો એ ગુણ નાશ પામે છે તેનું જીવન, ધન અને બન્ધુ એ સવ વ્યર્થ છે. ૩૨.

अकस्मादेव कुप्यन्ति प्रसीदन्त्यनिमित्ततः ।
शीलमेतदसाधूनामभ्रपारिप्लवं यथा ॥ ३३ ॥

જેમ વાદળાંઓ આકાશમાં ઘડીકમાં દેખાય અને ઘડીકમાં ન દેખાય તેમ અસાધુ પુરૂષો પણ ઘડીકમાં ક્રોધ કરે અને ઘડીકમાં શાન્ત થઈ જાય એવો સ્વભાવવાળા હોય છે. ૩૩.

आगतस्य गृहं त्यागस्तथैव शरणार्थिनः ।
याचमानस्य च वधो नृशंसो गर्हितो बुधैः ॥ ३४ ॥

---

૩૦ ઉદ્યોગ ૩૨–૧૦૩૭,

૩૨ ઉદ્યોગ ૩૩–૧૧૪૨. ૩૩ મહાભારત. ૩૪ આદિ ૧૬૧–૬૨૩૦.

ઘેર આવેલાનો અને શરણ થયેલા માણસનો ત્યાગ કરનાર તથા યાચના કરનાર મનુષ્યનો વધ કરનાર, એવા ક્રૂર પુરૂષને સારા પુરૂષોએ નિંદેલો છે. ૩૪.

न चैवोक्ता नचानुक्ता हीनतः परुषा गिरः ।
प्रतिजल्पन्ति वै धीराः सदा तूत्तमपूरुषाः ॥ ३५ ॥

નીચ માણસો એ સ્પષ્ટ રીતે અથવા બીજી રીતે કહેલાં હલકાં વચનોનો ધીર અને ઉત્તમ પુરૂષો સામો ઉત્તર આપતા નથી. ૩૫.

स्मरन्ति सुकृतान्येव न वैराणि कृतान्यपि ।
सन्तः प्रतिविजानन्तो लब्ध्वा प्रत्ययमात्मनः ॥ ३६ ॥

બીજાઓનાં સર્વ પ્રકારનાં કામોને નિરંતર જાણતા છતાં પણ પોતાના મનમાં દ્રઢ નિશ્ચયવાળા સત્પુરૂષો તેમનાં સારાં કામોનુંજ સ્મરણ કરે છે અને તેમનાં ખરાબ કામોને સંભારતા નથી. ૩૬.

यस्तु शत्रोर्वशस्थस्य शक्तोऽपि कुरुते दयाम् ।
हस्तप्राप्तस्य वीरस्य तं चैव पुरुषं विदुः ॥ ३७ ॥

આધીન થયેલા શત્રુનો અને હાથમાં આવેલા વીરપુરૂષનો નાશ કરવાને શકિતવાન છતાં પણ જે તેઓપર દયા કરે છે તેજ પુરૂષ કહેવાય છે. ૩૭.

---

૩૫ સભા ૭૦-૨૪૨૩.

૩૬ સભા ૭૦-૨૪૪૨. ૩૭ શાન્તિ ૨૨૭-૮૨૩૫.

श्रद्दधानः शुभां विद्यामाददीतावरादपि ।
अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥ ३८ ॥

નીચ માણસ પાસેથી પણ શ્રદ્ધાયુક્ત થઈને શુભ વિદ્યાનું ગ્રહણ કરવું. ચાંડાળ પાસેથી પણ ઉત્તમ ધર્મને ગ્રહણ કરવો. હલકા કુળમાંથી પણ ઉત્તમ સ્ત્રીને ગ્રહણ કરવી. ૩૮.

कर्मणान्तु प्रशस्तानामनुष्ठानं सुखावहम् ।
तेषामेवाननुष्ठानं पश्चात्तापकरं मतम् ॥ ३९ ॥

સારાં કામ કરવાં એ સુખદાયી છે અને તેમ ન કરવાથી પશ્ચાત્તાપ થાય છે, એમ માનેલું છે. ૩૯.

स्वीयं यशः पौरुषं च गुप्तये कथितं च यत् ।
कृतं यदुपकाराय धर्मज्ञो न प्रकाशयेत् ॥ ४० ॥

પોતાનો યશ, પરાક્રમ, ગુપ્ત રાખવાને કહેલી વાત, ઉપકાર માટે કરેલું કામ, એટલાં વાનાં ધર્મને જાણનાર મનુષ્યે બીજા આગળ જણાવવાં નહિ. ૪૦.

आत्मनः पौरुषं चैव वलं न समं परैः ॥
सर्वथानार्यकर्मैतत् प्रशंसा स्वयमात्मनः ॥ ४१ ॥

પોતાના જેવું પરાક્રમ અને બળ બીજા કોઈમાં નથી, એવી આપ વડાઈ કરવી એ બહુ હલકા માણસનું કામ છે. ૪૧.

हीनांगानतिरिक्तांगान् विद्याहीनान् विगर्हितान् ।
रूपद्रविणहीनांश्च सत्वहीनांश्च नाक्षिपेत् ॥ ४२ ॥

---

૩૮ મનુ ૨–૨૩૮. ૩૯ ઉદ્યોગ ૩૭–૧૪૨૦. ૪૦ મહાનિર્વાણ ૮–૫૬. ૪૧ ઉદ્યોગપર્વ. ૪૨ અનુશાસન ૧૦૪–૪૯૮૯.

ઓછાં અંગવાળાં, વધારે અંગવાળાં, વિદ્યાહિન, નિંદિત, રૂપરહિત, ધનરહિત અને બળરહિત મનુષ્યોનો તિરસ્કાર કરવો નહિ. ૪૨.

अरुन्तुदं परुषं रुक्षवाचं वाक्कंटकैर्वितुदन्तं मनुष्यान् ।
विद्यादलक्ष्मीकतमं जनानां मुखे निबद्धां निर्ऋतिं वै वहन्तं ४३

જે મનુષ્ય મર્મને પીડા કરનાર, કઠોર, લુખી વાણીવાળો અને કાંટા જેવાં વચનોથી મનુષ્યોને દુઃખ આપનાર હોય તેને અમંગલ અને મ્હોડામાં મૃત્યુ ધારણ કરનારો જાણવો. ૪૩.

मर्माण्यस्थीनि हृदयं तथाऽसून् रुक्षा वाचो निर्दहन्तीह पुंसाम् ।
तस्माद्वाचमुषतीं रुक्षरूपां धर्मारामो नित्यशो वर्जयीत ॥४४॥

રૂક્ષવચન મનુષ્યોનાં મર્મ, અસ્થિ, હૃદય અને પ્રાણને દહન કરે છે, માટે ધર્મનિષ્ઠ પુરૂષે તીવ્ર અને લુખી વાણીનો નિરંતર ત્યાગ કરવો. ૪૪.

रोहते सायकैर्विद्धं वनं परशुना हतम् ।
वाचा दुरुक्तया विद्धं न संरोहति वाक्क्षतम् ॥ ४५ ॥

બાણનો ઘા રૂઝાઈ જાય છે અને કુહાડાથી વન કપાયું હોય તોપણ પાછું ઉગે છે, પરંતુ કઠોર વચન બોલવાથી વિંધાયલા હૃદયનો ઘા કદી પણ રૂઝાતો નથી. ૪૫.

विद्यामदो धनमदस्तृतीयोऽभिजनो मदः ।
मदा एतेऽवलिप्तानामेत एव सतां दमाः ॥ ४६ ॥

---

૪૩ ઉદ્યોગ ૩૫–૧૨૬૭. ૪૪ ઉદ્યોગ ૩૫–૧૨૬૬.
૪૫ અનુશાસન ૧૬૦–૪૯૮૮. ૪૬ ઉદ્યોગ ૩૩–૧૧૩૭.

વિદ્યા, ધન અને કુટુંબ એ ત્રણે પ્રકારના મદો દુષ્ટ પુરૂષોનેજ ગર્વ ઉપજાવનારા છે, પરંતુ સારા પુરૂષોને તો તે શાન્તિ આપનાર થાય છે. ૪૬.

अथ भद्राणि भूतानि हीनशक्तिरहं परम् ।
मुदं तथापि कुर्वीत हानिर्द्वेषफलं यतः ॥ ४७ ॥

બીજા શક્તિવાન છે અને હું એટલો શક્તિવિનાનો છું એમ જાણીને કોઇનો દ્વેષ કરવો નહિ, પરંતુ કોમળતા રાખવી; કારણકે દ્વેષનું ફળ હાની છે. ૪૭.

य ईर्षुः परवित्तेषु रूपे वीर्ये कुलान्वये ।
सुखसौभाग्यसत्कारे तस्य व्याधिरनन्तकः ॥ ४८ ॥

બીજાનાં ધન, રૂપ, પરાક્રમ, કુળ, સુખ, સૌભાગ્ય અને સત્કારથી જે મનુષ્ય ઈર્ષ્યા કરે છે તેના દુઃખનો પાર નથી. ૪૮.

ये परेषां श्रियं दृष्ट्वा न तपन्ति विमत्सराः ।
प्रहृष्टाश्चाभिनन्दन्ति ते नराः स्वर्गगामिनः ॥ ४९ ॥

જે ઈર્ષ્યા રહિત પુરૂષો પારકાની લક્ષ્મીને જોઇને દુઃખી થતા નથી, પરંતુ આનંદ પામીને તેનાં વખાણ કરે છે, તેઓ સ્વર્ગમાં જનરા છે. ૪૯.

हरणं च परस्वानां परदाराभिमर्षणम् ।
सुहृदश्च परित्यागस्त्रयो दोषा भयप्रदाः ॥ ५० ॥

પારકું દ્રવ્ય ખુચવી લેવું, પરસ્ત્રીનો સંગ કરવો અને મિત્રોનો પરિત્યાગ કરવો એ ત્રણ દોષો ભયને આપનારા છે. ૫૦.

૪૭ વિષ્ણુપુરાણ ૧-૧૭-૮૧, ૪૮ ઉદ્યોગ ૩૩-૧૧૩૫.
૫૦ ઉદ્યોગ ૩૨-૧૦૩૫.

मिथ्योपेतानि कर्माणि सिध्येयुर्यानि भारत ।
अनुपायप्रयुक्तानि मा स्म तेषु मनः कृथाः ॥ ५१ ॥

કપટયુકત કામો કદાચ ઉપાય કર્યા વિના પણ સિદ્ધ થતાં હોય તોપણ તે કરવામાં મન રાખવું નહિ. ૫૧.

अरण्ये विजने न्यस्तं परस्वं दृश्यते यदा ।
मनसाऽपि न हिंसन्ति ते नराः स्वर्गगामिनः ॥ ५२ ॥

પરાયું ધન અરણ્યમાં અથવા કોઈ ન હોય એવે ઠેકાણે મૂકેલું જોવામાં આવે છતાં મનવડે પણ તે લેવાને જેઓ ઇચ્છા નથી કરતા તે પુરૂષો સ્વર્ગમાં જનારા છે. ૫૨.

ग्रामे गृहे वा यद्द्रव्यं पारक्यं विजने स्थितम् ।
नाभिनन्दन्ति वै नित्यं ते नराः स्वर्गगामिनः ॥ ५३ ॥

ગામમાં, ઘરમાં અથવા નિર્જન સ્થળમાં પણ પરાયું ધન પડયું હોય છતાં તેને લેવાને જેઓ રાજી થતા નથી તેઓ સ્વર્ગમાં જનારા છે. ૫૩.

तथैव परदारान् ये कामवृत्तान् रहोगतान् ।
मनसापि न हिंसन्ति ते नराः स्वर्गगामिनः ॥ ५४ ॥

તેજ પ્રમાણે જેઓ એકાંતમાં પણ કામનાવાળી પરસ્ત્રીને જોઈને તેના પ્રતિ મનવડે પણ ઇચ્છા કરતા નથી તેઓ સ્વર્ગમાં જનારા છે. ૫૪.

---

૫૧ ઉદ્યોગ.૩૩-૧૦૫૯. ૫૨ અનુશાસન. ૧૪૪-૬૬૫૪.
૫૩, ૫૪, અનુશાસન ૧૪૪-૬૬૫૫, ૫૬.

शत्रुं मित्रं च ये नित्यं तुल्येन मनसा नराः ।
भजन्ति मैत्राः संगम्ये ते नराः स्वर्गगामिनः ॥ ५५ ॥

જેઓ શત્રુ તેમજ મિત્રને મનવડે હમેશાં સમભાવથી જુએ છે અને તેઓના મેળાપ વખતે મિત્રભાવથી વર્તે છે, તે પુરૂષો સ્વર્ગને પામનારા છે. ૫૫.

श्रद्धावन्तो दयावन्तश्चोक्षाश्चोक्षजनप्रियाः ।
धर्माधर्मविदो नित्यं ते नराः स्वर्गगामिनः ॥ ५६ ॥

શ્રદ્ધાવાળા, દયાવાળા, પવિત્ર, પવિત્ર મનુષ્યો ઉપર પ્રીતિ રાખનારા અને ધર્મ તથા અધર્મને જાણનારા પુરૂષો સ્વર્ગમાં જનારા છે. ૫૬.

यश्चैनमुत्पादयते यश्चैनं त्रायते भयात् ।
यश्चास्य कुरुते वृत्तिं सर्वे ते पितरस्मृताः ॥ ५७ ॥

જે જન્મ આપે છે, જે ભયથી રક્ષણ કરે છે, અને જે જીવિકા આપે છે, એ ત્રણે જણ પિતા ગણાય છે. ૫૭.

मातृवत् परदारेषु परद्रव्येषु लोष्ठवत् ।
आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति ॥ ५८ ॥

જે મનુષ્ય પરસ્ત્રીને માતા સમાન, પરદ્રવ્યને ઢેફાં સમાન, અને સર્વ પ્રાણીને પોતા સમાન જુવે છે તેજ ખરેખરૂં જુએ છે. ૫૮.

न कुलं वृत्तहीनस्य प्रमाणमिति मे मतिः ।
अन्त्येष्वपि हि जातानां वृत्तमेव विशिष्यते ॥ ५९ ॥

---

૫૫, ૫૬, અનુશાસન ૧૪૪–૬૫૫૭, ૬૦. ૫૭ અનુશાસન ૬૪–૩૪૪૭, ૫૮ ચાણાક્ય. ૫૯ ઉદ્યોગ ૩૩–૧૧૩૪.

જે પુરૂષ ખરાબ આચરણવાળો છે તેને સારા કુળનો ન જાણવો, અને નીચ કુળમાં જન્મ્યા છતાં પણ સારા આચરણ વાળો હોય તો તે પુરૂષને શ્રેષ્ઠ જાણવો. ૫૯.

अकार्यकरणाद्भीतः कार्याणां च विवर्जनात् ।
अकाले मंत्रभेदाच्च येन माद्यन्न तत्पिबेत् ॥ ६० ॥

દુષ્ટ કામ કરવાથી તથા સારાં કામનો ત્યાગ કરવાથી અને સમય વગર ગુપ્ત વાતને ખુલ્લી કરવાથી બ્હીતા રહેવું; તથા જે પીવાથી મદ ઉત્પન્ન થાય તે પદાર્થ પીવો નહિ. ૬૦.

मद्यपानं कलहं पूगवैरं भार्यापत्योरन्तरं ज्ञातिभेदम् ।
राजद्विष्टं स्त्रीपुंसोर्विवादं वर्ज्यान्याहुर्यश्च पंथाः प्रदुष्टः ॥ ६१ ॥

મધપાન, કલહ, ઘણા માણસોની સાથે શત્રુતા, સ્ત્રી અને પુરૂષ વચ્ચે જુદાઈ, જ્ઞાતિભેદ, રાજવિરૂદ્ધ કાર્ય, સ્ત્રી પુરૂષમાં વિવાદ અને દુષ્ટ માર્ગે જવું, એટલાં વાનાંનો ત્યાગ કરવો જોઈએ. ૬૧.

अतीवगुणसंपन्नो न जातु विनयान्वितः ।
सुसूक्ष्ममपि भूतानामुपमर्दमुपेक्षते ॥ ६२ ॥

ઉત્તમ ગુણવાળો અને નમ્રતાવાળો પુરૂષ પ્રાણીઓનાં જરા સરખાં દુઃખની પણ અવગણના કરે નહિ. ૬૨.

सुवृत्तः शीलसंपन्नः प्रसन्नात्मात्मविद्बुधः ।
प्राप्येह लोके समानं सुगतिं प्रेत्य गच्छति ॥६३॥

૬૦ ઉદ્યોગ ૩૩–૧૧૩૬. ૬૧ ઉદ્યોગ ૩૪–૧૨૨૪. ૬૨ ઉદ્યોગ ૩૮–૧૪૫૫. ૬૩ ઉદ્યોગ ૬૨–૨૪૪૮.

જે પુરૂષ સદાચાર, સારાઆચરણવાળો, પ્રસન્ન ચિત્તવાળો, આત્માને જાણનારો અને પંડિત છે તે આલોકમાં સારૂં માન મેળવીને અંતે સદ્ ગતિને પ્રાપ્ત થાય છે. ૬૩.

---

# पंचमोऽध्यायः ।

## દાન અને અહિંસા.

---

यस्मिन् जीवति जीवन्ति बहवः स तु जीवतु ।
काकोऽपि किं न कुरुते चंच्वा स्वोदरपूरणम् ॥ १ ॥

જે માણસના જીવવાથી ઘણા માણસોનું જીવન ચાલે છે તે માણસ જીવતો રહો. નહિતો કાગડો પણ ચાંચવડે પોતાનું પેટ શું નથી ભરતો ? ૧.

यस्य चात्मार्थमेवार्थः स च नार्थस्य कोविदः ।
रक्षेत भृतकोऽरण्ये यथा गास्तादृगेव सः ॥ २ ॥

જે ધન માત્ર પોતાનાજ ઉપયોગમાં આવે છે તે પુરૂષ ધનના ખરા ઉપયોગને જાણતો નથી, તેથી જંગલમાં નોકર જેમ ગાયોનું રક્ષણ કરે છે તેવો રક્ષણ કરનારોજ તેને જાણવો. ૨.

---

૧ હિત ૨૯૪. ૨ વનપર્વ ૩૩-૨૪.

दरिद्रान् भर कौंतेय मा प्रयच्छेश्वरे धनम् ।
व्याधितस्यौषधं पथ्यं नीरुजस्य किमौषधैः ॥ ३ ॥

દરિદ્ર લોકોનું પ્રતિપાલન કરો, પણ ધનવાનને ધન આપશો ના; રોગીનેજ ઔષધ ગુણકારી છે, નિરોગીને ઔષધનું શું પ્રયોજન? ૩.

यत्किंचिदपि दातव्यं याचितेनानुसूयया ।
उत्पत्स्यते हि तत्पात्रं यत्तारयति सर्वतः ॥ ४ ॥

યાચના કરનારપર દ્વેષ ન કરતાં જે કાંઈ બની આવે તે દાન આપવું યોગ્ય છે. એમ કરતા રહેવાથી એવું કોઈ દાન લેનાર પાત્ર મળી આવશે કે જે સર્વ દુઃખોથી તારી દેશે. ૪.

अभिगम्य च यत्तुष्ट्या दत्तपामहुरभिष्टुतम् ।
याचितेन तु यद्दत्तं तदाहुर्मध्यमं बुधाः ॥ ५ ॥

સામાં જઈને પ્રસન્નતાથી જે દાન આપવું તેને શ્રેષ્ઠ દાન કહે છે. કોઈએ યાચના કરવાથી તેને જે દાન આપવું તેને વિદ્વાનો મધ્યમ પ્રકારનું દાન કહે છે. ૫.

अवज्ञया दीयते यत्तथैवाऽश्रद्धयाऽपि वा ।
तदाहुरधमं दानं मुनयः सत्यवादिनः ॥ ६ ॥

અપમાન કરીને તથા શ્રદ્ધાવિના જે દાન અપાય છે તેને સત્યવાદી મુનિઓ કનિષ્ઠ પ્રકારનું દાન કહે છે. ૬.

---

૩ હિત. ૪ મનુ ૪-૨૨૮. ૫, ૬, શાન્તિ ૧૯૫-૧૦૭૭-૭૮.

अवज्ञया न दातव्यं कस्यचिल्लीलयाऽपि वा ।
अवज्ञया च यद्दत्तं दातुस्तद्दोषमावहेत् ॥ ७ ॥

અપમાનપૂર્વક તેમજ ઠઠ્ઠા મશ્કરીપૂર્વક કોઈને દાન દેવું નહિ, કારણકે અપમાનપૂર્વક દાન દેવાથી તે આપનારને દોષ પ્રાપ્ત થાય છે. ૭.

अन्यायात् समुपात्तेन दानधर्मो धनेन यः ।
क्रियते न स कर्त्तारं त्रायते महतो भयात् ॥ ८ ॥

અન્યાયથી મેળવેલા ધનવડે જે દાનધર્મ કરવામાં આવે છે તે ધર્મ તેના કરનારને મ્હોટા ભયથી બચાવતો નથી. ૮.

तडागं सुकृतं देशे क्षेत्रमेकं महाश्रयम्
चतुर्विधानां भूतानां तटाकमुपलक्षयेत् ।
तटागानि च सर्वाणि दिशन्ति श्रियमुत्तमाम् ॥ ९ ॥

સારી જગ્યામાં બનાવેલું જળાશય પવિત્ર ક્ષેત્રરૂપ છે કેમકે તે જળાશય ચારે પ્રકારના પ્રાણીઓના મ્હોટા આશ્રયરૂપ ગણાય છે. સર્વ જળાશયો તેના સ્થાપન કરનારને ઉત્તમ સંપત્તિ આપે છે. ૯.

स्थावराणां च भूतानां जातयः षट् प्रकीर्त्तिताः ।
वृक्षगुल्मलतावल्ल्यस्त्वक्सारास्तृणजातयः ॥ १० ॥
एता जात्यस्तु वृक्षाणां तेषां रोपे गुणास्त्विमे ।
कीर्तिं च मानुषे लोके प्रेत्य चैव फलं शुभम् ॥ ११ ॥

૭ રામાયણ બાળકાંડ. ૮ વન ૨૫૮–૩૨.
૯, ૧૦, ૧૧, અનુશાસન ૫૮–૨૯૭૫, ૨૯૯૨, ૯૩.

વૃક્ષ, ગુચ્છા, વેલા, વેલ, વાંસ અને ઘાસ એ પ્રકારે સ્થાવર ભૂતોની છ જાતિ કહેલી છે. એટલી જાતિનાં વૃક્ષોને વાવવાથી આ લોકમાં કીર્તિ અને પરલોકમાં પણ શુભફળ મળે છે. ૧૦-૧૧.

तस्मात्तटाके तद्वृक्षा रोप्याः श्रेयोऽर्थिना सदा ।
पुत्रवत्परिपाल्याश्च पुत्रास्ते धर्मतः स्मृताः ॥ १२ ॥

તેટલા માટે કલ્યાણ ઇચ્છનારા પુરૂષે સર્વદા જળાશયોમાં એ વૃક્ષો વાવવાં અને પુત્રની પેઠે તેઓનું રક્ષણ કરવું; કેમકે ધર્મપ્રમાણે તેઓ વાવનારના પુત્રરૂપ છે. ૧૨.

अभयं सर्वभूतेभ्यो व्यसने चाप्यनुग्रहः ।
यच्चाभिलषितं दद्यात्तृषितायाभियाच ते ॥
दत्तं मन्येत यद्दत्वा तद्दानं श्रेष्ठमुच्यते ॥ १३ ॥

સર્વ પ્રાણીઓને અભય આપવું, દુઃખમાં સહાય આપવી, તૃષાતુરને અને યાચના કરનારને જોઇએ તે પ્રમાણે આપવું અને જેટલું આપવાથી "મે ઠીક આપ્યું" એમ લાગે તેવું દાન શ્રેષ્ઠ કહેવાય છે. ૧૩.

पानीयं प्रथमं दानं दानानां मनुरब्रवीत् ।
तस्मात् कूपांश्च वापीश्च तटागानि च खानयेत ॥१४॥

સર્વ પ્રકારનાં દાનમાં જળનું દાન શ્રેષ્ઠ છે, એમ મનુ ભગવાને કહ્યું છે; તે માટે કૂવા, વાવો, અને તળાવો ખોદાવવાં. ૧૪.

૧૨ અનુશાસન ૫૮–૩૦૦૦. ૧૩ અનુશાસન ૫૯–૩૦૦૫.
૧૪ અનુશાસન ૬૫–૩૨૯૧.

अन्नं वै प्रथमं द्रव्यमन्नं श्रीश्च परा मता ।
अन्नात्प्राणः प्रभवति तेजो वीर्यं बलं तथा ॥ १५ ॥

સર્વ પદાર્થોમાં "અન્ન" એ શ્રેષ્ઠ પદાર્થ છે, અને એનેજ શ્રેષ્ઠ સંપત્તિ માનેલી છે, કેમકે અન્નથી આયુષ્ય, તેજ, પરાક્રમ અને બળ વૃદ્ધિ પામે છે. ૧૫.

सद्यो ददाति यश्चान्नं सदैकाग्रमना नरः ।
न स दुर्गाण्यवाप्नोतीत्येवमाह पराशरः ॥ १६ ॥

જે પુરૂષ એકાગ્રતાપૂર્વક નિરંતર અન્નનું દાન આપે છે તે પુરૂષ કદીપણ દુઃખ પામતો નથી. આ પ્રમાણે પરાશર મુનિ કહે છે. ૧૬.

सर्वहिंसानिवृत्ता ये नराः सर्वसहाश्च ये ।
सर्वस्याश्रयभूताश्च ते नराः स्वर्गगामिनः ॥१७॥

જેઓ સર્વ પ્રકારની હિંસાથી નિવૃત્ત થાય છે, જેઓ સર્વ સહન કરે છે, અને જેઓ સર્વને આશ્રય આપે છે, તે પુરૂષો સ્વર્ગમાં જાય છે. ૧૭.

रूपमव्यंगतामायुर्बुद्धिं सत्वं बलं स्मृतिम् ।
प्राप्तुकामैर्नरैर्हिंसा वर्जितव्या महात्मभिः ॥ १८ ॥

રૂપ, સારા અવયવો, આયુષ્ય, બુદ્ધિ, ધીરજ, બળ અને સ્મરણશક્તિ, એટલાં વાનાં ઇચ્છનાર મહાનપુરૂષોએ હિંસાને તજવી યોગ્ય છે. ૧૮.

---

૧૫, ૧૬. અનુશાશન ૬૬–૩૩૬૮, ૬૯. ૧૭ હિત ૧૦૭.
૧૮ અનુશાસન ૧૧૫–૫૬૦૧.

मर्त्तव्यमिति यद्दुःखं पुरुषस्योपजायते ।
शक्यते नानुमानेन परोऽपि परिवर्णितुम् ॥ १९ ॥

મરણ સમયે પુરૂષને જે દુઃખ થાય છે તેનું વર્ણન અનુમાનથી કરવાને બીજો કોઇપણ મનુષ્ય સમર્થ થતો નથી. ૧૯.

न भक्षयति यो मांसं न च हन्यान्न घातयेत् ।
तन्मित्रं सर्वभूतानां मनुः स्वायंभुवोऽब्रवीत् ॥ २० ॥

સ્વાયંભુવ મનુએ કહ્યું છે કે જે મનુષ્ય માંસ ભક્ષણ કરતો નથી તથા કોઇને હણતો નથી અને હણાવતો નથી તે સર્વ પ્રાણીઓનો મિત્ર છે. ૨૦.

प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि वै तथा ।
आत्मौपम्येन मन्तव्यं बुद्धिमद्भिः कृतात्मभिः ॥ २१ ॥

પોતાને પોતાના પ્રાણ જેવા અતિ પ્રિય છે તેમજ બીજા પ્રાણીઓને પણ તેમના પ્રાણ બહુજ પ્રિય છે, એમ પોતાના દ્રષ્ટાંતથી બીજાઓ વિષે પણ બુદ્ધિવાન અને જ્ઞાની પુરૂષોએ વિચારવું. ૨૧.

शरण्यः सर्वभूतानां विश्वास्यः सर्वजन्तुषु ।
अनुद्वेगकरो लोके न चाप्युद्विजते सदा ॥ २२ ॥

સર્વ પ્રાણીઓનું રક્ષણ કરનાર માણસ સર્વ જીવોનો વિશ્વાસ પાત્ર થાય છે. જે સર્વદા કોઇનો ઉદ્વેગ કરતો નથી તે પોતે પણ ઉદ્વેગ પામતો નથી. ૨૨.

---

૧૯ હિત ૧૧૦. ૨૦, ૨૧, ૨૨ અનુશાસન ૧૧૫–૫૬૦૫, ૧૫, ૨૩.

धनेन क्रयिको हन्ति खादकश्चोपभोगतः ।
घातको वधबंधाभ्यामित्येष त्रिविधो वधः ॥ २३ ॥

ખરીદ કરનારો ધનવડે હણે છે, ખાનારો ખાવાની ઇચ્છાવડે હણેછે, અને ઘાત કરનારો વધ તથા બંધન કરવાવડે હણે છે. એમ ત્રણ પ્રકારની હિંસા છે. ૨૩.

अखादन्ननुमोदंश्च भावदोषेण मानवः ।
योऽनुमोदति हन्तव्यं सोऽपि दोषेण लिप्यते ॥ २४ ॥

જે મનુષ્ય કોઇ દોષને લીધે પોતે માંસ ભક્ષણ ન કરતો હોય છતાં મારવાને સંમતિ આપે છે તેને પણ દોષ લાગેછે. ૨૪.

अधृष्यः सर्वभूतानामायुष्मान्नीरुजः सुखी ।
भवत्यभक्षयन्मांसं दयावान् प्राणिनामिह ॥ २५ ॥

જે સર્વ પ્રાણીઓપર દયાવાળો છે અને જે માંસ ભક્ષણ કરતો નથી તે મનુષ્ય લાંબા આયુષ્યવાળો, નિરોગી, સર્વ પ્રાણીઓથી ડરે નહિ તેવો અને સુખી થાય છે. ૨૫.

अहिंसा परमो धर्मस्तथाऽहिंसा परो दमः ।
अहिंसा परमं दानमहिंसा परमं तपः ॥ २६ ॥

અહિંસા પરમ ધર્મ છે, અહિંસા પરમ દમ છે, અહિંસા પરમ દાન છે અને અહિંસા પરમ તપ છે. ૨૬.

अहिंस्रस्य तपोऽक्षय्यमहिंस्रो यजते सदा ।
अहिंस्रः सर्वभूतानां यथा माता यथा पिता ॥ २७ ॥

---

૨૩, ૨૪, ૨૫ અનુશાસન ૧૧૫–૫૬૩૩, ૩૪, ૩૫. ૨૬,૨૭ અનુશાસન ૧૧૬–૫૭૧૭, ૨૧.

હિંસા ન કરનારને અક્ષય તપનું ફળ થાય છે. હિંસા ન કરનારો સદા યજ્ઞ કરે છે. હિંસા ન કરનારો મનુષ્ય સર્વ પ્રાણીઓને માતા અને પિતા જેવો છે. ૨૭.

---

# षष्ठोऽध्यायः ।

## ગૃહસ્થના અને અતિથિના ધર્મો.



**यस्मात्त्रयोऽप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम् ।**
**गृहस्थेनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥ १ ॥**

બીજા ત્રણે આશ્રમવાળાઓને પ્રતિદિન જ્ઞાનદ્વારા અને અન્નદ્વારા ગૃહસ્થજ ઉપકાર કરે છે; તેટલા માટે ગૃહસ્થાશ્રમ બીજા આશ્રમોથી શ્રેષ્ઠ છે. ૧.

**गृहस्थः पालयेद्दारान् विद्यामभ्यासयेत्सुतान् ।**
**गोपयेत्स्वजनान्बंधूनेष धर्मः सनातनः ॥ २ ॥**

ગૃહસ્થે પોતાની સ્ત્રીનું પાલન કરવું, પુત્રોને વિદ્યાભ્યાસ કરાવવો અને સ્વજન તથા બંધુવર્ગની રક્ષા કરવી, એવો સનાતન ધર્મ છે. ૨.

**मातरं पितरं चैव साक्षात् प्रत्यक्षदेवताम् ।**
**मत्वा गृही निषेवेत सदा सर्वप्रयत्नतः ॥ ३ ॥**

---

૧ મનુ ૩–૭૮. ૨, ૩. મહાનિર્વાણ ૮–૩૫, ૨૫.

ગૃહસ્થ મનુષ્યે પિતા અને માતાને સાક્ષાત્ પ્રત્યક્ષ દેવતા સ્વરૂપ માનીને સર્વ પ્રયત્નથી સર્વદા તેમની સેવા કરવી. ૩.

**श्रावयेन्मृदुलां वाणीं सर्वदा प्रियमाचरेत् ।**
**पित्रोराज्ञानुसारी स्यात्सत्पुत्रः कुलपावनः ॥ ४ ॥**

કુળને પાવન કરનારા સત્પુત્રે માતા પિતા પ્રત્યે કોમળ વાણી બોલવી, સર્વદા તેઓને પ્રિય લાગે એવું વર્તન રાખવું તથા તેઓની આજ્ઞામાં રહેવું. ૪.

**गुरुणां चैव सर्वेषां माता परमको गुरुः ।**
**माता गुरुतरा भूमेः खात् पितोच्चतरस्तथा ॥ ५ ॥**

સર્વ પ્રકારના ગુરૂઓમાં માતા એ પરમગુરૂ છે, માતા એ પૃથ્વી કરતાં પણ વધારે ગુરૂ છે, તેમજ પિતા આકાશ કરતાં પણ વધારે શ્રેષ્ઠ છે. ૫.

**मातापित्रोः प्रजायन्ते पुत्राः साधारणाः कवे ॥**
**तेषां पिता तथा स्वामी यथा माता न संशयः ॥ ६ ॥**

માતા પિતા પુત્રોને ઉત્પન્ન કરે છે તેથી પુત્રો એ સાધારણ છે, માટે જેમ પિતા તેઓનો સ્વામી છે, તેમજ માતા પણ સ્વામી છે, એમાં સંશય નથી. ૬.

**यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणां ।**
**न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥ ७ ॥**

બાળકના જન્મ સમયે માતા પિતા જે ક્લેશ સહન કરે છે તેનો બદલો પુત્રથી સો વર્ષે પણ વાળી શકાય તેમ નથી. ૭.

૪. મહાનિર્વાણ ૮–૨૯. ૫. મહાનિર્વાણ. ૬. આદિ ૧૦૫–૩૦.
૭. મનુ ૨–૨૨૭.

आशंसते हि पुत्रेषु पिता माता च भारत ।
यशः कीर्तिमथैश्वर्यं प्रजा धर्मं तथैव च ।
तयोराशान्तु सफलां यः करोति स धर्मवित् ॥ ८ ॥

પિતા અને માતા પુત્રને વિષે યશ, કીર્તિ, ઐશ્વર્ય, પ્રજા, સંતાન અને ધર્મની આશા કરેછે, માટે જે મનુષ્ય પિતા માતાની તે આશા સફળ કરે છે તેજ ધર્મને જાણનારો છે. ૮.

मातापितृभ्यां यामीभिर्भ्रात्रा पुत्रेण भार्यया ।
दुहित्रा दासवर्गेण विवादं न समाचरेत् ॥ ९ ॥

માતા, પિતા, ભાઇઓની સ્ત્રીઓ, ભાઈ, પુત્ર, સ્ત્રી, કન્યા અને નોકરો, એઓની સાથે વિવાદ કરવો નહિ. ૯.

भ्राता ज्येष्ठः समः पित्रा भार्या पुत्रः स्वका तनुः ।
छाया स्वदासवर्गश्च दुहिता कृपणं परं ।
तस्मादेतैरधिक्षिप्तः सहेतासंज्वरः सदा ॥ १० ॥

મ્હોટો ભાઈ પિતા તુલ્ય છે, ભાર્યા અને પુત્ર એ પોતાના શરીર તુલ્ય છે, નોકર વર્ગ પોતાની છાયા સ્વરૂપ છે, અને કન્યા અત્યંત દયા કરવા યોગ્ય છે; માટે એઓમાંનું કોઈ તિરસ્કાર કરે તોપણ મનમાં દુઃખ ન લાવતાં સર્વદા તે સહન કરવું. ૧૦.

ज्येष्ठः कुलं वर्धयति विनाशयति वा पुनः ।
हन्ति सर्वमपि ज्येष्ठः कुलं यत्र च जायते ॥ ११ ॥

---

૮ વન ૨૦૪–૧૮. ૯ મનુ ૪–૧૮૦. ૧૦ મનુ ૪–૧૮૪, ૮૫.

મ્હોટો પુત્ર સારો હોય તો કુળને વધારે છે અને ખરાબ હોય તો કુળનો નાશ પણ કરે છે. મ્હોટો પુત્ર ખરાબ હોય તો પોતે જે કુળમાં જન્મ્યો હોય તેનું સર્વસ્વ પણ હણી નાંખે. ૧૧.

अथ यो विनिकुर्वीत ज्येष्ठो भ्राता यवीयसः ।
अज्येष्ठः स्यादभागश्च नियम्यो राजभिश्च सः ॥ १२ ॥

જે મ્હોટો ભાઈ ન્હાનાભાઇને છેતરે છે તે મ્હોટો ગણાતો નથી અને તે ભાગને લાયક નથી. રાજાએ તેને શિક્ષા કરવી જોઇએ. ૧૨.

ज्येष्ठो भ्राता पितृसमो मृते पितरि भारत ।
सह्येषां वृत्तिदाता स्यात् स चैतान् परिपालयेत् ॥ १३ ॥

પિતાના મરણ પછી મ્હોટો ભાઈ પિતા સમાન છે, માટે તેણે ન્હાનાઓનો નિર્વાહ કરવો અને તેઓનું પાલન કરવું. ૧૩.

कनिष्ठास्तं नमस्येरन् सर्वे छन्दानुवर्त्तिनः ।
तमेव चोपजीवेरन् यथैव पितरं तथा ॥ १४ ॥

ન્હાનાભાઇઓએ મ્હોટા ભાઇને નમસ્કાર કરવા જોઇયે અને સર્વએ તેની મરજીને અનુસરવું જોઇયે તથા તેની પિતાની પેઠે સેવા કરવી જોઇયે. ૧૪.

भ्रातुर्ज्येष्ठस्य भार्या या गुरुपत्न्यनुजस्य सा ।
यवीयसस्तु या भार्या स्नुषा ज्येष्ठस्य सा स्मृता ॥ १५ ॥

મ્હોટા ભાઇની સ્ત્રી એ ન્હાના ભાઇને ગુરૂ પત્નિરૂપ છે, અને ન્હાના ભાઈની સ્ત્રી એ મ્હોટા ભાઇને પુત્રની સ્ત્રી તુલ્ય છે.૧૫

૧૧, ૧૨, ૧૩, ૧૪ અનુશાસન ૧૦૫-૫૧૧૮; ૧૯, ૨૯, ૩૦.

ज्येष्ठा मातृसमा चापि भगिनी भरतर्षभ ।
भ्रातुर्भार्याच तद्वत्स्यात् यस्याबाल्ये स्तनंपिवेत् ॥१६॥

મ્હોટી બ્હેન માતા સમાન છે, અને મ્હોટા ભાઈની સ્ત્રી તથા બચપણમાં જેનું સ્તનપાન કર્યું હોય તેઓ પણ માતા સમાન છે. ૧૬.

शरीरमेतौ सृजतः पिता माता च भारत ।
आचार्यशास्ता याजातिःसासत्या साऽजराऽमरा ॥१७॥

પિતા અને માતા માત્ર શરીરનેજ ઉત્પન્ન કરે છે, અને આચાર્યના જ્ઞાન અને સદાચાર ઈત્યાદિના શિક્ષણવડે જે જાત પ્રાપ્ત થાય છે તે જાતિ સત્ય, અજર અને અમર છે. ૧૭.

शुश्रूषते.यः पितरं नासूयते कदाचन ।
मातरं भ्रातरं वापि गुरुमाचार्यमेव च ।
तस्य राजन् फलं विद्धि स्वर्लोके स्थानमर्चितं ॥ १८ ॥

જે મનુષ્ય પિતા, માતા, ભાઈ, ગુરૂ તેમજ આચાર્યની સેવા કરે છે અને તેઓ પર કદી પણ દ્વેષ કરતો નથી તેને સ્વર્ગ લોકમાં ઉત્તમ સ્થાન મળે છે. ૧૮.

यावन्न विन्दते जायां तावदर्धो भवेत् पुमान् ।
नार्धं प्रजायते पूर्णः प्रजायेतेत्यापि श्रुतिः ॥ १९ ॥

પુરુષ જ્યાંસુધી પરણતો નથી ત્યાંસુધી તે અરધો રહે છે. અરધાથી કદાપિ સંતાન થતું નથી પણ પૂર્ણથીજ થાયછે, એવું વેદમાં કહ્યું છે. ૧૯

---

૧૬ મનુ ૯–૫૭. ૧૭ અનુશાસન ૧૦૫–૫૧૩૧.
૧૮ અનુશાસન ૭૫–૩૬૬૩. ૧૯. વ્યાસ ૩. અ.

प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥ २० ॥

સંતાનની ઉત્પત્તિને માટે સ્ત્રીઓ મહાભાગ્યવાળી, સત્કાર કરવા યોગ્ય અને ઘરને દીપાવનારી છે. ઘરમાં સ્ત્રીઓ અને સંપત્તિઓમાં કશી વિશેષતા નથી. ૨૦.

उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ।
प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबंधनम् ॥ २१ ॥

સંતાનની ઉત્પત્તિ, સંતાનનું પાલન અને પ્રતિદિવસ લોકવ્યવહારનું કાર્ય, એ સર્વ સ્ત્રીવિના થતું નથી. ૨૧.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ २२ ॥

જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થાય છે તે કુળમાં દેવતાઓ પ્રસન્ન રહે છે, અને જ્યાં તેઓનું સન્માન થતું નથી તે કુળમા થતી બીજી સવ શુભ ક્રિયાઓ નિષ્ફળ થાય છે. ૨૨.

अविप्लुतब्रह्मचर्यो लक्षण्यां स्त्रियमुद्वहेत् ।
अनन्यपूर्विकां कान्तामसपिंडां यवीयसीम् ॥ २३ ॥
अरोगिणीं भ्रातृमतीमसमानार्षगोत्रजाम् ।
पंचमात् सप्तमादूर्ध्वं मातृतः पितृतस्तथा ॥ २४ ॥

અખંડિત બ્રહ્મચર્યવાળા પુરુષે સારાં લક્ષણવાળી, બીજા સાથે વિવાહ ન થયો હોય તેવી, સુંદર રુપવાળી અને સગાઇ વિનાની, પોતાથી ન્હાની ઉમ્મરની, રોગ વિનાની, ભાઇવાળી તથી

૨૦, ૨૧. મનુ ૯-૨૬, ૨૭. ૨૨. મનુ ૩-૫૬. ૨૩, ૨૪ યાજ્ઞવલ્ક્ય ૧-૫૨, ૫૩.

બીજા ગોત્ર અને પ્રવરમાં ઉત્પન્ન થયેલી અને માતાથી પાંચમી પહેડી તથા પિતાથી સાતમી પહેડીની અંદરની ન હોય તેવી સ્ત્રીને પરણવી. ૨૩-૨૪.

सर्वावयवसंपूर्णां सुवृत्तामुद्वहेन्नरः ।
क्रयक्रीता च या कन्या पत्नी सा न विधीयते ॥ २५ ॥

પુરૂષે સર્વ અવયવોથી સંપૂર્ણ અને સારાં આચરણવાળી સ્ત્રીને પરણવી. પૈસા આપીને ગ્રહણ કરેલી કન્યા તે વિધિ પ્રમાણે પત્નિ કહેવાતી નથી. ૨૫.

न ह्येव भार्या क्रेतव्या न विक्रेया कथंचन ।
ये च क्रीणन्ति दासी च विक्रीणन्ति तथैव च ।
भवेत्तेषां तथा निष्ठा लुब्धानः पापचेतसाम् ॥ २६ ॥

કોઇ રીતે ખરીદવાને કે વેચવાને લાયક સ્ત્રી નથી. જેઓ દાસીને ખરીદે કે વેચે તે લોભીઆ અને પાપીઓની બુદ્ધિ તેવીજ થાય છે. ૨૬.

अनिन्दितैः स्त्रीविवाहैरनिन्द्या भवति प्रजा ।
निन्दितैर्निन्दिता नृणां तस्मान्निन्द्यान् विवर्जयेत् ॥ २७ ॥

સારા વિવાહ કરવાથી પ્રજા સારી થાય છે, અને નિંદિત વિવાહ કરવાથી નિંદિત પ્રજા થાય છે; માટે નિંદિત વિવાહોનો ત્યાગ કરવો. ૨૭.

इमं हि सर्ववर्णानां पश्यन्तो धर्ममुत्तमम् ।
यतन्ते रक्षितुं भार्यां भर्तारो दुर्बला अपि ॥ २८ ॥

---

૨૫ અત્રિ ૩૭૯. ૨૬ અનુશાસન ૪૪—૨૪૫૧. ૨૭ મનુ ૩—૪૨.

સર્વ વર્ણોનો એ ઉત્તમ ધર્મ છે, એમ વિચારીને પતિઓ દુર્બળ હોય તોપણ સ્ત્રીની રક્ષા કરવાનો તેઓ યત્ન કરે છે. ૨૮.

स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च ।
स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन् हि रक्षति ॥ २९ ॥

પોતાની સ્ત્રીનું સારી રીતે રક્ષણ કરવાથી પોતાના સંતાનની, ચરિત્રની, કુળની, પોતાની અને પોતાના ધર્મની રક્ષા થાય છે. ૨૯.

अन्योन्यस्याव्यभिचारो भवेदामरणान्तिकः ।
एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥ ३० ॥

સ્ત્રી અને પુરૂષે મરતાં સુધી એક બીજાનો વ્યભિચાર કરવો નહિ. તેઓનો સંક્ષેપમાં એ ધર્મ જાણવો. ૩૦.

कोऽर्थः पुत्रेण जातेन यो न विद्वान् न धार्मिकः ।
काणेन चक्षुषा किंवा चक्षुःपीडैव केवलम् ॥ ३१ ॥

જેમ કાણી આંખ એ કેવળ પીડાજ કરે છે, પણ બીજા કામે લાગતી નથી, તેમ જો પુત્ર પણ ધાર્મિક અને વિદ્વાન ન થાય તો તનાથી પીડા વિના બીજું શું ફળ થનારૂં છે? ૩૧.

चतुर्वर्षावधि सुतान् लालयेत् पालयेत् पिता ।
ततः षोडशपर्यंतं गुणान् विद्यां च शिक्षयेत् ॥ ३२ ॥

પિતાએ ચાર વરસની અવસ્થા થતાં સુધી પુત્રનું લાલન-પાલન કરવું. તે પછી સોળ વર્ષ સુધી તેને ગુણ અને વિદ્યાનું શિક્ષણ આપવું. ૩૨.

---

૨૮, ૨૯ મનુ ૯–૬, ૭. ૩૦ મનુ ૯–૧૦૧. ૩૧ હિતોપદેશ. ૧૨.
૩૨ મહાનિર્વાણ ૮–૪૫.

विंशत्यब्दाधिकान् पुत्रान् प्रेरयेद्गृहकर्मसु ।
ततस्तांस्तुल्यभावेन मत्वा स्नेहं प्रदर्शयेत् ॥ ३३ ॥

વીસ વર્ષની અવસ્થા પછી પુત્રોને ઘરના કામોમાં જોડવા, અને તે પછી તેમને પોતા સમાન માનીને સ્નેહ દર્શાવવો. ૩૩.

कन्याप्येवं पालनीया शिक्षणीयातियत्नतः ।
देया वराय विदुषे धनरत्नसमन्विता ॥ ३४ ॥

કન્યાનું પણ એ પ્રમાણે પાલન કરવું અને અતિ યત્નથી તેને શિક્ષા આપવી. અને તેને ધન તથા રત્ન સહિત શ્રેષ્ઠ વિદ્વાન વરને આપવી. ૩૪.

यादृग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ।
तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥ ३५ ॥

નદી જેમ સમુદ્રની સાથે મળીને ખારી થઈ જાય છે તેવી રીતે સ્ત્રી જેવા ગુણવાળા પતિની સાથે વિધિપૂર્વક પરણે તેવા ગુણવાળી થાય છે. ૩૫.

न कन्यायाः पिता विद्वान् गृह्णीयाच्छुल्कमण्वपि ।
गृह्णन् शुल्कं हि लोभेन स्यान्नरोऽपत्यविक्रयी ॥ ३६ ॥

વિદ્વાન પિતાએ કન્યાનું કાંઈ પણ મૂલ્ય લેવું નહિ. લોભથી જો લે તો તે સંતાનને વેચનારો થાય છે. ૩૬.

उत्तमैरुत्तमैर्नित्यं संबंधानाचरेत् सह ।
निनीषुः कुलमुत्कर्षमधमानधमांस्त्यजेत् ॥ ३७ ॥

૩૩-૩૪ મહાનિર્વાણ ૮-૪૬, ૪૭. ૩૫ મનુ ૯-૨૨. ૩૬ મનુ ૩-૫૧. ૩૭ મનુ ૪-૨૪૪.

પોતાના કુળને ઉત્તમ બનાવવાની ઇચ્છા હોય તો ઉત્તમ ઉત્તમ કુળની સાથે સંબંધ કરવો અને નીચ નીચ કુળનો ત્યાગ કરવો. ૩૭.

कालेऽदाता पिता वाच्यो वाच्यश्चानुपयन् पतिः ।
मृते भर्तरि पुत्रस्तु वाच्यो मातुररक्षिता ॥ ३८ ॥

જો યોગ્યકાળે પિતા કન્યાદાન ન કરે અને યોગ્યકાળે પતિ પરણે નહિ તેમજ પતિના મરણ પછી પુત્ર માતાનું રક્ષણ ન કરે તો તેઓ દોષ ભાગી થાય છે. ૩૮.

धूमायन्ति व्यपेतानि ज्वलन्ति सहितानि च ।
धृतराष्ट्रोल्मुकानीव ज्ञातयो भरतर्षभ ॥ ३९ ॥

જેમ ઉંબાડીયાં જૂદાં જૂદાં રહ્યાં હોય તો ધુંધવ્યા કરે છે અને એકઠાં મળે તો સળગી ઉઠે છે તેવુંજ જ્ઞાતિવર્ગનું પણ સમજવું. ૩૯.

महानप्येकजो वृक्षो बलवान् सुप्रतिष्ठितः ।
प्रसह्य एव वातेन शक्यन्धो मर्षितुं क्षणात् ॥ ४० ॥
अथ ये सहिता वृक्षाः संघशः सुप्रतिष्ठिताः ।
ते हि शीघ्रतमान् वातान् सहन्तेऽन्योऽन्यसंश्रयात् ॥४१॥

વૃક્ષ મ્હોટું હોય અને બળવાન તથા દ્રઢ હોય તોપણ જો તે એકલુંજ હોય તો વાયુ એક ક્ષણમાં તેને ઉખેડી શકે છે, પરંતુ ઘણાં વૃક્ષો જો એક સાથે રહેલાં હોય તો તે એક બીજાના આધારને લીધે અત્યંત બળવાન વાયુને પણ સહન કરેછે. ૪૦-૪૧

૩૮ મનુ ૯-૪. ૩૯, ૪૦, ૪૧, ઉદ્યોગ ૩૫-૧૩૧૯, ૨૧, ૨૨.

एवं मनुष्यमप्येकं गुणैरपि समन्वितम् ।
शक्यं द्विषन्तो मन्यन्ते वायुर्द्रुममिवैकजम् ॥ ४२ ॥

વાયુ જેમ એકલા વૃક્ષનો નાશ કરી શકે છે, તેમજ ગુણવાન મનુષ્ય પણ જો એકલો રહે તો શત્રુઓ તેને જીતી લેવાને સમર્થ થાય છે. ૪૨.

तन्तवोऽप्यायता नित्यं तनवो बहुलाः समाः ।
बहून् बहुत्वादायासान् सहन्तीत्युपमा सताम् ॥ ४३ ॥

તંતુઓ ઘણા લાંબા અને ઝીણા હોવા છતાં માપમાં સરખા તથા સંખ્યામાં ઘણા હોવાથી ઘણા બોજાને સહન કરે છે, એવીજ રીતે સારા માણસોની ઉપમા છે. ૪૩.

सर्वानर्थः कुले यत्र जायते पापपूरुषः ।
अकीर्तिं जनयत्येव कीर्तिमन्तर्दधाति च ॥ ४४ ॥

જે કુળમાં પાપી પુરૂષ જન્મે છે તે કુળમાં સર્વ અનર્થો થાય છે, કુળની તે અપકીર્તિ કરે છે અને કીર્તિનો નાશ કરેછે. ૪૪.

विभागं बहवो मोहात् कर्तुमिच्छन्ति नित्यशः ।
ततो विभक्तास्त्वन्योन्यं विरुध्यन्तेऽर्थमोहिताः ॥ ४५ ॥

અનેક મનુષ્યો મૂર્ખતાને લીધે વડીલોના ધનના ભાગ વહેંચી લેવાને ઇચ્છે છે, પછી જૂદા પડીને ધનથી મોહ પામીને એક બીજા સાથે વિરોધ કરે છે. ૪૫.

૪૨, ૪૩. ઉદ્યોગ ૩૫–૧૩૨૩, ૧૮. ૪૪ અનુશાસન ૧૦૫–૫૧૨૩. ૪૫ આદિ ૨૯–૧૯.

ततः स्वार्थपरान् मूढान् पृथग्भूतान् स्वकैर्धनैः ।
विदित्वा भेदयन्त्येतानमित्रा मित्ररूपिणः ॥ ४६ ॥

પછી તે સ્વાર્થી અને મૂર્ખ ભાઇઓને પોતપોતાના ભાગ લઇને જૂદા પડેલા જાણીને શત્રુઓ તેમના મિત્રરૂપ થઇને તેઓમાં એક બીજા વચ્ચે દ્વેષ કરાવે છે. ૪૬.

विदित्वा चापरे भिन्नानन्तरेषु पतन्त्यथ ।
भिन्नानामतुलो नाशः क्षिप्रमेव प्रवर्तते ॥ ४७ ॥

એ પ્રમાણે શત્રુઓ તેમને જૂદા પડેલા જોઇને તેમની ગુપ્ત વાતો જાણી લે છે, અને તેથી તે જૂદા પડેલાઓનો જલદી નાશ થાય છે. ૪૭.

तस्माद्विभागं भ्रातॄणां न प्रशंसन्ति साधवः ।
गुरुशास्त्रेऽनिबद्धानामन्योन्येनाभिशंकिनाम् ॥ ४८ ॥

સારા માણુસો ભાઇઓ વચ્ચે વિભાગ કરવાનું વખાણતા નથી, કારણ કે તેથી તેઓ ગુરૂ અને શાસ્ત્રના અંકુશમાં રહે નહિ અને એક બીજાપર શંકા રાખ્યા કરે. ૪૮.

मातरं पितरं पुत्रं दारानतिथिसोदरान् ।
हित्वा गृही न भुंजीयात् प्राणैः कंठगतैरपि ॥ ४९ ॥

પ્રાણ કંઠે આવે તોપણ ગૃહસ્થ મનુષ્યે માતા, પિતા, પુત્ર, સ્ત્રી, અતિથિ અને ભાઇઓનો પરિત્યાગ કરીને પોતે ભોજન કરવું નહિ. ૪૯.

૪૫, ૪૬, ૪૭, ૪૮, આદિ ૨૯-૧૯, ૨૦, ૨૧ ૨૨. ૪૯ મહાનિર્વાણ ૮-૩૩.

वंचयित्वा गुरून् बंधून् यो भुंक्ते स्वोदरंभरः ।
इहैव लोके गर्ह्योऽसौ परत्र नरकं व्रजेत् ॥ ५० ॥

જે પેટભરો મનુષ્ય ગુરૂજનો અને બન્ધુઓનો પરિત્યાગ કરીને પોતાનુંજ પેટ ભરે છે તે આ લોકમાં નિંદાપાત્ર થાય છે, અને પરલોકમાં નરકમાં પડે છે. ૫૦.

एवं क्रमेण भ्रातृंश्च स्वसृंभ्रातृसुतामपि ।
ज्ञातीन्मित्राणि भृत्यांश्च पालयेत्तोषयेद्गृही ॥ ५१ ॥

એ પ્રમાણે ગૃહસ્થે ભાઇ, બ્હેન, ભત્રીજી, જ્ઞાતિવાળાઓ, મિત્રો અને ચાકરોનું પાલન કરવું, અને તેઓને રાજી રાખવા.૫૧.

ततः स्वधर्मनिरतानेकग्रामानिवासिनः ।
अभ्यागतानुदासीनान् गृहस्थः परिपालयेत् ॥ ५२ ॥

પછી પોતાના ધર્મવાળા અને પોતાના ગામના રહેવાશીઓ, અતિથિ અને ઉદાસીન લોકોનું ગૃહસ્થે પાલન કરવું. ૫૨.

तृणानि भूमिरुदकं वाक् चतुर्थी च सूनृता ।
सतामेतानि गेहेषु नोच्छिद्यन्ते कदाचन ॥ ५३ ॥

સાધુઓના ઘરમાંથી તૃણ, ભૂમિ, પાણી અને પ્રિયવાકય એ ચાર વસ્તુઓ કોઈ કાળે જતી નથી. ૫૩.

देयमार्त्तस्य शयनं स्थितश्रान्तस्य चासनम् ।
तृषितस्य च पानीयं क्षुधितस्य च भोजनम् ॥ ५४ ॥

૫૦, મહાનિર્વાણ ૮–૩૪. ૫૧, ૫૨, મહાનિર્વાણ ૮–૪૮, ૪૯.
૫૩ વનપર્વ ૨–૫૩.

ગૃહસ્થે પીડિત મનુષ્યને સૂવાનું, થાકેલાને આસન, તરસ્યાને પાણી અને ભૂખ્યાને ભોજન આપવું. ૫૪.

अतो मृष्टतरं नान्यत् पूतं किंचिच्छतक्रतो ।
दत्वा यत्त्वतिथिभ्योऽन्नं भुंक्त तेनैव नित्यशः ॥ ५५ ॥

નિત્ય અતિથિઓને જમાડયા પછી પોતે અન્ન જમવું, એના જેવું કાંઇ સ્વચ્છ અને પવિત્ર નથી. ૫૫.

यो दद्यादपरिक्लिष्टमन्नमध्वनि वर्तते ।
श्रान्तायाद्दष्टपूर्वाय तस्य पुण्यफलं महत् ॥ ५६ ॥

ચાલવાથા થાકેલા અને પૂર્વે નહિ દીઠેલા મુસાફરને શ્રદ્ધા પૂર્વક જે અન્ન આપે તેને મ્હોટું પુણ્ય કર્યાનું ફળ થાય છે. ૫૬.

अरावप्युचितं कार्यमातिथ्यं गृहमागते ।
छेत्तुः पार्श्वगतां छायां नोपसंहरते तरुः ॥ ५७ ॥

એક તરફથી પોતાને કાપનાર મનુષ્ય ઉપરથી જેમ વૃક્ષ પોતાની છાયાને ખેંચી લેતું નથી, તેમ જો શત્રુ પણ પોતાને ઘેર આવે તોપણ તેનો અતિથિ સત્કાર સારી રીતે કરવો જોઇએ. ૫૭.

अप्रणोद्योऽतिथिः सायं सूर्योढे गृहमेधिना ।
काले प्राप्तस्त्वकाले वा नास्यानश्नन् गृहे वसेत् ॥ ५८ ॥

સૂર્ય અસ્ત થયા પછી આવેલો અતિથિ, પછી તે સવેળા આવ્યો હોય કે કવેળા આવ્યો હોય, તોપણ ગૃહસ્થે તેને પાછો કહાડવો નહિ, તથા તેને પોતાના ઘરમાં ભૂખ્યો પણ રાખવો નહિ. ૫૮.

---

૫૪ વનપર્વ ૨-૫૪. ૫૫ વનપર્વ ૧૯૩-૩૨. ૫૬ વનપર્વ ૨-૬૧.
૫૭ હિતોપદેશ ૧૦૦૦. ૫૮ મનુ ૩-૧૦૫.

न वै स्वयं तदश्नीयादतिथिं यन्न भोजयेत् ।
धन्यं यशस्यमायुष्यं स्वर्ग्यं चातिथिपूजनम् ॥ ५९ ॥

અતિથિને ન જમાડાયું હોય એવું અન્ન પોતે જમવું નહિ; અતિથિનું પૂજન એ ધન, યશ, આયુષ્ય અને સ્વર્ગને આપનારું છે. ૫૯.

अतिथीनां च सर्वेषां प्रेष्याणां स्वजनस्य च ।
सामान्यं भोजनं भृत्यैः पुरुषस्य प्रशस्यते ॥ ६० ॥

અતિથિઓ, સર્વ આશ્રિતો, સંબંધીઓ અને નોકરો એમને જે ભોજન જમાડયું હોય તેજ ભોજન ગૃહસ્થને જમવું યોગ્ય છે. અર્થાત્ પંક્તિભેદ કરવો નહિ. ૬૦.

---

# सप्तमोऽध्यायः ।

## દંપતિધર્મ અને નારીધર્મ.



सम्यग्धर्मार्थकामेषु दम्पतीभ्यामहर्निशम् ।
एकचित्ततया भाव्यं समानव्रतवृत्तितः ॥ १ ॥

ધર્મ, અર્થ અને કામને સારી રીતે પ્રાપ્ત કરવામાં પતિ અને પત્નિએ અહોનિશ એક ચિત્તથી તથા એક સરખા આચરણથી અને વૃત્તિથી રહેવું. ૧.

---

૫૯ મનુ ૩-૧૦૬. ૬૦ શાન્તિ ૧૯૩-૭૦૪૦. ૧ વ્યાસસંહિતા ૩ અ.

अर्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा ।
भार्या मूलं त्रिवर्गस्य भार्या मूलं तरिष्यतः ॥ २ ॥

ભાર્યા એટલે સ્ત્રી મનુષ્યનું અર્ધું અંગ છે, ભાર્યા એ ઉત્તમ મિત્ર છે, ભાર્યા એ ધર્મ અર્થ અને કામ એ ત્રણે પ્રકારના પદાર્થોનું મૂળ છે, અને ભાર્યા એ સંસાર તરવાનું મૂળ છે. ૨.

भार्यावन्तः क्रियावन्तः सभार्या गृहमेधिनः ।
भार्यावन्तः प्रमोदन्ते भार्यावन्तः श्रियान्विताः ॥ ३ ॥

સ્ત્રીવાળા પુરૂષોજ બધી ક્રિયાઓ કરી શકે છે, સ્ત્રીવાળાજ ગૃહસ્થાશ્રમી છે, સ્ત્રીવાળાજ આનંદી રહે છે, અને સ્ત્રીવાળાજ શોભાવાળા છે. ૩.

कान्तारेष्वपि विश्रामो जनस्य गृहिणी मता ।
यः सदारः स विश्वास्यस्तस्माद्दाराः परागतिः ॥ ४ ॥

વગડામાં પણ મનુષ્યને પત્નિ વિશ્રામરૂપ થાય છે. જે સ્ત્રીવાળો હોય તે વિશ્વાસ કરવા યોગ્ય છે, તે માટે સ્ત્રી એ મનુષ્યને પરમગતિ છે. ૪.

न च भार्यासमं किंचिद्विद्यते भिषजां मतम् ।
औषधं सर्वदुःखेषु सत्यमेतद्ब्रवीमि ते ॥ ५ ॥

સર્વ દુઃખોમાં ભાર્યા સમાન બીજું કાંઈ ઔષધ નથી, એવો વૈદ્યોનો મત છે, તે સત્ય છે. ૫.

૨ આદિ ૭૪-૪. ૩ આદિ ૭૪-૪૧.
૪ આદિ ૭૪-૪૩. ૫ વન ૬૧-૨૯.

धनेन वाससा प्रेम्णा श्रद्धयामृतभाषणैः ।
सततं तोषयेद्दारान् नाप्रियं क्वचिदाचरेत् ॥ ६ ॥

ધન, વસ્ત્ર, પ્રેમ, શ્રદ્ધા અને મીઠાં વચનથી સર્વદા ભાર્યાને પ્રસન્ન રાખવી, અને કદી પણ તેનું અપ્રિય કરવું નહિ. ૬.

शाश्वतोऽयं धर्मपथः सद्भिराचरितः सदा ।
यद्भार्याः परिरक्षन्ति भर्तारोऽल्पबला अपि ॥ ७ ॥

સાધુ લોકો ચિરકાલથી એ ધર્મ પાળતા આવે છે કે પતિ નિર્બળ હોવા છતાં પણ તેણે સ્ત્રીની રક્ષા કરવી. ૭.

सूक्ष्मेभ्योऽपि प्रसंगेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः ।
द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः ॥ ८ ॥

નજીવા પ્રસંગથી પણ સ્ત્રીની રક્ષા વિશેષ કરીને કરવી. રક્ષણ ન કરવાથી સ્ત્રી પિયર તેમજ સાસરૂં બંને કુળને શોકનું કારણ થાય છે. ૮.

उत्सवे लोकयात्रायां तीर्थेष्वन्यनिकेतने ।
न पत्नीं प्रेषयेत्प्राज्ञः पुत्रामात्यविवर्जिताम् ॥ ९ ॥

બુદ્ધિમાન મનુષ્યે પત્નિને પુત્ર અથવા વિશ્વાસુ માણસ વિના ઉત્સવમાં, લોકોના મેળામાં, તિર્થમાં તેમજ બીજાને ઘેર મોકલવી નહિ. ૯.

---

૬ મહાનિર્વાણ ૮-૪૨. ૭ વન ૧૨–૭૦. ૮ મનુ ૯–૫.
૯ મહાનિર્વાણ ૮–૪૩.

तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रियौ ।
यथा नाभिचरेतां तौ वियुक्तावितरेतरम् ॥ १० ॥

સ્ત્રી અને પુરૂષે એવો યત્ન કરવો જોઇએ કે જેથી એક બીજું વ્યભિચાર કરે નહિ, તથા એક બીજાનો વિયોગ પણ થાય નહિ. ૧૦.

उपचाराः क्रिया केलिः स्पर्शो भूषणवाससाम् ।
सहशय्यासनं चैव सर्वं संग्रहणं स्मृतम् ॥ ११ ॥

પરસ્ત્રી સાથે અયોગ્ય વ્યવહાર કરવો, ચેષ્ઠા કરવી, મશ્કરી કરવી, તેણે પહેરેલા વસ્ત્રાલંકારને સ્પર્શ કરવો, એક શય્યા અથવા એક આસને બેસવું, એ સર્વ વ્યભિચારનાં ચિન્હ કહેવાય છે. ૧૧.

श्रुत्वैवं दम्पतीधर्मं सह धर्मकृतं शुभम् ।
या भवेद्धर्मपरमा नारी भर्तृसमव्रताः ॥ १२ ॥
देववत् सततं साध्वी भर्तारमनुपश्यति ।
शुश्रूषां परिचर्यां च देवतावत् प्रकुर्वती ॥ १३ ॥
वश्या भावेन सुमना सुव्रता सुखदर्शना ।
अनन्यचित्ता सुमुखी सा नारी धर्मचारिणी ॥ १४ ॥

ધર્મશાસ્ત્ર પ્રમાણે કહેલો સ્ત્રી પુરૂષનો પવિત્ર ધર્મ સાંભળીને જે સ્ત્રી ધર્મ પરાયણ થાય છે, અને સ્વામીને અનુકુળ આચરણ કરે છે, તથા જે પતિ ને નિરંતર દેવ સમાન જાણે

૧૦ મનુ ૯-૧૦૨. ૧૧ મનુ ૮-૩, ૫૭. ૧૨, ૧૩, ૧૪ અનુશાસન ૧૪૬-૬૭૮૫. ૮૬, ૮૭.

છે, અને દેવતાની પેઠે તેની સેવા અને પૂજા કરે છે,તથા જે સ્ત્રી પતિને વશ રહેનારી, સારા મનોભાવવાળી, સારાં વ્રત કરનારી, સુખને આપનારી, એક પતિમાંજ ચિત્ત રાખનારી તથા હસતાં મુખવાળી છે તે સ્ત્રી સારી રીતે ધર્મ ને પાળનારી છે. ૧૨-૧૩-૧૪.

**पतिप्रियहिते स्थित्वा स्वचारा संयतेन्द्रिया: ।**
**इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुपमं सुखम् ॥ १५ ॥**

જે સ્ત્રી પતિનું પ્રિય અને હિત કરવામાં તત્પર રહીને સારા આચારવાળી તથા ઇંદ્રિયોને વશ રાખનારી છે તે સ્ત્રી આ લોકમાં કીર્તિ અને પરલોકમાં અનુપમ સુખને પામે છે. ૧૫.

**सा भार्या या गृहे दक्षा सा भार्या याप्रजावती ।**
**मनोवाक्कर्मभिः शुद्धा पत्यादेशानुवर्त्तिनी ॥ १६ ॥**

ભાર્યા તેજ છે કે જે ઘર કામમાં કુશળ હોય, ભાર્યા તેજ છે કે જે પ્રજાવાળી હોય, અને ભાર્યા તેજ છે કે જે મન, વાણી તથા કર્મથી શુદ્ધ વર્તનવાળી હોય તથા પતિની આજ્ઞા પ્રમાણે વર્તનારી હોય. ૧૬.

**छायेवानुगता स्वच्छा सखीव हितकर्मसु ।**
**दासीवादिष्टकार्येषु भार्या भर्त्तुः सदा भवेत् ॥ १७ ॥**

---

૧૫. યાજ્ઞવલ્ક્ય ૧-૮૭. ૧૬ આદિપર્વ અને વ્યાસ સંહિતા.
૧૭ વ્યાસ સ્મૃતિ.

પવિત્ર સ્ત્રીએ સદા છાયા પ્રમાણે સ્વામીને અનુસરવું. શુભ કાર્યમાં તેની સખી પ્રમાણે થવું, અને ઈષ્ટ કાર્યમાં દાસીની પેઠે આજ્ઞા પાળવી. ૧૭.

परुषण्यापि या प्रोक्ता दृष्टा क्रुद्धेन चक्षुषा ।
सुप्रसन्नमुखी भर्तुः सा नारी धर्मभागिनी ॥ १८ ॥

સ્વામી સ્ત્રીને કઠણ વાક્ય કહે અને ક્રોધયુકત ચક્ષુથી જુવે તોપણ જે સ્ત્રી સારા પ્રસન્ન મુખવાળી રહે છે તે સ્ત્રી ધર્મ ભાગિની છે. ૧૮.

नेक्षेत् पतिं क्रूरदृष्ट्या श्रावयेन्नैव दुर्वचः ।
नाप्रियं मनसा वापि चरेत्पत्युः पतिव्रता ॥ १९ ॥

પતિવ્રતા સ્ત્રીએ પતિના સામું ક્રૂર દ્રષ્ટિથી જોવું નહિ અને તેને ખરાબ વચન કહેવું નહિ તથા મનમાં પણ તેનું અશુભ વિચારવું નહિ. ૧૯.

नोच्चैर्वदेन्न परुषं न बहून् पत्युरप्रियम् ।
न केनचिच्च विवदेदप्रलापविलापिनी ।
न चातिव्ययशीला स्यान्न धर्मार्थविरोधिनी ॥ २० ॥

સ્ત્રીએ ઉંચેસ્વરે બોલવુ નહિ, કઠિન વચન બોલવાં નહિ, બહુ બોલવું નહિ. પતિને અપ્રિય લાગે તેવું બોલવું નહિ. કોઇની સાથે વિવાદ કરવો નહિં. ન બોલવા જેવું બોલવું નહિ. અતિશય

---

૧૮ અનુશાસન ૧૪૬–૬૭૮૬.

૧૯ મહાનિર્વાણ ૮–૧૦૩. ૨૦ વ્યાસ સ્મૃતિ ૩ અ.

અર્ચ કરવાની ટેવ રાખવી નહિ.તથા ધમ અને અર્થનો વિરોધ કરવો નહિ. ૨૦.

वैषम्यमपि संप्राप्ता गोपयन्ति कुलस्त्रियः ।
आत्मनमात्मना सत्यो जितस्वर्गा न संशयः ॥ २१ ॥

સારા કુળની સ્ત્રીઓ દુઃખી અવસ્થાને પ્રાપ્ત થાય તો પણ પોતાના પુરૂષાર્થથી પોતાનું લક્ષણ કરે છે. એવી સતિઓ સ્વર્ગને પામે એમાં સંશય નથી. ૨૧.

जलोदरसमायुक्ताः श्वित्रिणः पलितास्तथा ।
आपुमांसः कृताः स्त्रीभिर्जडान्धबधिरास्तथा ॥ २२ ॥

દુષ્ટ સ્ત્રીઓ પોતાના પતિઓને જળોદરના રોગવાળા, કોઢીઆ, વૃદ્ધ, નપુંસક, જડ, આંધળા અને બ્હેરા કરી નાંખે છે. ૨૨.

पापानुगास्तु पापास्ताः पतीनुपसृजन्त्युत ।
न जातु विप्रियं भर्तुः स्त्रिया कार्यं कथंचन ॥ २३ ॥

પાપી પુરૂષને અનુસરનારી એ દુષ્ટ સ્ત્રીઓ પતિઓને દુઃખી કરી દે છે, માટે સ્ત્રીએ કદી પણ પતિનું ભુંડું કરવું નહિ. ૨૩.

प्रमादोन्मादरोषेर्ष्या वंचनं चाभिमानिताम् ।
पैशुन्यहिंसाविद्वेषमोहाहंकारधूर्त्तताः ॥
नास्तिक्यसाहसस्तेयदंभान् साध्वी विवर्जयेत् ॥ २४ ॥

---

૨૧ વન ૭૦–૮. ૨૨ વન ૨૩૨–૧૫.

૨૩. વન ૨૩૨–૧૬. ૨૪. વ્યાસ-સ્મૃતિ. ૨ અ.

પ્રમાદ, ઉન્મત્તપણું, ક્રોધ, ઇર્ષ્યા, ઠગાઇ, અભિમાન, ખલતા, હિંસા, દ્વેષ, મોહ, અહંકાર, ધુતારાપણું, નાસ્તિકપણું, સાહસ, ચોરી અને દંભ એ સર્વનો સારી સ્ત્રીઓએ ત્યાગ કરવો. ૨૪.

तिष्ठेत् पित्रोर्वशे बाल्ये भर्तुःसंप्राप्तयौवनम् ।
वार्धक्ये पतिबंधूनां न स्वतंत्रा भवेत् क्वचित् ॥ २५ ॥

સ્ત્રીએ બાળપણમાં પિતાના, યૌવનમાં સ્વામીના તથા વૃદ્ધાવસ્થામાં સાસરીઆના આધિનમાં રહેવું, અને કદી સ્વતંત્ર રહેવું નહિ. ૨૫.

पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मनः ।
एषां हि विरहेण स्त्री गर्ह्यौ कुर्यादुभे कुले ॥ २६ ॥

પિતા, સ્વામી, અને પુત્ર એમનાથી કદીપણ જૂદું રહેવાની ઇચ્છા સ્ત્રીએ કરવી નહિ, કારણકે જૂદી રહેવાથી તે સ્ત્રી સાસરૂં અને પિયર બંને કુળને નિંદા યોગ્ય કરે છે. ૨૬.

पितृमातृसुतभ्रातृश्वश्रूश्वशुरमातुलैः ।
हीना न स्याद्विना भर्त्रा गर्हणीयाऽन्यथा भवेत् ॥ २७ ॥

પતિ ન હોય તે સમયમાં સ્ત્રીએ પિતા, માતા, પુત્ર, ભાઇ, સાસુ, સસરા અને મામા એમનાથી દૂર રહેવું નહિ; અને જો રહે તો તેની નિંદા થાય છે. ૨૭.

---

૨૫ મહાનિર્વાણ ૮–૧૦૬. ૨૬ મનુ ૫–૧૪૯. ૨૭ વ્યાસ સ્મૃતિ ૩ અ.

अरक्षिता गृहे रुद्धाः पुरुषैराप्तकारिभिः ।
आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः ॥ २८ ॥

ઘરમાં રહેલી સ્ત્રીઓને વિશ્વાસુ માણસો સાચવતાં હોય તોપણ આધિન ન રહેવું હોય તો તેઓ ન સાચવ્યા જેવીજ છે, અને જે સ્ત્રીઓ પોતાના મનથીજ પોતાનું રક્ષણ કરવા ઈચ્છે છે તે ન સાચવ્યા છતાં પણ સચવાયલીજ છે. ૨૮.

पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।
स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट् ॥ २९ ॥

મધપાન, દુષ્ટજનની સાથે સંસર્ગ, પતિનો વિરહ, ભટકવું, અકાળે શયન અને પારકે ઘેર રહેવું, એ છ વાનાં નારીઓનાં દૂષણરૂપ છે. ૨૯.

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥ ३० ॥

સ્ત્રીઓએ સર્વદા પ્રફુલ્લ હૃદયથી રહેવું, ઘરના કામકાજમાં પ્રવીણ થવું, વસ્ત્ર આભૂષણને સારી રીતે રાખવાં અને ખર્ચમાં હાથ છુટો રાખવો નહિ. ૩૦.

शुश्रूषां परिचर्यां च करोत्यविमनाः सदा ।
सुप्रीता च विनीता च सा नारी धर्मभागिनी ॥ ३१ ॥

જે સ્ત્રી નિરંતર પ્રીતિપૂર્વક અને નમ્રતાથી તથા એક ચિત્તથી પતિની સેવા તથા પૂજા કરે છે તે સ્ત્રી પતિના ધર્મમાં ભાગ લેનારી થાય છે. ૩૧.

---

૨૮ મનુ ૯-૧૨. ૨૯ હિત ૧૫૮. ૩૦ મનુ ૫-૧૫૦. ૩૧ અનુશાસન ૧૪૬-૬૭૯૦.

प्रियांश्च रक्तांश्च हितांश्च भर्तुस्तान् भोजयेथा विविधैरुपायैः॥
द्वेष्यैरपक्ष्यैरहितैश्च तस्य भिद्यात्तु नित्यं कुहकोद्यतैश्च॥३२॥

જે મનુષ્યો પતિના પ્રિય, સ્નેહી અને હિતકારી હોય તેમને પત્નિએ વિવિધ ઉપાયોથી જમાડવા, તથા જેઓ પતિના દ્વેષી, સામા પક્ષના, અહિત કરનારા, તથા કપટ કરનારા હોય તેઓનાથી નિરંતર દૂર રહેવું. ૩૨.

शेषान्नमुपभुंजाना यथान्यायं यथाविधि ।
तुष्टपुष्टजना नित्यं नारी धर्मेण युज्यते ॥ ३३ ॥

જે નારી સર્વને ન્યાય તથા વિધિ પ્રમાણે ભોજન કરાવીને બાકી રહેલું અન્ન પોતે જમે છે, અને જેના ઘરનાં માણસો સદા પ્રસન્ન મનવાળાં તથા પુષ્ટ શરીરવાળાં છે, તે નારી ધર્મને પામે છે. ૩૩.

न कामेषु न भोगेषु नैश्वर्ये न सुखे तथा ।
स्पृहा यस्या यथा पत्यौ सा नारी धर्मभागिनी ॥ ३४ ॥

જે નારી કામ, ભોગ, ઐશ્વર્ય અને સુખની અધિક ઇચ્છા ન રાખતાં કેવળ સ્વામીને ચાહે છે, તે નારી ધર્મને પામે છે. ૩૪.

विधाय वृत्तिं भार्यायाः प्रवसेत् कार्यवान्नरः ।
अवृत्तिकर्षिता हि स्त्री प्रदुष्येत् स्थितिमत्यपि ॥ ३५ ॥

---

૩૨ વનપર્વ ૨૩૩-૮. ૩૩, ૩૪, અનુશાસન ૧૪૬-૬૭૫૧, ૫૪.
૩૫ મનુ ૯-૭૪.

પતિએ પોતાને કાર્ય પ્રસંગે દેશાંતર જવું પડે તો સ્ત્રીના ભરણપોષણની ગોઠવણ કરીને જવું, તેમ નહિ કરવાથી સ્ત્રી સારાં આચરણવાળી હોય તોપણ દુરાચરણી થવાનો સંભવ છે. ૩૫.

**विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियममास्थिता ।**
**प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः ॥ ३६ ॥**

પતિ જો જીવિકા આપીને પરદેશ ગયો હોય તો સ્ત્રીએ નિયમમાં રહીને જીવન ગાળવું, અને ન આપી ગયો હોય તો નિંદા ન થાય એવી કારીગિરી કરીને જીવન ગાળવું. ૩૬.

**पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्य वा ।**
**पतिलोकमभीप्सन्ती नाचरेत् किंचिदप्रियम् ॥ ३७ ॥**

પતિના લોકને (સ્વર્ગને) પામવાને ઇચ્છતી હોય તેવી સાધ્વી સ્ત્રીએ પતિના જીવતાં અથવા મૃત્યુ પછી કાંઇ પણ અયોગ્ય આચરણ કરવું નહિ. ૩૭.

**नगरस्थो वनस्थो वा पापो वा यदि वा शुचिः ।**
**यासां स्त्रीणां प्रियो भर्ता तासां लोका महोदयाः ॥३८॥**

સ્વામી નગરમાં હો અથવા વનમાં હો, પવિત્ર હો અથવા અપવિત્ર હો, પણ જે સ્ત્રીઓને તે પતિજ પ્રિય છે તેઓને ઉત્તમ લોક પ્રાપ્ત થાય છે. ૩૮.

**विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।**
**उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत् पतिः ॥ ३९ ॥**

---

૩૬ મનુ ૯-૭૫. ૩૭ મનુ ૫-૧૫૬. ૩૮ હિતોપદેશ ૪૬૧.
૩૯ મનુ ૫-૧૫૪.

પોતાનો પતિ સદાચાર રહિત હોય, કામી હોય, અથવા ગુણરહિત હોય તોપણ સાધ્વી સ્ત્રીએ સર્વદા દેવની પેઠે તેની પૂજા કરવી જોઇયે. ૩૯.

भर्ता हि परमं नार्या भूषणं भूषणैर्विना ।
एषा विरहिता तेन शोभनाऽपि न शोभना ॥ ४० ॥

પહેરવાને બીજા અલંકાર (શણગાર) ન હોય તોપણ નારીયોને પોતાનો ભર્તાર (સ્વામી) એજ મ્હોટા શણગારરૂપ છે, જે સ્ત્રી પતિ વિનાની છે તે શોભાવાળી હોય તોપણ શોભા વિનાની છે. ૪૦.

अनेन नारीवृत्तेन मनोवाग्देहसंयता ।
इहाग्र्यां कीर्तिमाप्नोति पतिलोकं परत्र च ॥ ४१ ॥

મન, વચન અને શરીરને નિયમમાં રાખનારી જે સ્ત્રી આ પ્રમાણે પતિવ્રતા ધર્મને પાળેછે તે સ્ત્રી આ લોકમાં ઉત્તમ કીર્તિને પામેછે, અને તે પછી પતિના ઉત્તમ લોકને પામેછે. ૪૧.

सन्तुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ ४२ ॥

જે કુળમાં સ્વામી ભાર્યાથી તેમજ ભાર્યા સ્વામીથી નિત્ય પ્રસન્ન રહેછે તે કુળમાંજ નિરંતર કલ્યાણ થાયછે, એ નક્કી છે. ૪૨.

---

૪૦ હિતોપદેશ ૪૬૨. ૪૧ મનુ ૫-૧૬૬. ૪૨ મનુ ૩-૬૦.

# अष्टमोऽध्यायः ।

## જીવિકા અને અર્થવ્યવહાર.



येऽर्था धर्मेण ते सत्या येऽधर्मेण धिगस्तुतान् ।
धर्मं वै शाश्वतं लोके न जह्याद्धनकांक्षया ॥ १ ॥

જે ધન ધર્મપૂર્વક મેળવેલું હોય તેજ ખરૂં ધન છે, અને અધર્મથી મેળવ્યું હોય તે ધનને ધિક્કાર છે; કારણકે ધર્મ એજ આ લોકમાં સાચું ધન હોવાથી ધનના લોભને લીધે તેનો નાશ કરવો નહિ. ૧.

विद्या शिल्पं भृतिः सेवा गोरक्ष्यं विपणिः कृषिः ।
धृतिर्भैक्ष्यं कुसीदं च दश जीवनहेतवः ॥ २ ॥

વિદ્યા, કારીગિરી, નોકરી, ચાકરી, પશુપાલન, વેપાર, ખેતીવાડી, ધીરજ, ભિક્ષા અને વ્યાજ ખાવું, એ દશ જીવનનો નિર્વાહ કરવાના ઉપાયો છે. ૨.

तिले तैलं गवि क्षीरं काष्ठे पावकमन्ततः ।
धिया धीरो विजानीयादुपायं चास्य सिद्धये ॥ ३ ॥

તલમાંથી તેલ, ગાયમાંથી દૂધ અને કાષ્ઠમાંથી અગ્નિને કહાડવાના ઉપાયો જેમ શોધી કહાડયા છે તેમ બુદ્ધિમાન પુરૂષે જીવનના નિર્વાહને માટે ઉપાય શોધી કહાડવો. ૩.

---

૧ શાન્તિ ૨૯૪-૧૦૭૬૫. ૨ મનુ ૧૦-૧૧૬. ૩ વન ૩૨-૨૭.

मणिमुक्ताप्रवालानां लोहानां तान्तवस्य च ।
गंधानां च रसानां च विद्यार्घबलाबलम् ॥ ४ ॥

મણિ, મોતી, પરવાળાં, ધાતુ, વસ્ત્ર, કર્પૂરાદિ ગંધવાળા પદાર્થો અને લવણાદિ રસ એ સર્વ વસ્તુની કિંમતની વધઘટ જાણવી. ૪.

बीजानामुप्तिविच्च स्यात् क्षेत्रदोषगुणस्य च ।
मानयोगं च जानीयात्तुलायोगांश्च सर्वशः ॥ ५ ॥

બીજ વાવવાની રીતો, ક્ષેત્રના ગુણદોષ તથા વસ્તુઓના માપ અને તોલ એ સર્વ પ્રકારે જાણવાં જોઈએ. ૫.

सारासारं च भांडानां देशानां च गुणागुणान् ।
लाभालाभं च पण्यानां पशूनां परिवर्द्धनम् ॥ ६ ॥

વાસણોની યોગ્યતા અને અયોગ્યતા, દેશોના ગુણ તથા અવગુણ, વેપારમાં લાભ તથા હાની અને પશુઓનું પાલન પોષણ એ સર્વ બાબતોથી જાણીતા થવું. ૬.

भृत्यानां च भृतिं विद्याद्भाषाश्च विविधा नृणाम् ।
द्रव्याणां स्थानयोगांश्च क्रयविक्रयमेव च ॥ ७ ॥

નોકરોના પગાર, વિવિધ દેશના માણસોની ભાષાઓ, દ્રવ્યના સંરક્ષણના ઉપાયો અને ખરીદવાની તથા વેચવાની વ્યવસ્થા એ સર્વ જાણવું. ૭.

रंगावतरणं चैव तथा रूपोपजीवनम् ।
मद्यमांसोपजीव्यं च विक्रयं लोहचर्मणोः ॥ ८ ॥

૪, ૫, ૬, ૭, મનુ ૯–૩૨૯, ૩૦, ૩૧, ૩૨.

अपूर्विणा न कर्तव्यं कर्मलोके विगर्हितम् ।
कृतपूर्वन्तु त्यजतो महान् धर्म इति श्रुतिः ॥ ९ ॥

નાટક, બહુરૂપીનો ધંધો અને મદ્ય માંસ, લોહું કે ચામડાનો વેપાર, એ સર્વ લોકોમાં નિંદા થવા યોગ્ય કામો પૂર્વ જેણે ન કર્યા હોય તેણે કરવાં નહિ, અને જેઓએ પૂર્વે તે કર્યા હોય તેઓ તેનો ત્યાગ કરે તો તેથી પરમધર્મ પ્રાપ્ત થાય છે, એમ વેદમાં કહ્યું છે. ૮-૯.

लब्धानामपि वित्तानां बोद्धव्यौ द्वावतिक्रमौ ।
अपात्रे प्रतिपत्तिश्च पात्रे चाप्रतिपादनम् ॥ १० ॥

કુપાત્રને આપવું અને સુપાત્રને ન આપવું, આમ બે પ્રકારે પોતાના પ્રાપ્ત ધનનો દુરૂપયોગ કરનારાઓને સદ્-ઉપયોગનો બોધ કરવો યોગ્ય છે. ૧૦.

यः काकिनीमप्यपथप्रपन्नां समुद्धरेन्निष्कसहस्रतुल्याम् ।
कालेषु कोटिष्वपि मुक्तहस्तस्तं राजसिंहं न जहाति लक्ष्मीः ११

ખોટે રસ્તે ગયેલી કોડીને પણ હજાર મહોર સરખી જાણીને પાછી ખેંચી લે અને યોગ્ય સમયે કરોડો ખરચવાને પણ હાથ છૂટો મૂકે તેવા ઉત્તમ રાજાનો લક્ષ્મી ત્યાગ કરતી નથી. ૧૧.

---

૮, ૯, શાન્તિ ૨૯૬-૧૦૭૯૬, ૯૭. ૧૦ શાન્તિ ૨૬-૭૯૮.
૧૧ હિત ૫૬૩.

तस्य चापि भवेत् कार्यं विवृद्धौ रक्षणे तथा ।
भक्ष्यमाणो ह्यनादानात् क्षीयेत हिमवानपि ॥ १२ ॥

વળી તે ધનને વધારવાનો તથા રક્ષણ કરવાનો પણ પ્રયત્ન કરવો જોઈએ, કારણ કે આવક વિના ખર્ચ કરવામાં આવે તો હિમાલય જેવો પર્વત પણ ખૂટી જાય છે. ૧૨.

क्षिप्रमायमनालोच्य व्ययमानः स्ववाञ्छया ।
परिक्षीयत एवासौ धनी वैश्रवणोपमः ॥ १३ ॥

આવક ન જોતાં પોતાની ઇચ્છા પ્રમાણે એકદમ ખર્ચ કરનારો પુરૂષ કુબેરના જેટલો ધનવાન હોય તોપણ ખાલી થઈ જાયછે. ૧૩.

अकर्मणां वै भूतानां वृत्तिः स्यान्नहि काचन ।
तदेवाभिप्रपद्येत न विहन्यात् कदाचन ॥ १४ ॥

ધંધો ન કરનારા મનુષ્યોનો કોઈ રીતે નિર્વાહ થતો નથી, એટલા માટે મનુષ્યોએ ધંધાનો ત્યાગ ન કરતાં પોતાના નિર્વાહ માટે ધંધો કરવો જોઈએ. ૧૪.

सर्वं कर्मेदमायत्तं विधाने दैवमानुषे ।
तयोर्दैवमचिंत्यन्तु मानुषे विद्यते क्रिया ॥ १५ ॥

સર્વ કાર્યો દૈવ તથા મનુષ્યને આધિન રહેલાં છે. તે બેમાં દૈવની ગતિ કળી શકાય તેમ નથી, પરંતુ પુરૂષાર્થ તો મનુષ્યના હાથમાં છે. ૧૫.

---

૧૨ વન ૩૨-૧૦. ૧૩ હિત ૩૪૯. ૧૪ વન ૩૨-૮.
૧૫ મનુ ૭-૨૦૫.

षड्दोषाः पुरुषेणेह हातव्या भूतिमिच्छता ।
निद्रा तंद्रा भयं क्रोध आलस्यं दीर्घसूत्रता ॥ १६ ॥

સમૃદ્ધિને ઇચ્છનારા પુરૂષે આ છ દોષોનો ત્યાગ કરવો. નિદ્રા, સુસ્તી, ભય, ક્રોધ, આળસ અને કામ કરવામાં વિલંબ. ૧૬

## नवमोऽध्यायः ।

### સ્વાસ્થ્ય.

धर्मार्थकाममोक्षाणामारोग्यं मूलमुत्तमम् ।
रोगास्तस्यापहर्तारः श्रेयसो जीवितस्य च ॥ १ ॥

ધમ, અર્થ, કામ અને મોક્ષ એઓનું ઉત્તમ મૂળ આરોગ્યતા છે. રોગો તે આરોગ્યને, કલ્યાણને અને જીવતરને હરનારાછે. ૧

अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम् ।
अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत् परिवर्जयेत् ॥ २ ॥

વધારે ભોજન કરવાથી શરીરમાં રોગ થાય છે, આયુષ્યનો નાશ થાયછે અને સ્વર્ગની હાનિ થાયછે. વળી તે પાપરૂપ છે અને લોકમાં નિંદિત છે, તે માટે તેનો ત્યાગ કરવો. ૨.

सायंप्रातर्मनुष्याणामशनं देवनिर्मितम् ।
नान्तरा भोजनं दृष्टमुपवासी तथा भवेत् ॥ ३ ॥

---

૧૬ હિત ૭૪. ૧ ચરક સંહિતા દીર્ઘંજીવિતાધ્યાય ૧૩–૧૪ શ્લો.
૨ મનુ ૨–૫૭. ૩ શાન્તિ ૧૯૩–૭૦૭૧.

મનુષ્યોને સાંજ અને સવાર એ બે સમય દેવતાઓએ ભોજનને માટે નીમેલા છે, માટે તેની વચમાં જમવું નહિ. તેથી ઉપવાસનું ફળ થાય છે. ૩.

आहारनियमं चैव देशे काले च सात्त्विकम् ।
तत्परीक्ष्यानुवर्तेत तत्प्रवृत्त्यनुपूर्वकम् ॥ ४ ॥

દેશ તથા કાળની પરિક્ષા કરીને તેને અનુસરતા સાત્વિક આહારનો નિયમ રાખી તે નિયમને અનુસરીને વર્તવું. ૪.

यच्छक्यं ग्रसितुं ग्रस्यं ग्रस्तंपरिणमेच्च यत् ।
हितं च परिणामे यत्तदाद्यं भूतिमिच्छता ॥ ५ ॥

જે પદાર્થ ભોજન કરવા યોગ્ય હોય, પાચન થાય એવો હોય તથા પરિણામે ગુણકારી હોય તે પદાર્થનું આરોગ્યતાને ઇચ્છનારા પુરૂષે ભોજન કરવું જોઇએ. ૫.

द्विविधो जायते व्याधिः शारीरो मानसस्तथा ।
परस्परं तयोर्जन्म निर्द्वंद्वं नोपलभ्यते ॥ ६ ॥

વ્યાધિ બે પ્રકારની છેઃ શારિરિક ( શરીરની ), અને માનસિક (મનની). એ બે વ્યાધિ પરસ્પરની સહાયથીજ થાય છે. ૬.

शारीराज्जायते व्याधिर्मानसो नात्र संशयः ।
मानसाज्जायते चापिं शारीर इति निश्चयः ॥ ७ ॥

શરીરના વ્યાધિથી માનસિક વ્યાધિ ઉપજે છે એમાં સંશય નથી, તેમજ મનના વ્યાધિથી શરીરનો વ્યાધિ ઉપજે છે એ નિશ્ચય છે. ૭

૪ શાન્તિ ૨૧૫-૭૮૧૬. ૫ ઉદ્યોગ ૩૩-૧૧૦૭. ૬, ૭ શાન્તિ ૧૬-૪૮૯-૯૦.

शीतोष्णं चैव वायुश्च त्रयः शारीरजा गुणाः ।
तेषां गुणानां साम्यं यत्तदाहुः स्वस्थलक्षणम् ॥ ८ ॥

કફ, પિત્ત અને વાયુ એ ત્રણ શારિરિક ગુણ છે. જેનામાં એ ત્રણ સમભાવે રહે છે તેઓ નિરોગી કહેવાય છે. ૮.

तेषामन्यतमोद्रेके विधानमुपदिश्यते ।
उष्णेन बाध्यते शीतं शीतेनोष्णं प्रबाध्यते ॥ ९ ॥

જ્યારે એ ત્રણમાંથી કોઇ એક ગુણ પ્રબળ થાય ત્યારે તેનો ઉપાય કરવાને કહેલું છે કે, ઉષ્ણ ઔષધથી કફનું અને શિતળ ઔષધથી પિત્તનું નિવારણ કરવું. ૯.

सत्वं रजस्तम इति मानसाः स्युस्त्रयो गुणाः ।
तेषां गुणानां साम्यं यत् तदाहुःस्वस्थलक्षणम् ॥ १०॥

મનના પણ ત્રણ ગુણ છેઃ સત્વ, રજ અને તમ. જેઓમાં એ ત્રણ ગુણ સમભાવે રહે છે તેઓ નિરોગી કહેવાય છે. ૧૦.

तेषामन्यतमोद्रेके विधानमुपदिश्यते ।
हर्षेण बाध्यते शोको हर्षः शोकेन बाध्यते ॥ ११ ॥

તે ગુણોમાંથી કોઇએક ગુણ પ્રબળ થાય ત્યારે તેનો ઉપાય કહેલો છે કે, હર્ષથી શોકનું નિવારણ થાય છે અને શોકથી હર્ષનું નિવારણ થાય છે. ૧૧.

रोगमादौ परीक्षेत ततोऽनन्तरमौषधम् ।
ततः कर्म भिषक् पश्चात् ज्ञानपूर्वं समाचरेत् ॥ १२ ॥

---

૮, ૯, ૧૦, ૧૧. શાન્તિ ૧૬-૪૯૨, ૯૩, ૯૪, ૯૫.

પ્રથમ રોગની પરિક્ષા કરીને પછી ઔષધ કરવું. તે પછી વૈદે વિચાર કરીને બીજી ક્રિયાઓ કરવી. ૧૨.

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥ १३ ॥

તેજ ખરૂં ઔષધ છે કે જેનાથી આરોગ્ય પ્રાપ્ત થાય, અને તેજ શ્રેષ્ઠ વૈદ છે કે જે રોગથી મુક્ત કરી શકે. ૧૩.

---

# दशमोऽध्यायः ।

## તેજ અને ક્ષમા.



पुरं विषहते यस्मात्तस्मात् पुरुष उच्यते ।
तमाहुर्व्यर्थमात्मानं स्त्रीवद्य इह जीवति ॥ १ ॥

પ્રાણી પુર એટલે આવેશને સહન કરે છે તેથી તે 'પુરૂષ' કહેવાય છે, અને જે પ્રાણી આ જગતમાં સહન ન કરતાં સ્ત્રીની પેઠે જીવન ગાળે છે તેનું 'પુરૂષ' એવું નામ વ્યર્થ છે. ૧.

उद्यच्छेदेव न नमेदुद्यमो ह्येव पौरुषम् ।
अप्यपर्वणि भज्येत न नमेदिह कर्हिचित् ॥ २ ॥

જગતમાં નિર્ધનતા સહન કરવી પણ નમવું નહિ. ઉદ્યમ કરવો પણ નમવું નહિ. ઉદ્યમ એજ પુરૂષનું લક્ષણ છે. ૨.

---

૧૨ ચરક દત્તાદિ ગ્રંથ ધૃત વચન. ૧૩. ચરક ૧ અધ્યાય.

૧ ઉદ્યોગ ૧૩૨–૪૫૨૯. ૨ ઉદ્યોગ ૧૨૬–૪૨૫૧.

वलशौर्याद्यभावश्च पुरुषाणां गुणैर्विना ।
लंघनीयः समस्तस्य वलशौर्यविवर्जितः ॥ ३ ॥

પુરૂષોમાં ગુણો વિના બળ અને પરાક્રમ વિગેરેનો અભાવજ છે, અને બળ પરાક્રમ વિનાના પુરૂષને સર્વ કોઈ દબાવે છે. ૩.

परवीर्यं समाश्रित्य यः समाह्वयते परान् ।
अशक्तः स्वयमादातुमेतदेव नपुंसकम् ॥ ४ ॥

પોતે અશકત હોવાથી પારકાના બળ પર આધાર રાખીને શત્રુ સાથે લડવું એજ નપુંશકપણું છે. ૪.

स्ववीर्यं समाश्रित्य यः समाह्वयति वै परान् ।
अभीतो युध्यते शत्रून् स वै पुरुष उच्यते ॥ ५ ॥

જે પુરૂષ પોતાના બળપર આધાર રાખીને શત્રુને બોલાવે છે અને નિર્ભયપણે શત્રુ સાથે યુદ્ધ કરે છે તેજ પુરૂષ કહેવાય છે. ૫.

न श्रेयः सततं तेजो न नित्यं श्रेयसी क्षमा ।
इति तात विजानीहि द्वयमेतदसंशयम् ॥ ६ ॥

સર્વ સમયે તેજસ્વિપણું રાખવાથી લાભ નથી, તેમ સર્વ સમયે ક્ષમા કરવાથી પણ લાભ નથી; માટે એ બંને ગુણોનું યોગ્ય સેવન લાભદાયક છે, એમ નક્કી સમજવું. ૬.

तथैव यः क्षमाकाले क्षत्रियो नोपशाम्यति ।
अप्रियः सर्वभूतानां सोऽमुत्रेह च नश्यति ॥ ७ ॥

૩ વિષ્ણુ પુરાણ ૧-૯-૩૦. ૪, ૫, ઉદ્યોગ પર્વ. ૬ વન ૨૮-૬. ૭ વન ૨૭-૩૯.

તેમજ જે ક્ષત્રિય ક્ષમાને સમયે ક્ષમા કરતો નથી તે સર્વ પ્રાણિઓને અપ્રિય થાય છે, અને આ લોકમાં તથા પરલોકમાં તેનો નાશ થાય છે. ૭.

क्रोधो हन्ता मनुष्याणां क्रोधो भावयिता पुनः ।
इति विधि महाप्राज्ञे क्रोधमूलौ भवाभवौ ॥ ८ ॥

ક્રોધ મનુષ્યનો સંહાર કરે છે, અને ક્રોધ મંગળનું કારણ થાય છે. શુભ અને અશુભનું કારણ ક્રોધ છે, એમ જાણવું. ૮.

तेजस्वीति यमाहुर्वै पंडिता दीर्घदर्शिनः ।
न क्रोधोऽभ्यन्तरस्तस्य भवतीति विनिश्चितः ॥ ९ ॥

દીર્ઘદર્શી પંડિતો જેને તેજસ્વી કહે છે તેવા પુરૂષના અંતરમાં ક્રોધ રહેતો નથી, એવો નિશ્ચય છે. ૯.

यस्तु क्रोधं समुत्पन्नं प्रज्ञया प्रतिबाधते ।
तेजस्विनं तं विद्वांसो मन्यन्ते तत्त्वदर्शिनः ॥ १० ॥

જે પુરૂષ ઉત્પન્ન થયેલા ક્રોધને બુદ્ધિવડે સમાવી દે છે તેનેજ તત્વદર્શી વિદ્વાન પુરૂષો તેજસ્વિ માને છે. ૧૦.

यदि न स्युर्मानुषेषु क्षमिणः पृथिवीसमाः ।
न स्यात्सन्धिर्मनुष्याणां क्रोधमूलो हि विग्रहः ॥ ११ ॥

ક્રોધજ લડાઈનું મૂળ છે. માટે જે મનુષ્યોમાં પૃથ્વીના જેવી ક્ષમાવાળા પુરૂષો નથી તે મનુષ્યોમાં સંપ થતો નથી. ૧૧.

अभिशप्ता ह्यभिशपेद्वाहन्याद् गुरुणा हतः ।
एवं विनाशो भूतानामधर्मः प्रथितो भवेत् ॥ १२ ॥

---

૮, ૯, ૧૦, ૧૧, વનપર્વ ૨૯–૧, ૧૬, ૧૭, ૨૫.

શાપ આપનારને સામો શાપ આપવો અને ગુરૂ શિક્ષા કરે તેમને સામી શિક્ષા કરવી, એવું થાય તો પ્રાણીઓનો વિનાશ થાય અને અધર્મ વધી જાય. ૧૨.

काले मृदुर्यो भवति काले भवति दारुणः ।
स वै सुखमवाप्नोति लोकेऽमुष्मिन्परत्र च ॥ १३ ॥

જે પુરૂષ કોમળતાને સમયે કોમળ થાય છે, અને તીક્ષ્ણતાને સમયે તીક્ષ્ણ થાય છે તે આ લોકમાં અને પરલોકમાં સુખને પામે છે. ૧૩.

मृदुना दारुणं हन्ति मृदुना हन्त्यदारुणम् ।
नासाध्यं मृदुना किंचित्तस्मात्तीव्रतरं मृदु ॥ १४ ॥

"કોમળતા" એ તીક્ષ્ણતાને હણે છે, તેમજ તે કોમળતાને પણ હણે છે. કોમળતાવડે ન બને એવું કશુંજ નથી, માટે કોમળતા એ ઘણો બળવાન ઉપાય છે. ૧૪.

अबुद्धिमाश्रितानान्तु क्षन्तव्यमपराधिनाम् ।
न हि सर्वत्र पांडित्यं सुलभं पुरुषेण वै ॥ १५ ॥

અજ્ઞાનતાને લીધે જે મનુષ્ય અપરાધી થાય તે ક્ષમા કરવા યોગ્ય છે, કેમકે બધા પુરૂષોને પંડિતાઇ પ્રાપ્ત થવી સુલભ નથી. ૧૫.

पूर्वोपकारी यस्ते स्यादपराधे गरीयसि ।
उपकारेण तत्तस्य क्षन्तव्यमपराधिनः ॥ १६ ॥

---

૧૨ વન ૨૯–૨૬. ૧૩ વન ૨૮–૨૫. ૧૪ વન ૨૮–૩૨.
૧૫ વન ૨૮–૨૮. ૧૬ વન ૨૮–૨૯.

જે મનુષ્યે પૂર્વે ઉપકાર કર્યાં હોય તે જો કોઈ મોટો અપરાધ કરે તોપણ તે ઉપકારને બદલે તેનો અપરાધ ક્ષમા કરવો. ૧૬.

क्षमा वशीकृतिर्लोके क्षमया किं न साध्यते ।
क्षमा गुणो ह्यशक्तानां शक्तानां भूषणं क्षमा ॥ १७ ॥

ક્ષમાથી કયું કાર્ય થતું નથી? ક્ષમાવડે લોકવશ થાય છે ક્ષમા એ અશકત મનુષ્યોનો ગુણ છે અને શકિતવાન પુરૂષોનું ભૂષણ છે. ૧૭.

क्षमावतामयं लोकः परश्चैव क्षमावताम् ।
इह संमानमर्हन्ति परत्र च शुभां गतिम् ॥ १८ ॥

ક્ષમાવાન પુરૂષને આલોક અને પરલોક બેઉ સુખદાયક છે. તેઓ આ લોકમાં સન્માન અને પરલોકમાં શુભગતિને પામે છે. ૧૮

---

# एकादशोऽध्यायः ।

## ઉદ્યમ અને ખંત.

---

आरभेतैव कर्माणि श्रान्तः श्रान्तः पुनः पुनः ।
कर्माण्यारभमाणं हि पुरुषं श्रीर्निषेवते ॥ १ ॥

મનુષ્ય કર્મો કરી કરીને વારંવાર થાકી જાય તો પણ તેણે ફરી ફરીથી તે કાર્ય આરંભવું. એવી રીતે કર્મનો આરંભ કરનારા પુરૂષનેજ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. ૧.

---

૧૫ વન ૨૮–૨૮. ૧૬ વન ૨૮–૨૯. ૧૭ વન ૨૯–૪૨. ૧૮ વન ૨૯–૪૩. ૧ મનુ ૯–૩૦૦.

नात्मानमवमन्येत पूर्वाभिरसमृद्धिभिः ।
अमृत्योः श्रियमन्विच्छे मन्यते तां न दुर्लभाम् ॥ २ ॥

પોતાની પાસે સમૃદ્ધિ ન હોય તો તે માટે પ્રયત્ન કર્યા-વિના પ્રથમથીજ પોતાની અયોગ્યતાને માની લેવી નહિં, પરંતુ મૃત્યુ પર્યંત સંપત્તિ મેળવવા ઇચ્છા રાખવી અને તે દુર્લભ છે એમ ન માનવું. ૨.

तच्चेदफलमस्माकमपराधो न मे क्वचित् ।
इति धीरोऽन्ववेक्ष्यैव नात्मानं तत्र गर्हयेत् ॥ ३ ॥

પોતાનું ધારેલું કાર્ય નિષ્ફળ થાય તો તેમાં "મારો કાંઇ અપરાધ નથી" એ પ્રકારે ધીર પુરૂષે મનમાં વિચાર કરીને પોતાની નિંદા કરવી નહિ. ૩.

यं विषादोऽभिभवति विक्रमे समुपास्थिते ।
तेजसा तस्य हीनस्य पुरुषार्थो न विद्यते ॥ ४ ॥

પરાક્રમ કરવાને સમયે જે પુરૂષ ખેદથી હારી જાય છે તે તેજરહિત પુરૂષમાં પુરૂષાર્થ રહેતું નથી. ૪.

नत्वेवात्माऽवमन्तव्यः पुरुषेण कदाचन ।
न ह्यात्मपरिभूतस्य भूतिर्भवति शोभना ॥ ५ ॥

પોતાને ધિક્કારનારા પુરૂષને સારી સંપત્તિ પ્રાપ્ત થતી નથી. માટે પુરૂષે કદીપણ પોતાનો ધિક્કાર કરવો નહિ. ૫.

---

૨. મનુ ૪–૧૩૭. ૩ વન ૩૨–૪૯. ૪ વન ૨૧૫–૨૭.
૫ વન ૩૨–૫૮.

अवश्यं क्रियमाणस्य कर्मणो दृश्यते फलम् ।
न हि निर्वेदमागम्य किंचित् प्राप्नोति शोभनम् ॥ ६ ॥

કર્મ કરનાર પુરુષને અવશ્ય તેનું ફળ જણાય છે. પરંતુ કાયર થઇને મૂકીદેવાથી કાંઇપણ સારૂં ફળ થતું નથી. ૬.

यथाशक्ति चिकीर्षन्ति यथाशक्ति च कुर्वते ।
न किंचिदवमन्यन्ते नराः पंडितबुद्धयः ॥ ७ ॥

જેઓ યથાશકિત ઇચ્છા કરે છે અને યથાશકિત પુરૂષાર્થ કરે છે તથા કદીપણ અપમાન કરતા નથી તેઓ પંડિત અને બુદ્ધિવાન છે. ૭.

अवृद्धा मानुषाः सर्वे निबद्धाः कर्मणोर्द्वयोः ।
दैवे पुरुषकारे च परं ताभ्यां न विद्यते ॥ ८ ॥

બાળકથી વૃદ્ધ સુધીના સર્વ મનુષ્યો દૈવ અને પુરૂષાર્થ એવાં બે પ્રકારનાં કર્મોમાં બંધાયલા છે. તે વિના બીજું કાંઇ જણાતું નથી. ૮.

न हि दैवेन सिध्यन्ति कार्याण्येकेन सत्तम ।
न चापि कर्मणैकेन द्वाभ्यां सिद्धिस्तु योगतः ॥ ९ ॥

એકલા દૈવથી તેમજ એકલા પુરૂષાર્થથી પણ મનુષ્યોનાં કાર્યો સિદ્ધ થતાં નથી, પરંતુ તે બંનેના સંયોગથીજ સિદ્ધ થાય છે. ૯.

૬ વન ૨૧૫-૨૪. ૭ ઉદ્યોગ ૩૨-૯૯૧.
૮ સૌપ્તિક ૨-૭૧. ૯ સૌપ્તિક ૨-૩.

सुखं दुःखान्तमालस्यं दुःखं दाक्ष्यं सुखोदयम् ।
भूतिस्त्वेवं श्रिया सार्द्धं दक्षे वसति नालसे ॥ १० ॥

દુઃખને અંતે સુખ, આલસ્યને અંતે દુઃખ અને ડહાપણને અંતે સુખનો ઉદય થાય છે, તેમજ વૈભવ તથા સંપત્તિપણ ડાહ્યા પુરૂષોનેજ આવી મળે છે. આળસુઓને નહિ. ૧૦.

अलक्ष्मीराविशत्येनं शयानमलसं नरम् ।
निःसंशयं फलं लब्ध्वा दक्षो भूतिमवाप्नुते ॥ ११ ॥

આલસ્યમાં પડેલા પુરૂષને નિર્ધનતાજ પ્રાપ્ત થાય છે અને ડાહ્યોપુરૂષ પોતાના પુરૂષાર્થનું ફળ મેળવીને વૈભવને પામે છે. એમાં સંશય નથી. ૧૧.

श्वकार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।
न हि प्रतीक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥ १२ ॥

મનુષ્યે પોતાને કાલે કરવાનું કાર્ય આજ કરવું અને બપોરે કરવાનું હોય તે સવારે કરવું. કારણ કે આ પુરૂષનું કામ સિદ્ધ થયું કે નથી થયું તેની મૃત્યુ વાટ જોતું નથી. ૧૨.

सिद्धिर्वाप्यथवाऽसिद्धिरप्रवृत्तिरतोऽन्यथा ।
बहूनां समवाये हि भावानां कर्मसिद्धयः ॥ १३ ॥

કાર્યની સિદ્ધિ થાય અથવા ન થાય તોપણ આળસ પરાયણ થવું નહિં. કારણકે ઘણાં કારણો ભેળાં થવાથીજ કાર્યની સિદ્ધિ થાય છે. ૧૩.

૧૦ શાંતિ ૧૭૪-૬૪૯૬. ૧૧ વન ૩૨-૪૨.
૧૨ શાંતિ ૧૭૫-૬૫૩૬. ૧૩ વન ૩૨-૫૧.

गुणाभावे फलं न्यूनं भवत्यफलमेव च ।
अनारंभे तु न फलं न गुणो दृश्यते कचित् ॥ १४ ॥

મનુષ્યમાં યોગ્ય ગુણ ન હોય તો ફળ ઓછું મળે છે અ વા નિષ્ફળતા મળે છે, પરંતુ આરંભ ન કર્યો હોય તો નથી કાંઈ ફળ મળતું કે નથી ગુણો જોવામાં આવતા. ૧૪.

निश्चित्य यः प्रक्रमते नान्तर्वसति कर्मणः ।
अवन्ध्यकालो वश्यात्मा स वै पंडित उच्यते ॥१५॥

જે પુરૂષ નિશ્ચય પૂર્વક કાર્યમાં પ્રવૃત્ત થાય છે અને કાર્ય પૂર્ણ થયા વિના શાન્ત થતો નથી તથા જેનો સમય નિષ્ફળ જતો નથી અને જેણે મનને વશ કરેલું છે તેજ પંડિત કહેવાય છે. ૧૫.

आलस्यं मदमोहौ च चापल्यं गोष्ठिरेव च ।
स्तब्धता चाभिमानित्वं तथाऽत्यागित्वमेव च ॥
एते वै सप्त दोषाः स्युः सदा विद्यार्थिनां मताः ॥ १६ ॥

આલસ્ય, મદમોહ, ચપળતા, વૃથા વાર્તા, જડતા, અભિમાનીપણું, તથા લોભ એ પ્રમાણે વિદ્યાર્થીઓમાં સાત દોષો સદા રહેલા છે. ૧૬.

यत्र धीमानवेक्षेत श्रेयांसं बहुभिर्गुणैः ।
तस्मिन्नेवार्थं ततो लिप्सेत् कर्म चास्मै प्रयोजयेत् ॥ १७ ॥

બુદ્ધિમાન પુરૂષ જેનામાં ઘણા ગુણો હોય તેવા પુરુષને

---

૧૪ વન ૩૨-૫૨. ૧૫ ઉદ્યોગ ૩૨-૯૯૪.
૧૬ ઉદ્યોગ ૩૯-૧૫૩૬. ૧૭ વન ૩૨-૫૫.

જોવો પછી શાન્તિથી તેને મળવું અને પછી તેને પોતાના કાર્યમાં જોડવો. ૧૭.

अथाप्युपायं पश्येत दुःखस्य परिमोक्षणे ।
अशोचन्नारभेतैव मुक्तश्चाव्यसनी भवेत् ॥ १८ ॥

દુઃખમાંથી મુક્ત થવાનો ઉપાય શોધી કહાડવો અને શોક ન કરતાં તે ઉપાયનો આરંભ કરવો. મુક્ત પુરૂષ દુઃખરહિત થાય છે. ૧૮.

स्वभावाद्यत्नमातिष्ठेद्यत्नवान्नावसीदति ।
जरामरणरोगेभ्यः प्रियमात्मानमुद्धरेत् ॥ १९ ॥

સ્વભાવથી યત્ન કરવો. યત્નવાન પુરૂષ દુઃખી થતો નથી. પુરૂષે જરા, મરણ અને રોગોથી પોતાના પ્રિય આત્માનો ઉદ્ધાર કરવો. ૧૯.

भीतवत्संविधातव्यं यावद्भयमनागतम् ।
आगतन्तु भयं दृष्ट्वा प्रहर्त्तव्यमभीतवत् ॥ २० ॥

જ્યાંસુધી ભય ન આવી પડયો હોય ત્યાંસુધી મનુષ્યે ભયભીતની પેઠે તેનો ઉપાય વિચારવો જોઇએ, પરંતુ ભય આવી પડેલો જણાયેથી નિર્ભયની પેઠે તેનો નાશ કરવો. ૨૦.

व्यसनं चास्य कांक्षेत विवासं वा (युधिष्ठिर) ।
अपि सिन्धोर्गिरेर्वापि किं पुनर्मर्त्यधार्मिणः ॥ २१ ॥

મનુષ્યની તો શું વાત પરંતુ સમુદ્ર અથવા પહાડ પણ

૧૮ વન ૨૧૫–૨૫. ૧૯ શાંતિ ૩૩૩–૧૨૫૧૩.
૨૦ આદિ ૧૪૧–૭૭. ૨૧ વન ૩૨–૫૬.

વિરોધી થાય તો તે દુઃખ સહન કરવું અથવા બીજે સ્થળે જઈ રહેવું. ૨૧.

यस्य कृत्यं न विघ्नन्ति शीतमुष्णं भयं रतिः ।
समृद्धिरसमृद्धिर्वा स वै पण्डित उच्यते ॥ २२ ॥

શીત, તાપ, ભય, પ્રેમ, સમૃદ્ધિ અથવા અસમૃદ્ધિના કારણથી જે પોતાનું કાર્ય છોડી દેતો નથી તેજ પંડિત કહેવાય છે. ૨૨.

---

## द्वादशोऽध्यायः ।

### વિજ્ઞતા.

न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः ।
यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥ १ ॥

માથાના વાળ ધોળા થવાથીજ વૃદ્ધ થવાતુ નથી, પરંતુ યુવાન હોવા છતાં પણ જે વિદ્વાન હોય તે મનુષ્યને દેવતાઓ વૃદ્ધ કહે છે. ૧.

धर्ममर्थं च कामं च त्रीनेतान् योऽनुपश्यति ।
अर्थमर्थानुबन्धं च धर्मन्धर्मानुबंधनम् ॥ २ ॥
कामं कामानुबन्धं च विपरीतान् पृथक् पृथक् ।
यो विचिन्त्य धिया धीरो व्यवस्यति स बुद्धिमान् ॥३॥

---

૨૨ ઉદ્યોગ ૩૨–૪૯૪. ૧ મનુ ૨–૧૫૬. ૨–૩ આદિ ૧૦૫–૨૧.

ધર્મ, અર્થ તથા કામ એ ત્રણેને જે પુરૂષ જાણે છે અને તેના સ્વરૂપોને તથા તેને સિદ્ધ કરવામાં સહાયક તેમજ વિપરીત એટલે બાધક થનારાં સાધનોનો જુદો જુદો વિચાર કરીને જે ધીરપુરૂષ તેની વ્યવસ્થા કરે છે તે બુદ્ધિમાન છે. ૨-૩.

अनुबन्धानपेक्षेत सानुबन्धेषु कर्मसु ।
सम्प्रधार्य्य च कुर्वीत न वेगेन समाचरेत् ॥ ४ ॥

સર્વ કર્મો સાધનો સાથે અનુબંધવાળાં છે માટે પ્રથમ સાધનોનો વિચાર કરવો જોઈએ તથા તે પછી યોગ્ય નિશ્ચય કરીને કાર્યનો આરંભ કરવો જોઈએ, પરંતુ ઉતાવળથી કંઈ કરવું નહિ. ૪.

अनुबन्धं च संप्रेक्ष्य विपाकश्चैव कर्मणाम् ।
उत्थानमात्मनश्चैव धीरः कुर्वीत वा न वा ॥ ५ ॥

કર્મના સાધનો, પરિણામ તથા પોતાનો પુરૂષાર્થ એ સર્વનો વિચાર કરીને ધીરપુરૂષે યોગ્ય લાગે તો તે કર્મ કરવું અથવા ન કરવું. ૫.

किं नु मे स्यादिदं कृत्वा किं नु मे स्यादकुर्वतः ।
इति कर्माणि संचिंत्य कुर्याद्वा पुरुषो न वा ॥ ६ ॥

આ કાર્ય કરવાથી શું પરિણામ થશે અને નહિ કરવાથી શું પરિણામ થશે એવો વિચાર કરીને પુરુષે યોગ્ય લાગે તો કાય કરવું અથવા ન કરવું. ૬.

---

૪ ઉદ્યોગ ૩૩-૧૧૦૧. ૫ ઉદ્યોગ ૩૩-૧૧૦૨.
૬. ઉદ્યોગપર્વ ૩૩-૧૧૧૨?

तत्त्वज्ञः सर्वभूतानां योगज्ञः सर्वकर्मणाम् ।
उपायज्ञो मनुष्याणां नरः पण्डित उच्यते ॥ ७ ॥

જે પુરૂષ સર્વ પ્રાણીઓના તત્વને જાણનારો છે તથા સર્વ કર્મોના યોગને જાણનારો છે અને મનુષ્યોનાં દુઃખોના ઉપાયોને જાણે છે તે પુરૂષ પંડિત કહેવાય છે. ૭.

अवस्थानुगताश्चेष्टाः समयानुगताः क्रियाः ।
तस्मादवस्थां समयं वीक्ष्य कर्म समाचरेत् ॥ ८ ॥

અવસ્થાને અનુસરીને કરેલો પરિશ્રમ અને સમયને અનુસરીને કરેલી ક્રિયા સફળ થાય છે. તેથી અવસ્થા અને સમયને જોઇનેજ કાર્ય કરવું. ૮.

प्रस्तावसदृशं वाक्यं सद्भावसदृशं प्रियम् ।
आत्मशक्तिसमं कोपं यो जानाति स पण्डितः ॥ ९ ॥

પ્રસંગ પ્રમાણેજ વચન કહેવું, સદ્‌ભાવ પ્રમાણેજ પ્રિય કાર્ય કરવું અને પોતાના શક્તિ પ્રમાણેજ ક્રોધ કરવો. એટલા વાનાં જે પુરૂષ જાણે છે તે પંડિત છે. ૯.

अकालज्ञः सुदुर्मेधाः कार्याणामविशेषवित् ।
वृथाचारसमारंभी प्रेत्य चेह विनश्यति ॥ १० ॥

સમયને ન જાણનારો, મંદબુદ્ધિવાળો, કાર્યનાં સાધન તથ પરિણામ ઈત્યાદિથી અજાણ્યો તથા કાર્યનો વૃથાજ સમારંભ કરનારા મનુષ્યનો આ લોક તથા પરલોકમાં વિનાશ થાય છે. ૧૦

૭ ઉદ્યોગ પર્વ. ૮ મહાનિર્વાણ ૮–૫૯. ૯ હિત ૩૦૮.
૧૦ વન ૧૬૨–૭.

देशकालौ तु संप्रेक्ष्यौ बलाबलमथात्मनः ।
नादेशकाले किंचित्स्याद् देशकालौ प्रतीक्षताम् ॥ ११ ॥

દેશ, કાળ તથા પોતાનું બળ અને નિર્બળતા જોવા જોઇએ યોગ્ય દેશકાળ વિના કોઈ કાર્ય થતું નથી માટે દેશકાળ જોઇને તે પ્રમાણેજ વર્તવું. ૧૧.

अर्थं महान्तमासाद्य विद्यामैश्वर्यमेव वा ।
विचरत्यसमुन्नद्धो यः स पण्डित उच्यते ॥ १२ ॥

અતિશય ધન, વિદ્યા તેમજ ઐશ્વર્યને પ્રાપ્ત કરીને જે પુરુષ નમ્રતાથી વર્તે છે તેને પંડિત કહે છે. ૧૨.

अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः ।
सर्वत्र सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदाः ॥ १३ ॥

ભ્રમર જેમ પુષ્પોમાંથી સુગંધ ગ્રહણ કરે છે તેમ કુશળ પુરૂષે ન્હાનાં અને મ્હોટાં સર્વ શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો. ૧૩

युक्तिशास्त्रं च ते ज्ञेयं शब्दशास्त्रं च ( भारत । )
गान्धर्वशास्त्रं च कला परिज्ञेया ( नराधिप ) ॥ १४ ॥

મનુષ્યે ન્યાય શાસ્ત્ર, વ્યાકરણ શાસ્ત્ર, ગાંધર્વ શાસ્ત્ર તથા કળા એટલાં અવશ્ય જાણવા યોગ્ય છે. ૧૪.

पुराणमितिहासाश्च तथाख्यानानि यानि च ।
महात्मनां च चरितं श्रोतव्यं नित्यमेव च ॥ १५ ॥

પુરાણ, ઈતિહાસ, વિવિધ આખ્યાનો તથા મહાત્માઓનાં જીવન ચરિત્રો એ સર્વ નિત્ય શ્રવણ કરવાં જોઇએ. ૧૫.

---

૧૧ વન ૨૮-૩૩. ૧૨ ઉદ્યોગ ૩૨-૧૦૧. ૧૩ શ્રીમદ્ભાગવત ૧૧-૮-૧૦. ૧૪-૧૫ અનુશાસન ૧૦૪-૫૧૦૩-૫૧૦૪.

भारं स वहते तस्य ग्रंथस्यार्थं न वेत्ति यः ।
यस्तु ग्रंथार्थतत्वज्ञो नास्य ग्रंथागमो वृथा ॥ १६ ॥

વાંચવા કે સાંભળવા છતાં જે પુરૂષે ગ્રંથના અર્થને જાણતો નથી તે વૃથાજ ગ્રંથનો ભાર વહે છે. જે પુરૂષ ગ્રંથમ કહેલા અર્થના તત્વને જાણનારો છે તેનોજ ગ્રંથનો અભ્યાસ સફળ છે. ૧૬.

यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम् ।
लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति ॥ १७ ॥

જેને પોતાની બુદ્ધિ નથી તેને શાસ્ત્ર શું કરશે? ચક્ષુહિન મનુષ્યને દર્પણ શું લાભ કરશે? ૧૭.

उदीरितोऽर्थः पशुनापि गृह्यते हयाश्च नागाश्च वहन्ति देशिताः।
अनुक्तमप्यूहति पण्डितो जनः परेङ्गितज्ञानफला हि बुद्धयः१८

કહેલો અર્થતો પશુઓ પણ ગ્રહણ કરે છે, અને આજ્ઞા કરવાથી ઘોડા તથા હાથી ઓ પણ તે પ્રમાણે વર્તે છે. પરંતુ પંડિત પુરૂષોતો વગર કહેજ સામાના મનનો ભાવાર્થ સમજી જાય છે. કારણ કે બીજાના મનનો ભાવ સમજવો એ બુદ્ધિનું ફળ છે. ૧૮.

प्रवृत्तवाक् चित्रकथ ऊहवान् प्रतिभानवान् ।
आशुग्रंथार्थवक्ता च यः स पण्डित उच्यते ॥ १९ ॥

બોલાવામાં ચતુર, વિવિધ કથાઓને જાણનારો, તર્ક-

---

૧૬ શાંતિ ૩૨૭–૧૧૩૪૨. ૧૭–૧૮ હિત ૨૦૯–૩૦૬.
૧૯ ઉદ્યોગ ૩૨–૯૯૮.

શકિતવાળો, કહેલા મર્મને જાણનારો અને ઝડપથી ગ્રંથના અર્થને કહેનારો, એવો જે પુરૂષ હોય તે પંડિત કહેવાય છે. ૧૯.

अप्युन्मत्तात् प्रलपतो बालाच्च परिजल्पतः ।
सर्वतः सारमादद्यादश्मभ्य इव कांचनम् ॥ २० ॥

જેમ પથ્થરમાંથી કાંચન કહાડી લેવામાં આવે છે તેમ ગાંડા માણસનો બકવાદ તેમજ બાળકોના કાલાં કાલાં વચનો એ સર્વમાંથી સાર ગ્રહણ કરવો. ૨૦.

विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितम् ।
अमित्रादपि सद्वृत्तममेध्यादपि कांचनम् ॥ २१ ॥

અમૃત વિષયુકત હોય તો વિષને દૂર કરીને અમૃત ગ્રહણ કરવું. બાળક પણ હિતનું વચન કહે તો તે ગ્રહણ કરવું. શત્રુમાં પણ સારો ગુણ હોય તો ગ્રહણ કરવો, અને અપવિત્ર સ્થાનમાંથી પણ સુવર્ણ મળી આવે તો ગ્રહણ કરવું. ૨૧.

प्रभवन् पृच्छते यो हि संमानयति वा पुनः ।
नूनं मन्ये स धर्मात्मा पंडिताख्यां स गच्छति ॥ २२ ॥

જે મનુષ્ય પોતે જાણતો હોવા છતાં પણ બીજાને પૂછે છે અથવા તેનું સન્માન કરે છે તે નિશ્ચય પંડિત અને ધર્માત્મા કહેવાય છે. ૨૨.

ज्ञानविज्ञानसंपन्नानूहापोहविशारदान् ।
प्रवक्तॄन् पृच्छते योऽन्यान् स वै नापदमृच्छति ॥ २३ ॥

---

૨૦ ઉદ્યોગ ૩૩-૧૧૨૫. ૨૧ મનુ ૨-૨૩૯.
૨૩-૨૨ અનુશાસન

જે મનુષ્ય તર્ક વિતર્કમાં પાર દર્શી અને જ્ઞાન વિજ્ઞાન સંપન્નવક્તા ઓની સલાહ પૂછેછે તેને કદી વિપદ્દગ્રસ્ત થવું પડતું નથી. ૨૩.

अन्यथा वहुवुद्धयोढयो वाक्यं वदति संसदि ।
अन्यथैव ह्यहंवादी दुर्वलं वदते वचः ॥ २४ ॥

જે અહંકારી પુરૂષ સભામાં બીજાને હલકાં વચન કહે છે તે ઘણો બુદ્ધિ શાળી હેવા છતાં પણ દુર્બ ળ કહેવાય છે. ૨૪.

अनागतं हि वुध्येत यच्च कार्यं पुरःस्थितम् ।
न तु वुद्धिक्षयात् किंचिदतिक्रामेत् प्रयोजनम् ॥ २५ ॥

હાલ કરવાનાં તેમજ ભવિષ્યમાં કરવાના કામો ધ્યાનમાં રાખવાં-તેમ ન કરવાથી ધારેલા હેતુનું કોઇ સમયે ઉલ્લંઘન થઇ જાય છે. ૨૫.

नाप्राप्यमभिवांछन्ति नष्टं नेच्छन्ति शोचितुम् ।
आपत्सु न च मुह्यन्ति नराः पंडितवुद्धयः ॥ २६ ॥

જે અપ્રાપ્ત વસ્તુને મેળવવા ઇચ્છતા નથી અને નાશ પામેલાને શોચતા નથી તથા આપત્ કાળમાં પણ જે મોહ પામતા નથી તેવા પુરૂષો પંડિત કહેવાયછે. ૨૬.

रागे दर्पे च माने च द्रोहे पापे च कर्मणि ।
अप्रिये चैव कर्त्तव्ये चिरकारी प्रशस्यते ॥ २७ ॥

રાગ, અહંકાર, માન, દ્રોહ, પાપકર્મ તથા બીજાનું અહિત

૨૪ અનુશાસન ૧૪૬-૬૭૭૪-૬૭૭૫-૬૭૭૬.
૨૫ આદિ ૧૪૧-૭૯. ૨૬ ઉદ્યોગ ૩૨-૯૯૩. ૨૭ શાન્તિ ૨૬૭-૯૫૫૦.

એવાં કામો ધીમેથી વિચાર કરીને કરનારો પુરૂષ વખણાય છે. ૨૭.

वंधूनां सुहृदां चैव भृत्यानां स्त्रीजनस्य च ।
अव्यक्तेष्वपराधेषु चिरकारी प्रशस्यते ॥ २८ ॥

બંધુઓ, મિત્રો, નોકરો તથા સ્ત્રીજનો એઓના ગુપ્ત અપરાધો વિષે ધીમેથી વિચાર કરીને નિશ્ચય કરનારો પુરૂષ વખણાય છે. ૨૮.

सुखे वा यदि वा दुःखे वर्त्तमानो विचक्षणः ।
यश्चिनाति शुभान्येव स तंत्राणीह पश्यति ॥ २९ ॥

જે પુરૂષ સુખમાં તેમજ દુ:ખમાં ડહાપણથી વર્તે છે. અને જે શુભ તથા અશુભ પરિણામને જાણે છે તેજ શાસ્ત્રને જાણે છે. ૨૯.

निरर्थकलहं प्राज्ञो वर्जयेन्मूढसेवितम् ।
कीर्तिं च लभते लोके न चानर्थेन युज्यते ॥ ३० ॥

બુદ્ધિમાન મનુષ્ય મૂઢ લોકોની પેઠે નિરર્થક કલહ ન કરવાથી જગતમાં તે કીર્તિ મેળવે છે અને અનર્થ ઉત્પન્ન થતો નથી. ૩૦.

अप्रियस्य च पथ्यस्य परिणामः सुखावहः ।
वक्ता श्रोता च यत्रास्ति रमन्ते तत्र संपदः ॥ ३१ ॥

જે વાક્ય અપ્રિય છતાં પણ હિતકારી હોય તો તે પરિણામે

૨૮ શાંતિ ૨૬૭-૯૫૫૧. ૨૯ શાંતિ ૨૯૫-૧૦૭૭૬.
૩૦ ઉદ્યોગ ૩૭-૧૪૨૯ ૩૧ હિત ૩૮૭.

સુખને આપનારૂં થાય. એવાં વચનોના સાંભળનારા અને કહેનારા જ્યાં હોય છે ત્યાં સંપત્તિઓ રમણ કરે છે. ૩૧.

श्रोतव्यं हितकामानां सुहृदां हितमिच्छता ।
अकर्तव्यो हि निर्बन्धो निर्बन्धो हि क्षयोदयः ॥ ३२ ॥

શુભની ઈચ્છા વાળા પુરૂષે પોતાના હિતેચ્છુ મિત્રોનાં વાક્ય સાંભળવાં જોઈએ. હઠ કરવી જોઈએ નહિ, કારણકે હઠ કરવાથી નાશ થાય છે. ૩૨.

सुहृदां हितकामानां यः शृणोति न भाषितम् ।
विपत् सन्निहिता तस्य स नरः शत्रुनंदनः ॥ ३३ ॥

શુભેચ્છક મિત્રોની વાતને જે પુરૂષ સાંભળતો નથી તેને વિપત્તિ વહેલી આવે છે અને તે પુરૂષ શત્રુઓને અનંદ આપનારો થાય છે. ૩૩.

योऽसत्सेवी वृथाचारो न श्रोता सुहृदां सताम् ।
परान्वृणीते स्वान् द्वेष्टि तं गौस्त्यजति (भारत) ॥ ३४ ॥

અસાધુઓનું સેવન કરનારો, વૃથાકામો કરનારો, મિત્રોનું કહેવું ન સાંભળનારો, પારકાઓનો આદર કરનારો, પોતાના જનોનો દ્વેષ કરનારો એવા પુરૂષનો પૃથ્વી ત્યાગ કરે છે. ૩૪.

दुर्जनः परिहर्त्तव्यो विद्ययालंकृतोऽपि सन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥ ३५ ॥

દુષ્ટ માણસ વિદ્યા ભણેલો હોય તોપણ તેનો ત્યાગ કરવો. મણી ધારણ કરેલો સર્પ શું ભયંકર નથી.? ૩૫.

૩૨ ઉદ્યોગ ૧૨૨–૪૧૨૭. ૩૩ હિત ૧૧૭.
૩૪ ઉદ્યોગ ૧૨૩–૪૧૪૯. ૩૫ હિત ૧૩૧.

એવાં કામો ધીમેથી વિચાર કરીને કરનારો પુરૂષ વખણાય છે. ૨૭.

बंधूनां सुहृदां चैव भृत्यानां स्त्रीजनस्य च ।
अव्यक्तेष्वपराधेषु चिरकारी प्रशस्यते ॥ २८ ॥

બંધુઓ, મિત્રો, નોકરો તથા સ્ત્રીજનો એઓના ગુપ્ત અપરાધો વિષે ધીમેથી વિચાર કરીને નિશ્ચય કરનારો પુરૂષ વખણાય છે. ૨૮.

सुखे वा यदि वा दुःखे वर्त्तमानो विचक्षणः ।
यश्चिनाति शुभान्येव स तंत्राणीह पश्यति ॥ २९ ॥

જે પુરૂષ સુખમાં તેમજ દુઃખમાં ડહાપણથી વર્તે છે. અને જે શુભ તથા અશુભ પરિણામને જાણે છે તેજ શાસ્ત્રને જાણે છે. ૨૯.

निरर्थकलहं प्राज्ञो वर्जयेन्मूढसेवितम् ।
कीर्तिं च लभते लोके न चानर्थेन युज्यते ॥ ३० ॥

બુદ્ધિમાન મનુષ્ય મૂઢ લોકોની પેઠે નિરર્થક કલહ ન કરવાથી જગતમાં તે કીર્તિ મેળવે છે અને અનર્થ ઉત્પન્ન થતો નથી. ૩૦.

अप्रियस्य च पथ्यस्य परिणामः सुखावहः ।
वक्ता श्रोता च यत्रास्ति रमन्ते तत्र संपदः ॥ ३१ ॥

જે વાકય અપ્રિય છતાં પણ હિતકારી હોય તો તે પરિણામે

૨૮ શાંત ૨૬૭–૯૫૫૧. ૨૯ શાંતિ ૨૯૫–૧૦૭૭૬.
૩૦ ઉદ્યોગ ૩૭–૧૪૨૯ ૩૧ હિત ૩૮૭.

સુખને આપનારૂં થાય. એવાં વચનોના સાંભળનારા અને કહેનારા જ્યાં હોય છે ત્યાં સંપત્તિઓ રમણ કરે છે. ૩૧.

श्रोतव्यं हितकामानां सुहृदां हितमिच्छता ।
अकर्तव्यो हि निर्बन्धो निर्बन्धो हि क्षयोदयः ॥ ३२ ॥

શુભની ઈચ્છા વાળા પુરૂષે પોતાના હિતેચ્છુ મિત્રોનાં વાક્ય સાંભળવાં જોઈએ. હઠ કરવી જોઈએ નહિ, કારણકે હઠ કરવાથી નાશ થાય છે. ૩૨.

सुहृदां हितकामानां यः शृणोति न भाषितम् ।
विपत् सन्निहिता तस्य स नरः शत्रुनंदनः ॥ ३३ ॥

શુભેચ્છક મિત્રોની વાતને જે પુરૂષ સાંભળતો નથી તેને વિપત્તિ વહેલી આવે છે અને તે પુરૂષ શત્રુઓને અનંદ આપનારો થાય છે. ૩૩.

योऽसत्सेवी वृथाचारो न श्रोता सुहृदां सताम् ।
परान्वृणीते स्वान् द्वेष्टि तं गौस्त्यजाति (भारत) ॥ ३४ ॥

અસાધુઓનું સેવન કરનારો, વૃથાકામો કરનારો, મિત્રોનું કહેવું ન સાંભળનારો, પારકાઓનો આદર કરનારો, પોતાના જનોનો દ્વેષ કરનારો એવા પુરૂષનો પૃથ્વી ત્યાગ કરે છે. ૩૪.

दुर्जनः परिहर्त्तव्यो विद्ययालंकृतोऽपि सन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥ ३५ ॥

દુષ્ટ માણસ વિદ્યા ભણેલો હોય તોપણ તેનો ત્યાગ કરવો. મણી ધારણ કરેલો સર્પ શું ભયંકર નથી.? ૩૫.

---

૩૨ ઉદ્યોગ ૧૨૨-૪૧૨૭. ૩૩ હિત ૧૧૭.
૩૪ ઉદ્યોગ ૧૨૩-૪૧૪૯. ૩૫ હિત ૧૩૧.

मंत्रयेत् सह विद्वद्भिः शक्तैः कर्माणि कारयेत् ।
स्निग्धैश्च नीतिविन्यसान् मूर्खान् सर्वत्र वर्जयेत् ॥ ३६ ॥

વિદ્વાન સાથે ગુપ્ત વાત કરવી, શક્તિવાન પાસે કાર્ય કરાવવું, સ્નેહી સાથે નીતિ અનીતિનો વિચાર કરવો અને મૂર્ખ મનુષ્યનો સર્વદા ત્યાગ કરવો. ૩૬.

प्रज्ञावृद्धं धर्मवृद्धं स्वबंधुम्
विद्यावृद्धं वयसा चापि वृद्धम् ।
कार्याकार्ये पूजयित्वा प्रसाद्य
यः संपृच्छेन्नो स मुह्येत् कदाचित् ॥ ३७ ॥

કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કામો વિષે જ્ઞાનવૃદ્ધ, ધર્મવૃદ્ધ, વયોવૃદ્ધ, અને વિદ્યાવૃદ્ધ એવા પોતાના સર્વ બંધુઓને માન આપીને તથા તેમને પ્રસન્ન કરીને તેમની જે સલાહ પૂછે છે તે પુરૂષ કદીપણ મુંઝાતો નથી. ૩૭.

परिच्छेदो हि पांडित्यं यदापन्ना विपत्तयः ।
अपरिच्छेदकर्तॄणां विपदः स्युः पदे पदे ॥ ३८ ॥

વિપત્તીઓ આવી પડી હોય ત્યારે પણ સમય પ્રમાણે વર્તવામાં પંડિતાઈ છે. જેઓ તેમ ન વર્તે તેમને પગલે પગલે વિપત્તિઓ આવી પડે છે. ૩૮.

सह सर्वाः समुत्पन्नाः प्रसमीक्ष्यापदो भृशम् ।
संयुक्तांश्च वियुक्तांश्च सर्वोपायान् सृजेद्बुध ॥ ३९ ॥

---

૩૬ વન ૧૫૦–૪૫. ૩૭, ૩૮ હિત ૧૯૦ ૩૯ મનુ ૭–૨૧૪.

આવી પડેલી સર્વ આપત્તિઓનો સારી રીતે વિચાર કરીને નજીકના તથા દૂરના સર્વ ઉપાયો બુદ્ધિમાન પુરૂષે કરવા જોઈએ. ૩૯.

यस्य यस्य हि यो भावस्तेन तेन हि तं नरम् ।
अनुप्रविश्य मेधावी क्षिप्रमात्मवशं नयेत् ॥ ४० ॥

જેનો જેવો સ્વભાવ હોય તે પ્રમાણે તેના અંતરમાં પ્રવેશ કરીને બુદ્ધિમાન મનુષ્યે તેને પોતાને વશ કરવો. ૪૦.

चलत्येकेन पादेन तिष्ठत्येकेन बुद्धिमान् ।
नासमीक्ष्य परं स्थानं पूर्वमायतनं त्यजेत् ॥ ४१ ॥

બુદ્ધિમાન પુરુષે એક પગ સ્થિર થયા પછીજ બીજો પગ મુકવો, બીજું સ્થાન જોયાવગર પ્રથમનું સ્થાન ત્યજવું નહિ.૪૧.

यो ध्रुवाणि परित्यज्य अध्रुवाणि निषेवते ।
ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्टमेव हि ॥४२॥

જે મનુષ્ય સ્થિર વસ્તુનો ત્યાગ કરીને અસ્થિર વસ્તુનું સેવન કરે છે તેની સ્થિર વસ્તુ નાશ પામે છે, અને અસ્થિર વસ્તુ તો નાશ થયેલીજ છે. ૪૨.

अनागतविधाता च प्रत्युत्पन्नमतिस्तथा ।
द्वावेतौ सुखमेधेते यद्भविष्यो विनश्यति ॥ ४३ ॥

સંકટ આવી પડ્યા પહેલાં ગોઠવણ કરનારા અને સમય-સૂચકતાવાળા એ બે જન સુખી થાય છે. જેઓ કેવળ ભવિષ્યપર આશા રાખે છે તેઓ નાશ પામે છે. ૪૩.

૪૦ હિત ૩૦૯. ૪૧ હિત ૧૪૪.
૪૨ હિત ૨૫૪. ૪૩ હિત ૫૯૪.

सुमंत्रिते सुविक्रान्ते सुकृते सुविचारिते ।
सिध्यन्त्यर्था महाबाहो दैवं चात्र प्रदक्षिणम् ॥ ४४ ॥

ઉત્તમ મંત્રણાપૂર્વક વિચાર કરીને સારા પરાક્રમસહિત કાર્ય કરવાથી અર્થ સિદ્ધ થાય છે અને દૈવ પણ તેમાં અનુકુળ થાય છે. ૪૪.

अल्पानामपि वस्तूनां संहतिः कार्यसाधिका ।
तृणैर्गुणत्वमापन्नैर्बध्यन्ते मत्तदन्तिनः ॥ ४५ ॥

જેમ તૃણ ભેળાં કરી બનાવેલાં દોરડાંથી બળવાન હાથી પણ બંધાય છે તેમ ન્હાની ન્હાની વસ્તુઓનો પણ સંગ્રહ કરવાથી તે કાર્યસાધક થાય છે. ૪૫.

सेवितव्यो महावृक्षः फलच्छायासमन्वितः ।
यदि दैवात् फलं नास्ति छाया केन निवार्यते ॥ ४६ ॥

આશ્રય લેવો પડે તો ફળ તથા છાયાવાળા મ્હોટા વૃક્ષનોજ લેવો. કેમકે કદાચ્ દૈવયોગને લીધે ફળ ન મળે તોપણ તેની છાયા તો કોઇથી અટકાવી શકાતી નથી. ૪૬.

कुलजे वृत्तसम्पन्ने धर्मज्ञे सत्यवादिनि ।
महापक्षे धनिन्यार्ये निक्षेपं निक्षिपेद्बुधः ॥ ४७ ॥

સારા કુળમાં ઉત્પન્ન થયેલો, સારા આચરણવાળો, ધર્મને જાણનારો, સત્યવાદી, મ્હોટા પક્ષવાળો, ધનવાન અને શ્રેષ્ઠ હોય એવા પુરૂષનેજ ડાહ્યા પુરૂષે ધનાદિ સોંપવું. ૪૭.

૪૪ વન ૩૬–૭. ૪૫ હિત ૭૫. ૪૬ હિત ૪૪૫. ૪૭ મનુ ૮–૧૭૯.

सुजीर्णमन्नं सुविचक्षणः सुतः सुशासिता स्त्री
नृपतिः सुसेवितः । सुचिन्त्य चोक्तं सुविचार्य यत्कृतं
सुदीर्घकालेऽपि न याति विक्रियाम् ॥ ४८ ॥

સારૂં જૂનું અન્ન, પંડિત પુત્ર, સારી કેળવાયેલી સ્ત્રી, સારી રીતે સેવેલો રાજા, સુવિચાર યુક્ત કહેલું વચન અને સારી રીતે વિચાર કરીને કરેલું કાર્ય એ સર્વ ઘણા કાળે પણ બગડતા નથી. ૪૮.

करिष्यन्न प्रभाषेत कृतान्येव तु दर्शयेत् ।
धर्मकामार्थकार्याणि तथा मंत्रो न भिद्यते ॥ ४९ ॥

જે કામો હજી કરવાનાં હોય તે કહેવાં નહિ, કર્યા પછીજ કહેવાં. ધર્મ, અર્થ અને કામ સંબંધી કાર્યો તથા તે સંબંધી ગુપ્ત વિચાર પ્રકટ ન થાય તેમ કરવું. ૪૯.

यस्य कृत्यं न जानन्ति मंत्रं वा मंत्रितं परे ।
कृतमेवास्य जानन्ति स वै पंडित उच्यते ॥ ५० ॥

જે પુરૂષનું કરવાનું કાર્ય, ગુપ્ત વિચાર, તથા કહેલી વાત બીજાઓ જાણી શકતા નથી, પરંતુ તેણે કરેલાં કામોજ જાણી શકે છે તેનેજ પંડિત કહે છે. ૫૦.

परं क्षिपति दोषेण वर्तमानः स्वयं तथा ।
यश्च क्रुध्यत्यनीशानः स च मूढतमो नरः ॥५१॥

---

૪૮ હિત ૬૨. ૪૯ ઉદ્યોગ ૩૭-૧૪૧૫. ૫૦ ઉદ્યોગ ૩૨-૯૯૩. ૫૧ ઉદ્યોગ ૩૨-૧૦૦૭.

જે પુરૂષ પોતેજ દોષમાં છતાં બીજાઓ ઉપર દોષ નાખે છે અને જે બીજાઓ ઉપર વિના કારણ ક્રોધ કરે છે તે પુરૂષ ઘણોજ મૂઢ છે. ૫૧.

वनस्पतेरपक्कानि फलानि प्रचिनोति यः ।
स नाप्नोति रसं तेभ्यो बीजं चास्य विनश्यति ॥५२॥

જે પુરૂષ વનસ્પતિનાં કાચાં ફળ ચુટી લે છે તે તેમાંથી રસ પ્રાપ્ત કરી શકતો નથી અને ઉલટાં બીજ પણ ખુવે છે. ૫૨.

यस्तु पक्कमुपादत्ते काले परिणतं फलम् ।
फलाद्रसं स लभते बीजाच्चैव फलं पुनः ॥ ५३ ॥

જે મનુષ્ય યોગ્યકાળે પાકેલું ફળ ગ્રહણ કરે છે તેને તે ફળમાંથી રસ મળે છે અને તેનાં બીજમાંથી પાછાં ફળ પણ મળે છે. ૫૩.

ऋणशेषोऽग्निशेषश्च व्याधिशेषस्तथैव च ।
पुनश्च वर्द्धते यस्मात् तस्मात् शेषं न कारयेत् ॥ ५४ ॥

દેવું, અગ્નિ અને વ્યાધિ એ થોડાં થોડાં હોય તોપણ પાછાં વધી જાય છે તેટલા માટે તેનો સમૂળો નાશ કરવો. ૫૪.

कांश्चिदर्थान् नरः प्राज्ञो लघुमूलान् महाफलान् ।
क्षिप्रमारभते कर्त्तुं न विघ्नयति तादृशान् ॥ ५५ ॥

બુદ્ધિમાન પુરુષ ન્હાની શરૂઆતવાળાં છતાં મહાન ફળને આપનાર કોઈપણ કાર્ય જલદી આરંભ કરે છે અને પછી તેમાં વિઘ્ન આવવા દેતો નથી. ૫૫.

---

૫૨–૫૩. ઉદ્યોગ ૩૩–૧૧૦૦૧. ૫૪ ચાણાક્ય.
૫૫ ઉદ્યોગ ૩૩–૧૧૧૫.

किमप्यास्ति स्वभावेन सुन्दरं वाप्यसुन्दरम् ।
तदेव रोचते यस्मै भवेत्ततस्य सुन्दरम् ॥ ५६ ॥

સ્વભાવથી સુંદર અથવા અસુંદર કંઇ વસ્તુ છે? જે જે વસ્તુ જેને જેને રૂચે છે તે તે વસ્તુ તેને તેને સુંદર લાગે છે. ૫૬.

न वृद्धिर्बहुमन्तव्या या वृद्धिः क्षयमावहेत् ।
क्षयोऽपि बहुमन्तव्यो यः क्षयो वृद्धिमावहेत् ॥ ५७ ॥

જે વૃદ્ધિ કરવાથી બીજાને હાની થાય છે તે વૃદ્ધિ માન આપવા યોગ્ય નથી, પરંતુ જે હાનીથી બીજાને લાભ થાય તેવી હાની બહુ માન આપવા યોગ્ય છે. ૫૭.

---

## त्रयोदशोऽध्यायः ।

## આત્મમર્યાદા અને પ્રભુસેવક.

---

अधोधः पश्यतः कस्य महिमा नोपचीयते ।
उपर्युपरि पश्यन्तः सर्व एव दरिद्रति ॥ १ ॥

પોતાને બીજાથી હલકો માનનાર કયો માણુસ મ્હોટાઇને પામતો નથી? પોતાને બીજાથી ઉંચા માનનારા સર્વ દરિદ્રતાને પામે છે. ૧.

---

૫૬ હિત ૩૧૦. ૫૭ ઉદ્યોગ ૩૮-૧૯૫૧. ૧ હિત ૨૫૭,

मणिर्लुण्ठति पादेषु काचः शिरसि धार्यते ।
यथैवास्ते तथैवास्तां काचः काचो मणिर्मणिः ॥ २ ॥

મણિ પગમાં રખડે છે અને કાચને મસ્તકપર ધારણ કર્યો છે તો ભલે તે તેમ રહો, પરંતુ કાચ તે કાચ અને મણિ તે મણિજ છે. ૨.

सेवया धनमिच्छद्भिः सेवकैः पश्य यत्कृतम् ।
स्वातंत्र्यं यच्छरीरस्य मूढैस्तदपि हारितम् ॥ ३ ॥

શરીરની સ્વતંત્રતા પણ જે મૂર્ખાએ છોડી દીધી છે, એવા સેવા કરીને ધનને ઇચ્છનારા સેવકો જે કામ કરે છે તે જુવો. ૩.

अबुधैरर्थलाभाय पण्यस्त्रीभिरिव स्वयम् ।
आत्मा संस्कृत्य संस्कृत्य परोपकारिणीकृतः ॥ ४ ॥

વેશ્યાઓ જેમ ધનના લાભને માટે શરીરને શોભાતું કરીને પારકાના ઉપભોગમાં આપે છે તેવી રીતે મૂર્ખ માણસો પણ ધનને માટે શરીરને સારૂં રાખીને પરાધીન કરે છે. ૪.

प्रणमत्युन्नतिहेतोर्जीवितहेतोर्विमुंचति प्राणान् ।
दुःखीयति सुखहेतोः को मूढः सेवकादन्यः ॥ ५ ॥

મોટા થવાને વાસ્તે પોતે નીચો થાય છે. જીવનના નિમિત્ત પ્રાણ આપે છે અને સુખના નિમિત્ત દુઃખી થાય છે એવો મૂઢ સેવક (ચાકર) વિના બીજો કોણ છે? ૫.

---

૨ હિત ૩૨૫. ૩ હિત ૨૭૭.
૪ હિત ૨૮૧. ૫ હિત ૨૮૪.

एतावज्जन्मसाफल्यं यदनायत्तवृत्तिता ।
ये पराधीनतां यातास्ते वै जीवन्ति के मृताः ॥ ६ ॥

પરાધીન રહ્યા વિના જીવનનો નિર્વાહ કરવો એજ જન્મની સફળતા છે, જેઓ પરાધીન છે તેઓને જો જીવતા કહીએ તો પછી મરેલા કોને કહેવા ? ૬.

अर्जितं स्वेन वीर्येण नाप्यपाश्रित्य कंचन ।
फलं शाकमपि श्रेयो भोक्तुं ह्यकृपणं गृहे ॥ ७ ॥

બીજાનો આશ્રય ન લેતાં પોતાના ઘરમાં પોતાના પુરુષાર્થથી મેળવેલા ફળ શાકનું સ્વતંત્રપણે ભોજન કરવું તેજ ઉત્તમ છે. ૭.

परस्य तु गृहे भोक्तुः परिभूतस्य नित्यशः ।
सुमृष्टमपि न श्रेयो विकल्पोऽयमतः सताम् ॥ ८ ॥

પરાયે ઘેર તિરસ્કાર પામીને નિત્ય પ્રતિ નાના પ્રકારનાં મિષ્ટાન્ન ભોજન કરવામાં આવે તો તે પણ સુખકારક નથી માટે સારા પુરૂષો તેમ કરવાને ઇચ્છતા નથી. ૮.

श्ववत् कीलालपो यस्तु परान्नं भोक्तुमिच्छति ।
धिगस्तु तस्य तद्भुक्तं कृपणस्य दुरात्मनः ॥ ९ ॥

બીજાનું રૂધીર પીનાર રાક્ષસની પેઠે, જે મનુષ્ય શ્વાનની પેઠે પરાયું અન્ન ખાવાને ઇચ્છે છે તે દુરાત્મા તથા કંજુસ મનુષ્યના તે ભોજનને ધિક્કાર છે. ૯.

---

૬ હિત ૨૭૯. ૭ વન ૧૯૩–૨૮. ૮ વન ૧૯૩–૨૯.
૯ વન ૧૯૩–૩૦.

अभिमतं यो अवगम्य भर्तुः सर्वाणि कार्याणि
करोत्यतन्द्रीः । वक्ता हितानामनुरक्त आर्यः
शक्तिज्ञ आत्मेव हि सोऽनुकम्प्यः ॥ १० ॥

જે મનુષ્ય પોતાના સ્વામીનો અભિપ્રાય જાણીને આળસ વિના સવ કાર્યો કરે છે, તથા હિત વચનને કહેનારો, પ્રીતિવાળો તથા કરેલા ઉપકારને જાણનારો છે તેના ઉપર પોતાના આત્મા સમાન દયા રાખવી. ૧૦,

यस्तात नो क्रुध्यति सर्वकालं भृत्यस्य भक्तस्य
हितैरतस्य । तस्मिन् भृता भर्त्तरि विश्वसंति
न चैनमापत्सु परित्यजन्ति ॥ ११ ॥

નોકર, આશ્રિતમનુષ્ય તથા શુભેચ્છક એ ત્રણેના ઉપર જે સર્વદા ક્રોધ કરતો નથી તેવા શેઠપર નોકરો વિશ્વાસ રાખે છે, અને આપત્તિમાં પણ તેનો પરિત્યાગ કરતા નથી. ૧૧.

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।
एतद्विद्यात् समासेन लक्षणं सुखदुःखयोः ॥ १२ ॥

પરાધીનતા એ સર્વ દુઃખ છે, સ્વાધીનતા એ સર્વ સુખ છે સુખ અને દુઃખનું સંક્ષેપમાં એ પ્રમાણે લક્ષણ જાણવું. ૧૨.



૧૦ ઉદ્યોગ ૩૬-૧૩૫૮. ૧૧ ઉદ્યોગ ૩૬-૧૩૫૫.
૧૨ મનુ ૪-૧૬૦.

# चतुर्दशोऽध्यायः ।

## બંધુતા અને સંસર્ગ.



परोऽपि हितवान् बंधुर्बन्धुरप्याहितः परः ।
अहितो देहजो व्याधिर्हितमारण्यमौषधम् ॥ १ ॥

પારકો હોવા છતાં પણ જો હિત કરનારો હોય તો તે બન્ધુ છે, અને બન્ધુ છતાં અહિત કરતો હોય તો તે પરાયો છે. રોગ એ પોતાના દેહથી ઉપજેલો છતાં પણ અહિત કરે છે, અને ઔષધ અરણ્યમાં થતું હોવાછતાં પણ તે હિત કારક છે. ૧.

औरसं कृतसम्बन्धं तथा वंशक्रमागतम् ।
रक्षितं व्यसनेभ्यश्च मित्रं ज्ञेयं चतुर्विधम् ॥ २ ॥

ઓરસ (પુત્ર), સંબંધથી થયેલા, વંશપરંપરાના, તથા દુઃખથી બચાવનારા એ ચાર પ્રકારના મિત્ર છે. ૨.

स्वाभाविकन्तु यन्मित्रं भाग्येनैवाभिजायते ।
तदकृत्रिमसौहार्दमापत्स्वपि न मुंचति ॥ ३ ॥

સ્વભાવ મળવાથી થનારો મિત્ર ભાગ્યમાં હોય તોજ મળે છે. કારણ કે તે અકૃત્રિમ એટલે સ્વાભાવિક મિત્રતા આપતૂ કાળે પણ છૂટતી નથી. ૩.

न मातरि न दारेषु न सोदर्ये न चात्मनि ।
विश्वासस्तादृशः पुंसां यावन्मित्रे स्वभावजे ॥ ४ ॥

---

૧ હિત ૩૫૯. ૨ હિત ૨૩૩. ૩ હિત ૨૪૮. ૪ હિત ૨૪૯.

મનુષ્યોને જેવો સ્વાભાવિક મિત્રમાં વિશ્વાસ હોય છે તેવો વિશ્વાસ માતામાં નથી હોતો, સ્ત્રીમાં નથી હોતો, ભાઇમાં નથી હોતો અને પોતામાં પણ નથી હોતો. ૪.

**शुचित्वं त्यागिता शौर्यं समानं सुखदुःखयोः ।**
**दाक्षिण्यं चानुरक्तिश्च सत्यता च सुहृद्गुणाः ॥ ५ ॥**

પવિત્રતા, ઉદારતા શૂરવીરતા, સુખ દુઃખમાં સમભાવ, ચતુરાઈ, પ્રેમ અને સત્યતા એટલા મિત્રના ગુણ છે. ૫.

**रहस्यभेदो याञ्चा च नैष्ठुर्यं चलचित्तता ।**
**क्रोधो निःसत्यता द्यूतमेतन्मित्रस्य दूषणम् ॥ ६ ॥**

ગુપ્ત વાત પ્રસિદ્ધ કરવી, યાચના કરવી, કુવચન, ચિત્તની અસ્થિરતા, ક્રોધ, જુઠ અને જુગાર એટલાં મિત્રના દુષણો છે. ૬.

**ययोरेव समं वित्तं ययोरेव समं श्रुतम् ।**
**तयोर्विवाहः सख्यं च न तु पुष्टविपुष्टयोः ॥ ७ ॥**

જેઓ ધનમાં સમાન છે તથા જ્ઞાનમાં જેઓ સમાન છે તેઓ વચ્ચેજ વિવાહ સબંધ તેમજ મિત્રતા થાય છે. હલકા અને મોટા મનુષ્યો વચ્ચે થતી નથી. ૭.

**ययोश्चित्तेन वा चित्तं नैभृतं निभृतेन वा ।**
**समेति प्रज्ञया प्रज्ञा तयोर्मैत्री न जीर्यति ॥ ८ ॥**

જેઓનું ચિત્ત, ગુપ્ત આચરણ તથા બુદ્ધિ એક બીજા સાથે સમાન હોય છે તેઓની મિત્રતા જીર્ણ થતી નથી અર્થાત તાજીજ રહે છે. ૮.

---

૫ હિત ૧૩૮. ૬ હિત ૧૪૦. ૭ આદિપર્વ ૧૩૨-૧૦.
૮ ઉદ્યોગ ૩૮-૧૪૯૩.

मत्या परीक्ष्य मेधावी बुद्ध्या संपाद्य चासकृत् ।
श्रुत्वा दृष्ट्वाथ विज्ञाय प्राज्ञैर्मैत्रीं समाचरेत् ॥ ९ ॥

ડાહ્યો મનુષ્ય યુક્તિવડે પરીક્ષા કરીને બુદ્ધિવડે વારંવાર યોગ્યતાનો નિશ્ચય કરીને તથા જોઈને, સાંભળીને અને વધારે ખાત્રી કરીને જે મનુષ્ય બુદ્ધિમાન માલૂમ પડે તેની સાથે મિત્રતા કરે છે. ૯.

दुर्बुद्धिमकृतज्ञं च च्छन्नं कूपं तृणैरिव ।
विवर्जयीत मेधावी तस्मिन् मैत्री प्रणश्यति ॥ १० ॥

બુદ્ધિમાન પુરૂષે દુર્બુદ્ધિવાળા અને કરેલા ગુણને નહિ જાણનારા મનુષ્યનો તૃણથી ઢંકાયલા કુવાની માફક પરિત્યાગ કરવો કેમકે તેવાની સાથે મિત્રતા ટકતી નથી. ૧૦.

परोक्षे कार्यहन्तारं प्रत्यक्षे प्रियवादिनम् ।
वर्जयेत्तादृशं मित्रं विषकुंभं पयोमुखम् ॥ ११ ॥

અંદર વિષથી ભરેલો હોય અને ઉપર દેખાવ માટે થોડું દૂધ હોય તેવા ઘડાનો જેમ ત્યાગ કરાય છે તેવીજ રીતે પાછળથી કાર્યની હાની કરે અને પ્રત્યક્ષમાં પ્રિય વચન બોલે એવા મિત્રનો ત્યાગ કરવો. ૧૧.

ये वै भेदनशीलास्तु सकामा निस्त्रपाः शठाः ।
ते पापा इति विख्याताः संवासे परिगर्हिताः ॥ १२ ॥

૯ ઉદ્યોગ ૩૮–૧૪૯૭. ૧૦ ઉદ્યોગ ૩૮–૧૪૯૭.
૧૧ હિત ૧૨. ૧૨ ઉદ્યોગ ૩૮–૧૪૫૭.

જેઓ જૂદાઈ કરાવનારા, કામનાવાળા, નિર્લજ અને શઠ છે તેઓ પાપી છે. માટે તેમની સાથે સહવાસ રાખવો નહિ. ૧૨.

यतते चापवादाय यत्नमारभते क्षये।
अल्पेप्यपकृते मोहान्न शान्तिमाधिगच्छति ॥ १३ ॥

થોડું પણ નુકશાન થવાથી જે ઓ બીજાપર અપવાદ મૂકે છે અને તેનો નાશ કરવાનો યત્ન કરે છે તે શાંતિને પામતા નથી. ૧૩.

तादृशैः संगतं नीचैर्नृशंसैरकृतात्मभिः ।
निशम्य निपुणं बुद्ध्या विद्वान् दूराद्विवर्जयेत् ॥ १४ ॥

વિદ્વાન પુરૂષે બુદ્ધિથી સારી રીતે વિચાર કરીને ઉપર જણાવ્યા જેવા નીચ, ઘાતકી અને કરેલા ગુણને નહિ જાણનારા મનુષ્યોનો સંગ દૂરથીજ ત્યજવો. ૧૪.

कृतज्ञं धार्मिकं सत्यमक्षुद्रं दृढभक्तिकम् ।
जितेन्द्रियं स्थितं स्थित्यां मित्रमत्यागि चेष्यते ॥ १५ ॥

કરેલાં ઉપકારને જાણનારો, ધાર્મિક, સત્ય વાદી, ઉદાર, દ્રઢ પ્રીતિવાળો, જીતેંદ્રિયં, મર્યાદા વાળો, દુઃખમાં પણ ત્યાગ ન કરે તેવો મિત્ર કરવો યોગ્ય છે. ૧૫.

दुष्कुलीनः कुलीनो वा मर्यादां यो न लंघयेत् ।
धर्मापेक्षी मृदुर्ह्रीमान् स कुलीनशताद्वरः ॥ १६ ॥

---

૧૩ ઉદ્યોગ ૨૩-૮૨૬. ૧૪ ઉદ્યોગ ૩૮-૧૪૬૨.
૧૫ ઉદ્યોગ ૩૮-૧૪૯૬. ૧૬ ઉદ્યોગ ૧૪૯૨.

હલકા કૂળવાળો હોય અથવા કૂળવાન હોય પરંતુ જે મનુષ્ય મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી, ધર્મની ઈચ્છાવાળો છે, કોમળ છે અને લજ્જાવાળો છે તે કુળવાન કરતાં પણ સોધણો શ્રેષ્ઠ છે. ૧૬.

स वंधु र्यो विपन्नानामापदुद्धरणक्षमः ।
नतु भीतपरित्राणवस्तूपालम्भपण्डितः ॥ १७ ॥

તેજ બંધુ છે કે જે વિપત્તિમાં પડેલા મિત્રોનો આપત્તિથી ઉદ્ધાર કરે છે. ભયમાંથી છોડાવવાને સમયે ડાહ્યો થઇને ઠપકો દે તે બંધુ નથી. ૧૭.

आकेशग्रहणान्मित्रमकार्यात् संनिवर्त्तयन् ।
अवाच्यः कस्यचिद्भावि कृतयत्नो यथाबलम् ॥ १८ ॥

કેશ પકડીને પણ મિત્રને ખોટા કાર્યથી નિવૃત્ત કરવા યથા શક્તિ પ્રયત્ન કરનારો પુરૂષ પાછળથી કોઈના પણ ઠપકાને પાત્ર થતો નથી. ૧૮.

ज्ञातीनां हि मिथो भेदे यन्मित्रं नाभिपद्यते ।
सर्वयत्नेन माध्यस्थं न तन्मित्रं विदुर्बुधाः ॥ १९ ॥

જ્ઞાતિઓના માંહો માંહેના ભેદ પડ્યા હોય ત્યારે જે મિત્ર કોઈ કામ આવતો નથી અને સર્વ પ્રયત્નથી પોતે જુદો રહે છે તેને બુદ્ધિવાનપુરૂષો મિત્ર ગણતા નથી. ૧૯.

व्यसने क्लिश्यमानं हि यो मित्रं नाभिपद्यते ।
अनुनीय यथाशक्ति तं नृशंसं विदुर्बुधाः ॥ २० ॥

૧૭ હિત ૧૧. ૧૮ ઉદ્યોગ ૯૨–૩૩૧૮. ૧૯ ઉદ્યોગ ૯૨–૩૩૨૨.
૨૦ ઉદ્યોગ ૯૨–૩૩૧૭.

દુઃખથી પીડા પામતા મિત્રને યથાશક્તિ શીખામણ આપીને જે પુરૂષ દુઃખથી મુક્ત કરવા યત્ન કરતો નથી તેને બુદ્ધિમાન પુરૂષો ઘાતકી ગણે છે. ૨૦.

नैतन्मित्रे यस्य कोपाद्बिभेति यद्वा मित्रं शंकितेनोपचर्यम् ।
यस्मिन्मित्र पितरीवाश्वसीत तद्वै मित्रं संगतानीतराणि ॥२१॥

જેના કોપથી ભય લાગતો હોય અથવા જે મિત્રની સામે વ્યવહાર કરતાં શંકા થાય તે મિત્ર ગણાતો નથી, પરંતુ જે મિત્ર સાથે પિતાની પેઠે વિશ્વાસ રાખવામાં આવે તેજ મિત્ર ગણાય છે. બીજાઓની મિત્રતા તો સંબંધ માત્ર છે. ૨૧.

तस्मात् प्राज्ञैश्च वृद्धैश्च सुस्वभावैस्तपस्विभिः ।
सद्भिश्च सह संसर्गः कार्यः शमपरायणैः ॥ २२ ॥

તે માટે ડાહ્યા, વૃદ્ધ, સારા સ્વભાવવાળા, તપસ્વી અને મનને વશ રાખનારા એવા સત્પુરુષોની સાથેજ સહવાસ કરવો. ૨૨.

येषां त्रीण्यवदातानि विद्या योनिश्च कर्म च ।
तान् सेवेत समास्थाहि शास्त्रेभ्योऽपि गरीयसी ॥ २३ ॥

વિદ્યા, જન્મ અને કર્મ એ ત્રણે જેમનાં શુદ્ધ છે એવા પુરૂષોનો સહવાસ કરવો. કારણ કે તેમની સાથે બેસવું એ શાસ્ત્રનો અભ્યાસ કરવા કરતાં પણ વિશેષ લાભદાયક છે. ૨૩.

वस्त्रमापस्तिला भूमिर्गंधो वासयते यथा ।
पुष्पानामधिवासेन तथा संसर्गजा गुणाः ॥ २४ ॥

૨૧ ૨૨ વન ૧–૨૩. ૨૩ વન ૧–૨૪. ૨૪,

વસ્ત્ર, જળ, તલ અને ભૂમિ એ પુષ્પના સંસર્ગથી જેમ સુગંધવાળાં થાય છે તેમજ ગુણી પુરૂપના સંસર્ગથી મનુષ્યો ગુણવાન થાય છે. ૨૪.

**मोहजालस्य योनिर्हि मूढैरेव समागमः ।**
**अहन्यहनि धर्मस्य योनिः साधुसमागमः ॥ २५ ॥**

મૂર્ખ પુરૂષોનો સમાગમ મોહ જાળનેજ ઉત્પન્ન કરનાર છે, અને સાધુ પુરૂષોનો સમાગમ દિન પ્રતિદિન ધર્મનેજ ઉપજાવનાર છે. ૨૫.

**सतां सकृत् संगतमीप्सितं परं ततः परं**
**मित्रमिति प्रचक्षते । न चाफलं सत्पुरुषेण**
**संगतं ततः सतां सन्निवसेत्समागमे ॥ २६ ॥**

સજ્જનોની સાથે એક વખત પણ ઇચ્છા પૂર્વક સમાગમ થાય છે તે પછી મિત્રતા થાય છે. સત પુરૂષોની સાથે થયેલો સમાગમ નિષ્ફળ થતો નથી માટે સત પુરુષોના સમાગમમાં રહેવું યોગ્ય છે. ૨૬.

**महाकुलीनाभिरपापिकाभिः स्त्रीभिः सतीभिस्तव**
**सख्यमस्तु । चंडाश्च शौंडाश्च महाशनाश्च**
**चौराश्च दुष्टाश्चपलाश्च वर्ज्याः ॥ २७ ॥**

સારા કુળમાં ઉત્પન્ન થયેલી, પાપ રહિત અને પતિવ્રતા સ્ત્રીઓની સાથે મિત્રતા રાખવી. અને ક્રૂર, કલેશ કરનારી, ઘણું ખાનારી ચોરી કરનારી, દુષ્ટ તથા ચપળતાવાળી સ્ત્રીઓનો ત્યાગ કરવો જોઇએ. ૨૭.

---

૨૫ વન ૧-૨૧-૨૨, ૨૬, ૨૭ વન ૨૯૬-૨૯.

# पंचदशोऽध्यायः ।

## રાજનીતિ અને યુદ્ધ સબંધી નીતિ.



सर्वो दंडजितो लोको दुर्लभो हि शुचिर्नरः ।
दंडस्य हि भयात् सर्वं जगद्भोगाय कल्पते ॥ १ ॥

સર્વ લોકો કેવળ દંડને આધીન છે. સ્વભાવથીજ પવિત્ર હોય એવા પુરૂષો દુર્લભ છે. દંડના ભયથી આખું જગત ભોજન ઈત્યાદી ભોગ ભોગવે છે. ૧.

दंडः शास्ति प्रजाः सर्वा दंड एवाभिरक्षति ।
दंडः सुप्तेषु जागर्ति दंडं धर्मं विदुर्बुधाः ॥ २ ॥

સર્વ પ્રજાઓને દંડજ શિક્ષા કરે છે અને ઉંઘતા લોકોનુ રક્ષણ દંડજ જાગૃત રહીને કરે છે, માટે પંડિત પુરૂષો દંડનેજ ધર્મરૂપ જાણે છે. ૨.

स राजा पुरुषो दंडः स नेता शासिता च सः ।
चतुर्णामाश्रमाणां च धर्मस्य प्रतिभूः स्मृतः ॥ ३ ॥

દંડ રાજા છે, દંડ પુરુષ છે, દંડ ખરે રસ્તે ચલાવનાર છે, દંડજ ચારે આશ્રમોના ધર્મનો જામીન છે. ૩.

तस्याहुः संप्रणेतारं राजानं सत्यवादिनम् ।
समीक्ष्यकारिणं प्राप्तं धर्मकामार्थकोविदम् ॥ ४ ॥

---

૧ મનુ ૭-૨૨. ૨ મનુ ૭-૧૮. ૩ મનુ ૭-૧૭. ૪ મનુ ૭.-૨૬

સત્યવાદી, વિચારીને કાર્યકરનાર, વિદ્વાન અને ધર્મ, અર્થ તથા કામને જાણનારો રાજાજ દંડ કરવાને યોગ્ય છે. ૪.

यदि न स्यान्नरपतिः सम्यङ्नेता ततः प्रजा ।
अकर्णधारा जलधौ विप्लवेतेह नौरिव ॥ ५ ॥

જો રાજા સારીરીતે રાજ્ય કરતો ન હોય તો નાવિક વિનાની નૌકા જળમાં ડૂબીને નાશ પામે છે તેમ પ્રજા નાશ પામે છે. ૫.

'समीक्ष्य स धृतः सम्यक् सर्वा रंजयति प्रजाः ।
असमीक्ष्य प्रणीतस्तु विनाशयति सर्वतः ॥ ६ ॥

જે રાજા પ્રજાનું સારી રીતે રક્ષણ કરે છે તેનાપર સર્વ પ્રજા પ્રીતિ કરે છે, અને યોગ્ય રીતે રક્ષણ ન કરવાથી સર્વનો વિનાશ થાય છે. ૬.

तस्करेभ्यो नियुक्तेभ्यः शत्रुभ्यो नृपवल्लभात् ।
नृपतिर्निजलोभाच्च प्रजा रक्षेत् पितेव हि ॥ ७ ॥

ચોરોથી, અધિકારીઓથી, શત્રુઓથી, રાજાના સ્નેહીઓથી અને પોતાના (રાજાના) લોભથી પિતાની પેઠે પ્રજાનું રાજાએ રક્ષણ કરવું. ૭.

साम्वत्सरिकमासैश्च राष्ट्रादाहारयेद् बलिम् ।
स्याच्चाम्नायपरो लोके वर्त्तेत पितृवन्नृषु ॥८॥

રાજાએ સર્વ પ્રજા પાસેથી વાર્ષિક કર લેવો, વેદધર્મનું પાલન કરવું તથા લોકોની સાથે પિતાની પેઠે વર્તવું. ૮.

---

૫ હિત ૪૪૭.
૬ મનુ ૭–૧૯. ૭ હિત ૩૬૨. ૮ મનુ ૭–૮૦.

पुष्पं पुष्पं विचिन्वीत मूलच्छेदं न कारयेत् ।
मालाकार इवारामे न यथांगारकारकः ॥९॥

બાગના માળીની પેઠે વૃક્ષપરથી ફળફૂલ વીણી લેવાં, પરંતુ કોયલા બનાવનારની પેઠે તેનું મૂળ કાપી નાખવું નહિ. ૯.

नोच्छिन्द्यादात्मनो मूलं परेषां चातितृष्णया ।
उच्छिन्दन् ह्यात्मनो मूलमात्मानं तांश्च पीडयेत् ॥१०॥

રાજાએ યોગ્ય કર વિગેરેનો ત્યાગ કરીને પોતાનો નાશ કરવો નહિ; તેમજ અધિક લોભને વશ થઇને બીજાઓનો નાશ કરવો નહિ. કારણકે પોતાનો નાશ થવાથી પોતાને તેમજ બીજાઓને પણ પીડા થાય છે. ૧૦.

अनादेयं नाददीत परिक्षीणोऽपि पार्थिवः ।
न चादेयं समृद्धोऽपि सूक्ष्ममप्यर्थमुत्सृजेत् ॥११॥

પોતે નિર્ધન હોય તોપણ ન લેવા યોગ્ય હોય તે તેણે લેવું નહિ અને અત્યંત ધનાઢ્ય હોય તોપણ લેવા યોગ્ય હોય તેવું થોડું પણ છોડી દેવું નહિ. ૧૧.

वृद्धबालधनं रक्ष्यमंधस्य कृपणस्य च ।
न खातपूर्वं कुर्वीत न रुदंतीधनं हरेत् ।
कृतं कृपणवृत्तं हि राष्ट्रं हन्ति नृपश्रियम् ॥१२॥

વૃદ્ધ, બાળક, અંધ અને દીન મનુષ્યોના ધનનું રાજાએ રક્ષણ કરવું. કુવા વિગેરે કરાવી તેનો કર લેવો નહિ. ઘણી ગરીબ

૯ ઉદ્યોગ ૩૩-૧૧૧૧. ૧૦ મનુ ૭-૧૩૯. ૧૧ મનુ ૮-૧૭૦.

સ્ત્રીઓ પાસેથી કર લેવો નહિ, ભીખથી ભેગું કરેલું ધન લેવાથી રાજ્ય અને રાજાની લક્ષ્મીનો નાશ થાય છે. ૧૨.

बालदायादिकं रिक्थं तावद्राजानुपालयेत् ।
यावत् स स्यात् समावृत्तो यावच्चातीतशैशवः ॥ १३ ॥

અનાથ બાળક બાળક મટીને યોગ્ય ઉમરનો થાય ત્યાંસુધી રાજાએ તેના ધનનું રક્ષણ કરવું. ૧૩.

वंध्याऽपुत्रासु चैवं स्याद्रक्षणं निष्कुलासु च ।
पतिव्रतासु च स्त्रीषु विधवास्वातुरासु च ॥ १४ ॥

વંધ્યા, પુત્રરહિત થયેલી, જેના કુળમાં કોઈ ન હોય એવી, પતિવ્રતા, વિધવા તથા રોગી સ્ત્રીઓના ધનનું રાજાએ રક્ષણ કરવું. ૧૪.

प्रणष्टस्वामिकं रिक्थं राजा त्र्यब्दं निधापयेत् ।
अर्वाक् त्र्यब्दाद्धरेत् स्वामी परेण नृपतिर्हरेत् ॥ १५ ॥

જે ધનનો સ્વામી જણાતો ન હોય તેવા ધનની રાજાએ ત્રણ વર્ષ સુધી રક્ષા કરવી અને ત્યાંસુધીમાં તેનો સ્વામી આવે તો તે ધન તેને આપવું અને ન આવે તો તે પછી રાજાએ લેવું. ૧૫.

दातव्यं सर्ववर्णेभ्यो राज्ञा चौरैर्हृतं धनम् ।
राजा तदुपयुंजानश्चौरस्याप्नोति किल्बिषम् ॥ १६ ॥

પ્રજાનું ચોરોએ ચોરેલું ધન રાજાએ પાછું મેળવીને તેના ધણીને આપવું. તેમ ન કરતાં રાજા પોતે લે તો ચોરનું પાપ તેને પ્રાપ્ત થાય છે. ૧૬.

---

૧૨ અનુશાસન ૬૧–૩૦૮૯. ૧૩ મનુ ૮–૨૭. ૧૪ મનુ ૮–૨૮.
૧૫ મનુ ૮–૩૦. ૧૬ મનુ ૮–૪૦.

नोत्पादयेत् स्वयं कार्यं राजा नाप्यस्य पूरुषः ।
न च प्रापितमन्येन ग्रसेदर्थं कथंचन ॥ १७ ॥

રાજાએ અથવા રાજાના માણસે અયોગ્ય કામ કરવું નહિ અને બીજાએ પ્રાપ્ત કરેલું ધન લઈ લેવું નહિ. ૧૭.

मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनपेक्षया ।
सोऽचिराद्भ्रश्यते राज्याज्जीविताच्च सबांधवः ॥ १८ ॥

જે રાજા મોહવશ થઈને પોતાના રાજમાંથી અયોગ્ગ રીતે ધન ખેંચી લે છે તે રાજા રાજ્યથી, જીવિતથી તથા કુટુંબથી અલ્પ સમયમાં ભ્રષ્ટ થાય છે, ૧૮.

आत्मा जेयः सदा राज्ञा ततो जेयाश्च शत्रवः ।
अजितात्मा नरपतिर्विजयेत कथं रिपून् ॥ १९ ॥

રાજાએ પ્રથમ મનને વશ રાખવું અને પછી શત્રુઓને જીતવા. જેણે મનને જીત્યું નથી તેવો રાજા તે શત્રુઓને કેવી રીતે જીતશે ? ૧૯.

दश कामसमुत्थानि तथाष्टौ क्रोधजानि च ।
व्यसनानि दुरन्तानि प्रयत्नेन विवर्जयेत् ॥ २० ॥

કામથી થયેલાં દસ વ્યસનો મૃગયા (શિકાર), ક્રીડા, રતિ, મદ્યપાન, નૃત્ય, ગીત ઈત્યાદિ તથા ક્રોધથી ઉત્પન્ન થયેલાં આઠ વ્યસનો દ્રોહ, ઈર્ષ્યા, અયોગ્ય વાણી, અયોગ્ય શિક્ષા ઇત્યાદી એ સર્વે દુઃખદાયી હોવાથી તેનો પ્રયત્ન વડે ત્યાગ કરવો. ૨૦.

---

૧૭ મનુ ૮-૪૩. ૧૮ મનુ ૭-૧૧૧. ૧૯ શાંતિ પર્વ.
૨૦ મનુ ૮-૪૫.

अतिभीरुमतिक्लीवं दीर्घसूत्रं प्रमादिनम् ।
व्यसनाद्विषयाक्रान्तं न भजन्ति नृपं प्रजाः ॥ २१ ॥

અતિ બીકણ, અતિ નપુંસક, કાર્યમાં વિલંબ કરનાર, આળસુ, વિષયાસક્ત અને વ્યસની એવા રાજાને પ્રજાઓ માન આપતી નથી. ૨૧.

अवज्ञानाद्राज्ञो भवति मतिहीनः परिजनः
ततस्त्वप्रामाण्याद्भवति न समीपे बुधजनः ।
बुधैस्त्यक्ते राज्ये नहि भवति नीतिर्गुणवती
विपन्नायां नीतौ सकलमवशं सीदति जगत् ॥ २२ ॥

રાજાની અવજ્ઞા થવાથી નોકર લોકો બુદ્ધિહીન થઇ જાય છે પછી રાજાના અપ્રમાણિકપણાથી પંડિતપુરૂષો તેની પાસે રહેતા નથી. પંડિતો તજી જવાથી રાજ્યમાં શુભ નીતિ રહેતી નથી અને નીતિ જતી રહેતાં સર્વ રાજ્ય નિરંકુશ થઇને નાશ પામે છે. ૨૨.

यः कुलाभिजनाचारैरतिशुद्धः प्रतापवान् ।
धार्मिको नीतिकुशलः स स्वामी युज्यते भुवि ॥ २३ ॥

જેનાં કુળ, કુટુંબી જનો તથા આચાર અત્યંત શુદ્ધ હોય તથા જે પ્રતાપી, ધાર્મિક અને નીતિમાં કુશળ હોય તેજ પૃથ્વીમાં રાજા થવાને યોગ્ય છે. ૨૩.

यथैनं नाभिसन्दध्युर्मित्रोदासीनशत्रवः ।
तथा सर्वं संविदध्यादेष सामासिको नयः ॥ २४ ॥

---

૨૧ વન ૨૫૦-૫. ૨૨ હિત ૩૩૪. ૨૩ હિત ૨૪૨.

મિત્ર, ઉદાસીન અને શત્રુઓ પીડા ન આપે એવો ઉપાય રાજાએ પોતાના રાજ્યમાં કરવો એ સંક્ષેપમાં નીતિ કહેવામાં આવે છે. ૨૪.

धर्मेण राज्यं विन्देत धर्मेण परिपालयेत् ।
धर्ममूलां श्रियं प्राप्य न जहाति न हीयते ॥ २५ ॥

રાજા એ ધર્મથી રાજ્ય મેળવવું અને ધર્મથી તેનું પાલન કરવું. ધર્મપૂર્વક પ્રાપ્ત કરેલી રાજ્યલક્ષ્મી કદીપણ જતી રહેતી નથી અથવા ક્ષીણ થતી નથી. ૨૫.

वश्येन्द्रियं जितात्मानं धृतदंडं विकारिषु ।
परीक्ष्य कारिणं धीरमत्यन्तं श्रीर्निषेवते ॥ २६ ॥

ઇંદ્રિયોને વશ રાખનાર, મનને વશ રાખનાર, અપરાધીને શિક્ષા કરનાર, પરિક્ષા કરીને કાર્ય કરનાર એવા ધીર રાજાની લક્ષ્મી નિરંતર સેવા કરે છે. ૨૬.

कामं क्रोधं च लोभं च दंभं दर्पं च भूमिपः ।
सम्यग्विजेतुं यो वेद स महीमभिजायते ॥ २७ ॥

જે રાજા કામ, ક્રોધ, લોભ, પાખંડ તથા ગર્વનો સંપૂર્ણ વિજય કરીજાણે છે તેજ પૃથ્વીપર રાજ્ય કરીશકે છે. ૨૭.

य आत्मनः प्रियसुखे हित्वा मृगयते श्रियम् ।
अमात्यानामथो हर्षमादधात्यचिरेण सः ॥ २८ ॥

---

૨૪ મનુ ૭–૧૮૦. ૨૫ ઉદ્યોગ ૨૩–૧૧૨૪.
૨૬ ઉદ્યોગ ૩૩–૧૧૫૨. ૨૭ ઉદ્યોગ ૧૨૮–૪૩૪૨.

જે રાજા પોતાની પ્રિય વસ્તુઓ અને સુખનો પરિત્યાગ કરીને લક્ષ્મીને મેળવવા ઇચ્છે છે તે નોકરવર્ગને જલ્દી હર્ષ ઉપજાવે છે. ૨૮.

अतिव्ययोऽनवेक्षा च तथार्जनमधर्मतः ।
पोषणं दूरसंस्थानां कोषव्यसनमुच्यते ॥ २९ ॥

વધારે ખર્ચ, વગરવિચાર્યું કાર્ય, અધર્મથી મેળવેલું ધન અને દૂર રહેલા લોકોનું પોષણ કરવું એ સર્વ કારણો ભંડારને ખુટાડે તેવાં છે. ૨૯.

नापरीक्ष्य महीपालः कुर्यात् सचिवमात्मनः ।
अमात्ये अर्थलिप्सा च मंत्ररक्षणमेव च ॥ ३० ॥

પરિક્ષા કર્યાવિના રાજાએ કોઇને પોતાનો પ્રધાન નીમવો નહિ. કારણકે ધન મેળવવાની ઇચ્છા અને ગુપ્ત વાતની રક્ષા એ પ્રધાનના હાથમાંજ રાખવું પડે છે. ૩૦.

यो येन प्रतिबुद्धः स्यात् सह तेनोदयी व्ययी ।
सुविश्वस्तो नियोक्तव्यः प्राणेषु च धनेषु च ॥ ३१ ॥

જે પુરૂષના સહવાસથી રાજા પ્રવીણ થાય અને જે યોગ્ય રીતે દ્રવ્યની વૃદ્ધિ કરનારો તથા યોગ્ય વ્યય કરનારો હોય અને પ્રાણ તથા ધનની બાબતમાં જે વિશ્વાસ કરવા યોગ્ય હોય તેવાને મંત્રી તરીકે નીમવો. ૩૧.

धूर्त्तः स्त्री वा शिशुर्यस्य मंत्रिणः स्युर्महीपतेः ।
अनीतिपवनक्षिप्तः कार्याब्धौ स निमज्जति ॥ ३२ ॥

---

૨૮ ઉદ્યોગ ૧૩૨-૪૫૩૧.
૨૯ હિત ૩૪૮. ૩૦ ઉદ્યોગ ૩૭-૧૪૧૭. ૩૧ હિત ૫૭૦.

જે રાજાનો મંત્રી ધૂર્ત (ધૂતારો), સ્ત્રી, અથવા બાળક હોય છે તે રાજા અનીતિરૂપી પવનથી ઉડીને કાર્યરૂપી સમુદ્રમાં બૂડી જાય છે. ૩૨.

प्राप्यार्थग्रहणं द्रव्यं परिवर्तोऽनुरोधनम् ।
उपेक्षा बुद्धिहीनत्वं भोगोऽमात्यस्य दूषणम् ॥ ३३ ॥

રાજાએ લેવા યોગ્ય દ્રવ્ય પોતે લેવું તેમજ રોકી રાખવું, ઉપેક્ષા કરવી, બુદ્ધિની હીનતા તથા ભોગ ભોગવવા એ સર્વ મંત્રીના દૂષણ છે. ૩૩.

दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् ।
इंगिताकारचेष्टं च शुचिं दक्षं कुलोद्गतम् ॥ ३४ ॥

સર્વ શાસ્ત્રમાં કુશળ મનોભાવ તથા મુખાકૃતિ ઉપરથી ચેષ્ટાને જાણનારો, પવિત્ર, ચતુર તથા સારા કૂળમાં ઉત્પન્ન થયેલો હોય એવા મનુષ્યને દૂત કરવો. ૩૪.

अनुरक्तः शुचिर्दक्षः स्मृतिमान् देशकालवित् ।
वपुष्मान् वीतभीर्वाग्मी दूतो राज्ञः प्रशस्यते ॥ ३५ ॥

રાજા પ્રત્યે પ્રેમ રાખનાર, પવિત્ર, ચતુર, સ્મરણશક્તિ વાળો, દેશકાળને જાણનારો, સારા શરીરવાળો, ભયવિનાનો તથા બોલવાની આવડત વાળો હોય એવો દૂત રાજામાટે વખાણવા યોગ્ય છે. ૩૫.

नतु हन्यात् नृपो जातु दूतं कस्यांचिदापदि ।
दूतस्य हन्ता निरयमाविशेत् सचिवै सह ॥ ३६ ॥

---

૩૨ હિત ૫૭૨. ૩૩ હિત ૩૫૭. ૩૪ મનુ ૭–૬૩.
૩૫ મનુ ૭–૬૪.

કોઈપણ આપત્તિ હોય છતાં રાજાએ દૂતને હણવો નહિ, દૂતને હણનારો રાજા મંત્રીઓ સાથે નરકમાં પડે છે. ૩૬.

यत्र धर्मोह्यधर्मेण सत्यं यत्रानृतेन च ।
हन्यते प्रेक्षमाणानां हतास्तत्र सभासदः ॥ ३७ ॥

જેઓના દેખતાં અધર્મવડે ધર્મ હણાય છે તથા અસત્ય વડે સત્ય હણાય છે તે જોનારા સભાસદો પણ હણાયલાજ છે. ૩૭.

यथा नयत्यसृक्पातैर्मृगस्य मृगयुः पदम् ।
नयेत्तथानुमानेन धर्मस्य नृपतिः पदम् ॥ ३८ ॥

જેમ પારધી લોહીનાં ચિન્હવડે (ઘાએલ થઈને નાઠેલા) મૃગનાં પગલાં શોધી કહાડે છે તેમ રાજાએ અનુમાનથી ધર્મનું સ્થાન જાણવું. ૩૮.

गृहिणः पुत्रिणो मौलाः क्षत्रविट्शूद्रयोनयः ।
अर्थ्युक्ताः साक्ष्यमर्हन्ति न ये केचिदनापदि ॥ ३९ ॥

અર્થીના કહેવાથી ગૃહસ્થો, પુત્રવાળાઓ, તે દેશમાં રહેનાર, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એટલાઓ સાક્ષી તરીકે યોગ્ય ગણાય છે, પરંતુ આપત્તિ ન હોય ત્યારે તે કોઇ યોગ્ય ગણાતા નથી. ૩૯.

बालवृद्धातुराणां च साक्ष्येषु वदतां मृषा ।
जानीयादस्थिरां वाचमुत्सिक्तमनसान्तथा ॥ ४० ॥

બાળક, વૃદ્ધ, રોગી અને જેનું મન ઠેકાણે ન હોય એવા માણસો સાક્ષી આપતાં જૂઠું બોલે તો તેમનાં વચનો અસ્થિર જાણવાં. ૪૦.

૩૬ શાંતિપર્વ. ૩૭ મનુ ૮–૧૪. ૩૮ મનુ ૮–૪૪.
૩૯ મનુ ૮–૬૨. ૪૦ મનુ ૮–૭૧.

समक्षदर्शनात् साक्ष्यं श्रवणाच्चैव सिद्ध्यति ।
तत्र सत्यं ब्रुवन् साक्षी धर्मार्थाभ्यां न हीयते ॥ ४१ ॥

નજરે જોઈ શકાય એવા બનાવમાં નજરે જોયાની સાક્ષી જોઈએ અને સાંભળવા યોગ્ય બનાવમાં સાંભળ્યાની સાક્ષી જોઈએ અને તેવા પ્રસંગમાં સાચું બોલનારો સાક્ષી ધર્મ અને અર્થથી હીન થતો નથી. ૪૧.

अनुबन्धं परिज्ञाय देशकालौ च तत्वतः ।
सारापराधौ चालोक्य दंडं दंड्येषु पातयेत् ॥४२॥

અપરાધીનો અપરાધ, દેશ, કાળ વિગેરે યથાર્થ જાણીને જે અપરાધીને જે દંડ આપવો યોગ્ય હોય તેને તે પ્રમાણેનો દંડ આપવો. ૪૨.

अधर्मदंडनं लोके यशोघ्नं कीर्तिनाशनम् ।
अस्वर्ग्यं च परत्रापि तस्मात्तत् परिवर्ज्जयेत् ॥ ४३ ॥

અધર્મથી દંડ કરનાર મનુષ્યનો યશ અને કીર્તિ આ લોકમાંથી નાશ પામે છે અને પરલોકનું સુખ પણ નાશ પામે છે; તે માટે અધર્મથી દંડ કરવાનું છોડી દેવું. ૪૩.

अधर्मतां याति धर्मो यात्यधर्मश्च धर्मताम् ।
वधो नाम भवेद्धर्मो नैतद्भावितुमर्हति ॥ ४४ ॥

કોઈ સમયે ધર્મ અધર્મરૂપ થાય છે અને અધર્મ ધર્મરૂપ પણ થાય છે, પરંતુ કોઈ પણ અપરાધમાં ધર્મનો નાશ થઈ શકતો નથી. ૪૪.

---

૪૧ મનુ ૮-૭૪. ૪૨. ૪૩ મનુ ૮-૧૨૬-૧૨૭. ૪૪ શાંતિ ૨૬૮-૯૫૬૨

क्षन्तव्यं प्रभुणा नित्यं क्षिपतां कार्यिणां नृणाम् ।
बालवृद्धातुराणां च कुर्वता हितमात्मनः ॥ ४५ ॥

બાળક વૃદ્ધ તથા રોગી મનુષ્યો પોતાના કાર્યથી દુઃખી થઈને રાજા ઉપર દોષ મૂકે તો પોતાનું ભલું ઇચ્છનાર રાજાએ તેઓને ક્ષમા કરવી. ૪૫.

यथा सर्वाणि भूतानि धरा धारयते समम् ।
तथा सर्वाणि भूतानि बिभ्रते पार्थिवं व्रतम् ॥ ४६ ॥

પૃથ્વી જેમ સર્વ પદાર્થોને સમાન ભાવથી ધારણ કરે છે તેમ સર્વ પ્રાણીઓનું પાલન કરવું એ રાજાનો ધર્મ છે. ૪૬.

यत्राबलो वध्यमानस्त्रातारं नाधिगच्छति ।
महान् दैवकृतस्तत्र दंडः पतति दारुणः ॥ ४७ ॥

જ્યાં દુર્બલ લોકો બીજાથી પીડા પામવા છતાં રક્ષા કરનાર રાજાની મદદ મેળવી ન શકે ત્યાં દૈવનો દંડ જોરથી પડે છે. ૪૭.

कृपणानाथवृद्धानां यदश्रु परिमार्जति ।
हर्षं संजनयन्नृणां स राज्ञो धर्म उच्यते ॥ ४८ ॥

દીન, અનાથ અને વૃદ્ધ એઓનાં દુઃખથી ઝરતાં અશ્રુને નિવારણ કરવાં તથા તેવા મનુષ્યોના હૃદયમાં હર્ષને ઉપજાવવો એ રાજાનો ધર્મ કહેવાય છે. ૪૮.

न बिभेति रणाद्यो वै संग्रामेऽप्यपराङ्मुखः ।
धर्मयुद्धे मृतो वापि तेन लोकत्रयं जितम् ॥ ४९ ॥

---

૪૫ મનુ ૮–૩૧૨. ૪૬ મનુ ૯–૩૧૧.
૪૭ શાંતિપર્વ. ૪૮ શાંતિ પર્વ.

જે રાજા ભયભીત થઈને યુદ્ધમાંથી કદી મુખ ફેરવતો નથી તેમજ જેનું ધર્મયુદ્ધમાં મૃત્યુ થાયછે તેણે ત્રણેલોક જીત્યું છે. ૪૯.

न च हन्यात् स्थलारूढं न क्लीबं न कृतांजलिम् ।
न मुक्तकेशं नासीनं न तवास्मीति वादिनम् ॥ ५० ॥
न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुद्धम् ।
नायुध्यमानं पश्यन्तं न परेण समागतम् ॥ ५१ ॥

ભૂમિપર બેઠેલો, નપુંસક, હાથજોડી ઉભેલો, છૂટા કેશવાળો, યુદ્ધ તજીને બેઠેલો, "હું તમારે શરણ છું" એવું કહેનારો, સૂતેલો, કવચ વિનાનો, નગ્ન, હથિયાર વિનાનો, યુદ્ધ નહિ કરનારો, જોવા આવેલો અને જે બીજાઓની સાથે યુદ્ધ કરતો હોય; એટલા મનુષ્યોને રાજાએ હણવા નહિ. ૫૦-૫૧.

पुरस्कृत्य बलं राजा योधयेदवलोकयन् ।
स्वामिनाधिष्ठितः श्वापि किं न सिंहायते ध्रुवम् ॥ ५२ ॥

રાજાએ વિચાર કરીને સેનાને આગળ કરીને યુદ્ધ કરવુ કેમકે સ્વામીની પાસે રહેલો કૂતરો પણ સિંહના જેવું આચરણ કરે છે. ૫૨.

नाधर्मेण महीं जेतुं लिप्सेत जगतीपतिः ।
अधर्मविजयं लब्ध्वा कोऽनुमन्येत भूमिपः ॥ ५३ ॥

રાજાએ અધર્મથી પૃથ્વીને જીતવાની ઇચ્છા કરવી નહિ; કારણકે અધર્મથી વિજય મેળવવાથી રાજાઓમાં માન મળતું નથી. ૫૩.

---

૪૯ મહાનિર્વાણ ૮-૬૭. ૫૦-૫૧ મનુ ૭-૯૧-૯૨.
૫૨ હિત ૫૭૬. ૫૩ શાંતિપર્વ

# षोडशोऽध्यायः ।

## આચાર.



दुराचारा दुर्विचेष्टा दुष्प्रज्ञाः प्रियसाहसाः ।
असन्तास्त्विति विख्याताः सन्तश्चाचारलक्षणाः ॥ १ ॥

દુરાચારી, ખોટાં કામ કરનારા, ખોટી બુદ્ધિવાળા અને સાહસમાં પ્રીતિવાળા મનુષ્યો અસાધુ કહેવાય છે. અને સદાચાર એ સાધુપુરૂષોનું લક્ષણ છે. ૧.

आचाराल्लभते चायुराचाराल्लभते श्रियम् ।
आचाराल्लभते कीर्त्तिं पुरुषः प्रेत्य चेह च ॥ २ ॥

સદાચારથી આયુષ્ય વધે છે, સદાચારથી લક્ષ્મી વધે છે અને સદાચારથી પુરૂષની આલોક તથા પરલોકમાં કીર્તિ વધેછે. ૨.

दृष्टिपूतं न्यसेत् पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतां वदेत् वाचं मनःपूतं समाचरेत् ॥ ३ ॥

દ્રષ્ટિથી જોઇને પગ મૂકવો, વસ્ત્રથી ગાળીને પાણી પીવું સત્યપૂર્વક વાણી વદવી અને વિચારપૂર્વક સદાચરણ કરવું. ૩.

वाक्संयमो हि नृपते सुदुष्करतमो मतः ।
अर्थवच्च विचित्रं च न शक्यं बहु भाषितुम् ॥ ४ ॥

વાણીનો સંયમ રાખવો એ ઘણુંજ કઠિન કાર્ય છે અને અર્થયુક્ત તથા વિચિત્રતાવાળું ઘણું ભાષણ કરવું એ પણ સહેલું નથી. ૪.

૧ શાંતિ ૧૯૩–૭૦૩૩. ૨ અનુશાસન ૧૦૪–૪૮૫૯.
૩ મનુ ૬–૪૬. ૪,

જે રાજા ભયભીત થઈને યુદ્ધમાંથી કદી મુખ ફેરવતો નથી તેમજ જેનું ધર્મયુદ્ધમાં મૃત્યુ થાયછે તેણે ત્રણેલોક જીત્યું છે. ૪૯.

न च हन्यात् स्थलारूढं न क्लीबं न कृतांजलिम् ।
न मुक्तकेशं नासीनं न तवास्मीति वादिनम् ॥ ५० ॥
न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुद्धम् ।
नायुध्यमानं पश्यन्तं न परेण समागतम् ॥ ५१ ॥

ભૂમિપર બેઠેલો, નપુંસક, હાથજોડી ઉભેલો, છૂટા કેશવાળો, યુદ્ધ તજીને બેઠેલો, "હું તમારે શરણ છું" એવું કહેનારો, સૂતેલો, કવચ વિનાનો, નગ્ન, હથિયાર વિનાનો, યુદ્ધ નહિ કરનારો, જોવા આવેલો અને જે બીજાઓની સાથે યુદ્ધ કરતો હોય; એટલા મનુષ્યોને રાજાએ હણવા નહિ. ૫૦–૫૧.

पुरस्कृत्य बलं राजा योधयेदवलोकयन् ।
स्वामिनाधिष्ठितः श्वापि किं न सिंहायते ध्रुवम् ॥ ५२ ॥

રાજાએ વિચાર કરીને સેનાને આગળ કરીને યુદ્ધ કરવુ કેમકે સ્વામીની પાસે રહેલો કૂતરો પણ સિંહના જેવું આચરણ કરે છે. ૫૨.

नाधर्मेण महीं जेतुं लिप्सेत जगतीपतिः ।
अधर्मविजयं लब्ध्वा कोऽनुमन्येत भूमिपः ॥ ५३ ॥

રાજાએ અધર્મથી પૃથ્વીને જીતવાની ઈચ્છા કરવી નહિ; કારણકે અધર્મથી વિજય મેળવવાથી રાજાઓમાં માન મળતું નથી. ૫૩.

---

૪૯ મહાનિર્વાણ ૮–૬૭. ૫૦–૫૧ મનુ ૭–૯૧–૯૨.
૫૨ હિત ૫૭૬. ૫૩ શાંતિપર્વ

# षोडशोऽध्यायः ।

## આચાર.

दुराचारा दुर्विचेष्टा दुष्प्रज्ञाः प्रियसाहसाः ।
असन्तास्त्विति विख्याताः सन्तश्चाचारलक्षणाः ॥ १ ॥

દુરાચારી, ખોટાં કામ કરનારા, ખોટી બુદ્ધિવાળા અને સાહસમાં પ્રીતિવાળા મનુષ્યો અસાધુ કહેવાય છે. અને સદાચાર એ સાધુપુરૂષોનું લક્ષણ છે. ૧.

आचाराल्लभते चायुराचाराल्लभते श्रियम् ।
आचाराल्लभते कीर्त्तिं पुरुषः प्रेत्य चेह च ॥ २ ॥

સદાચારથી આયુષ્ય વધે છે, સદાચારથી લક્ષ્મી વધે છે અને સદાચારથી પુરૂષની આલોક તથા પરલોકમાં કીર્તિ વધેછે. ૨.

दृष्टिपूतं न्यसेत् पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतां वदेत् वाचं मनःपूतं समाचरेत् ॥ ३ ॥

દ્રષ્ટિથી જોઇને પગ મૂકવો, વસ્ત્રથી ગાળીને પાણી પીવું સત્યપૂર્વક વાણી વદવી અને વિચારપૂર્વક સદાચરણ કરવું. ૩.

वाक्संयमो हि नृपते सुदुष्करतमो मतः ।
अर्थवच्च विचित्रं च न शक्यं बहु भाषितुम् ॥ ४ ॥

વાણીનો સંયમ રાખવો એ ઘણુંજ કઠિન કાર્ય છે અને અર્થયુક્ત તથા વિચિત્રતાવાળું ઘણું ભાષણ કરવું એ પણ સહેલું નથી. ૪.

---

૧ શાંતિ ૧૯૩–૭૦૩૩. ૨ અનુશાસન ૧૦૪–૪૯૫૯.
૩ મનુ ૬–૪૬. ૪,

अभ्यावहति कल्याणं विविधं वाक् सुभाषिता ।
सैव दुर्भाषिता राजन्ननर्थायोपपद्यते ॥ ५ ॥

સુભાષિત વાણી વિવિધ પ્રકારના કલ્યાણને આપનારી છે અને તેજ વાણી દુર્વચનયુકત હોય તો અનર્થને ઉપજાવનારી થાય છે. ૫.

अनाहूतो विशेद्यस्तु अपृष्टो बहु भाषते ।
आत्मानं मन्यते प्रीतिः भूपालस्य स दुर्मतिः ॥ ६ ॥

જે બોલ્યા ચાલ્યા વિના પાસે જાય છે અને પૂછ્યા વિના ઘણુ બોલે છે તે જો પોતાને રાજાનો પ્રિય જાણે છે તો તે બુદ્ધિ વિનાનો છે. ૬.

आपद्युन्मार्गगमने कार्यकालात्ययेषु च ।
कल्याणवचनं ब्रूयादपृष्टोऽपि हितं नरः ॥ ७ ॥

આપત્તિને લીધે કોઈ ઉલટે રસ્તે જતું હોય અથવા કાર્યનો ખરો સમય જતો રહેતો હોય ત્યારે પૂછ્યા વિના પણ હિતકારી વચન કહેવું. ૭.

हास्यवस्तुषु चापास्य वर्त्तमानेषु केषुचित् ।
नातिगाढं प्रहृष्येत न चाप्युन्मत्तवद्धसेत् ॥ ८ ॥
न चातिधैर्येण चरेत् गुरुतां हि व्रजेत्तथा ।
स्मितन्तु मृदुपूर्वेण दर्शयेदप्रमादजम् ॥ ९ ॥

હાસ્યના પ્રસંગમાં અતિશય હાસ્ય કરવું નહિ તેમજ હર્ષના પ્રસંગે પણ ગાંડાની પેઠે હસવું નહિ, અતિશય ધૈર્ય રાખવું

૫ ૬ હિત ૩૦૯. ૭ હિત ૩૧૯.

નહિ તેમ અતિશય ગંભિરતા રાખવી નહિ, પરંતુ સાવચેતી-પૂર્વક કોમળ હાસ્ય કરવું. ૮-૯.

ब्राह्मे मुहूर्ते विबुध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ।
उत्थायाचम्य तिष्ठेत पूर्वां संध्यां कृतांजलिः ।
एवमेवापरां संध्यां समुपासीत वाग्यतः ॥ १० ॥

બ્રાહ્મ મૂર્તમાં એટલે પાછળ ચાર ઘડી રાત્રિ રહે ત્યારે જાગીને ધર્મ તથા અર્થનું ચિંતન કરવું, ઉઠીને આચમન કરવું. પછી શૌચ સ્નાનાદિથી પરવારીને હાથ જોડીને તથા વાણીને નિયમમાં રાખીને પ્રાતઃસંધ્યા કરવી અને એ પ્રમાણે બીજી સંધ્યાઓ પણ કરવી. ૧૦.

अनायुष्यं दिवा स्वप्नं तथाभ्युदितशायिता ।
प्रगे निशामाशु तथा ये चोच्छिष्टाः स्वपन्ति वै ॥ ११ ॥

દિવસમાં નિદ્રા લેવાથી અને દિવસ ઉગતાં સુધી સુઇ રહેવાથી આયુષ્યનો ક્ષય થાય છે તેમજ પ્રભાતમાં સુવું અને રાત્રે અપવિત્ર થઇને સુવું એ પણ નિષેધ છે. ૧૧.

प्रसाधनं च केशानामंजनं दन्तधावनम् ।
पूर्वाह्ण एव कार्याणि देवतानां च पूजनम् ॥ १२ ॥

વાળ હોળવા, આંખોમાં અંજન કરવું, દાતણ કરવું તથા દેવ પૂજન કરવું એ કાર્ય દિવસના પહેલા ભાગમાં કરવાં. ૧૨.

૮-૯ વિરાટ ૪-૩૭. ૧૦ અનુશાસન ૧૦૪-૪૯૬૦.
૧૧ અનુશાસન ૧૦૪-૪૯૬૦. ૧૨ અનુશાસન ૧૦૪-૫૦૯૪.

नैकवस्त्रेण भोक्तव्यं न नग्नं स्नातुमर्हति ।
स्वप्तव्यं नैव नग्नेन न चोच्छिष्टोऽपि संविशेत् ।
भूमौ सदैव नाश्नीयान्नानासीनो न शब्दवत् ॥ १३ ॥

એક વસ્ત્ર પહેરીને ભોજન કરવું નહિ, નગ્ન થઇને સ્નાન કરવું નહિ તેમજ અપવિત્ર શરીરે સુવું નહિ, ભૂમિપર મુકીને ભોજન કરવું નહિ તેમજ ઉભા ઉભા અથવા શબ્દ કરતા ખાવું નહિ. ૧૩.

उपानहौ च वस्त्रं च धृतमन्यैर्न धारयेत् ।
ब्रह्मचारी च नित्यं स्यात् पादं पादेन नाक्रमेत् ।
अन्यस्य चाप्यवस्नातं दूरतः परिवर्जयेत् ॥ १४ ॥

બીજાનાં પહેરેલાં પગરખાં અથવા વસ્ત્ર પહેરવાં નહિ, નિત્ય બ્રહ્મચર્ય પાળવું, પગપર પગ ચડાવવો નહિ તથા બીજાને ન્હાતાં વધેલા પાણીનો દૂરથી ત્યાગ કરવો અર્થાત તેનો ઉપયોગ ન કરવો. ૧૪.

दूरादवसथान्मूत्रं दूरात् पादावसेचनम् ।
उच्छिष्टोत्सर्जनं चैव दूरे कार्यं हितैषिणा ॥ १५ ॥

પોતાનું શુભ ઇચ્છનારે મુત્રનો ત્યાગ કરવાનું, પગ ધોવાનું અને એઠું નાખવાનું એ સર્વ કાર્યો રહેવાના ઘરથી દૂરની જગ્યાએ કરવાં. ૧૫.

---

૧૩ અનુશાસન ૧૦૪-૫૦૩૬. ૧૪ અનુશાસન ૧-૪-૪૯૮૨.
૧૫ અનુશાસન ૧૦૪-૫૦૩૬.

नाप्सु मूत्रं पुरीषं वा ष्ठीवनं वा समुत्सृजेत् ।
अमेध्यलिप्तमन्यद्वा लोहितं वा विषाणि वा ॥ १६ ॥

પાણીમાં મૂત્ર, વિષ્ઠા અથવા બળખા ત્યાગ કરવા નહિ તેમજ મળમૂત્રવાળું વસ્ત્ર, રક્ત તથા કોઈ પ્રકારનું વિષ પાણીમાં નાખવું નહિ. ૧૬.

मत्तक्रुद्धातुराणां च न भुंजीत कदाचन ।
केशकीटावपन्नं च पदा स्पृष्टं च कामतः ॥ १७ ॥

ગાંડા, ક્રોધી અને રોગી એવાને ત્યાં કદીપણ ભોજન કરવું નહિ તેમજ વાળ તથા જીવવાળું અને જાણી જોઇને પગથી ઠોકર મારેલા અન્નનું ભોજન કરવું નહિ. ૧૭.

नोच्छिष्टं कस्यचिद्द्यान्नाद्याच्चैव तथान्तरा ।
न चैवात्यशनं कुर्यान्न चोच्छिष्टः क्वचिद् व्रजेत् ॥ १८ ॥

કોઇને એઠું અન્ન આપવું નહિ. ભોજનના બે સમયની વચમાં ભોજન કરવું નહિ. ઘણું ભોજન કરવું નહિ અને એઠા મુખે કોઈ ઠેકાણે જવું નહિ. ૧૮.

रजसाभिप्लुतां नारीं नरस्य ह्युपगच्छतः ।
प्रज्ञा तेजो बलं चक्षुरायुश्चैव प्रहीयते ॥ १९ ॥

જે પુરૂષ રજસ્વલા નારી સાથે સમાગમ કરે છે તેની બુદ્ધિ, તેજ, બળ, ચક્ષુ અને આયુષ્ય ક્ષીણ થાય છે. ૧૯.

૧૬ મનુ ૪–૫૬. ૧૭ મનુ ૪–૨૦૭.
૧૮ મનુ ૨–૫૬. ૧૯ મનુ ૪–૪૧.

अनातुरः स्वानि खानि न स्पृशेदनिमित्ततः ।
रोमाणि च रहस्यानि सर्वाण्येव विवर्जयेत् ॥ २० ॥

રોગ વિનાના પુરૂષે વિના કારણે પોતાનાં રૂવાડાં તેમજ ગુપ્ત સ્થાનોને સ્પર્શ કરવો નહિ. ૨૦.

विरले शयनं वासं त्यजेत् प्राज्ञः परस्त्रिया ।
अयुक्तभाषणं चैव स्त्रियः शौर्यं न दर्शयेत् ॥ २१ ॥

બુદ્ધિમાન પુરૂષે પરસ્ત્રી સાથે એકાંતમાં સુવાનું તથા રહેવાનું રાખવું નહિ તથા સ્ત્રીઓ સાથે અયોગ્ય ભાષણ કરવું નહિ અને તેમને પોતાનું પરાક્રમ દેખાડવું નહિ. ૨૧.

औद्धत्यं परिहासं च तर्जनं बहुभाषणम् ।
पित्रोरग्रे न कुर्वीत यदीच्छेदात्मनो हितम् ॥ २२ ॥

ઉદ્ધતપણું, ઉપહાસ (મશ્કરી), ધમકી આપવી અને બહુ બોલવું એવું વર્તન માતા પિતા પ્રત્યે કરવું નહિ. ૨૨.

गुरूणां चैव निर्बन्धो न कर्त्तव्यः कदाचन ।
अनुमान्यः प्रसाद्यश्च गुरुः क्रुद्धो युधिष्ठिर ॥ २३ ॥

મોટાઓ સાથે કદીપણ હઠ કરવી નહિ અને તેઓ ક્રોધ કરે તોપણ નમ્રતાથી તેમને પ્રસન્ન કરવા. ૨૩.

अभिवन्देत वृद्धांश्च दद्याच्चैवासनं स्वयम् ।
कृतांजलिरुपासीत गच्छन्तं पृष्ठतोऽन्वियात् ॥ २४ ॥

---

૨૦ મનુ ૪–૧૪૪. ૨૧ મહાનિર્વાણ ૮–૪૧.
૨૨ મહાનિર્વાણ ૮–૩૦. ૨૩ અનુશાશન ૧૦૪–૫૦૩૫.

વૃદ્ધ મનુષ્યો ઘરમાં આવે તેમને નમન કરીને જાતે આસન આપવું તથા હાથ જોડીને પાસે બેસવું અને જાય ત્યારે તેમની પાછળ વળાવવા જવું. ૨૪.

विनीतैस्तु व्रजेन्नित्यमाशुगैर्लक्षणान्वितैः ।
वर्णरूपोपसम्पन्नैः प्रतोदेनातुदन् भृशम् ॥ २५ ॥

કેળવાયલા, ઝડપથી ચાલનારા અને સારાં લક્ષણવાળા તથા વર્ણ અને ઉંચાઈમાં સારા હોય એવા ઘોડાપર બેસવું પરંતુ તેને ચાબુક મારવી નહિ. ૨૫.

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।
तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽवधीत ॥ २६ ॥

જે મનુષ્ય ધર્મનો ત્યાગ કરે છે તેનો ધર્મ નાશ કરે છે અને જે ધર્મની રક્ષા કરે છે તેની ધર્મ રક્ષા કરે છે. માટે ધર્મ આપણો નાશ ન કરે તે સારૂ આપણે ધર્મનો નાશ ન કરવો જોઇએ. ૨૬.



૨૪ અનુશાસન ૧૦૪-૫૦૨૦. ૨૫ મનુ ૪-૬૮. ૨૬ મનુ ૮-૧૫.

# सप्तदशोऽध्यायः*।

## વિવિધવચન.



ब्रह्मनिष्ठो गृहस्थः स्यात् तत्त्वज्ञानपरायणः ।
यद् यत्कर्म प्रकुर्वीत तद् ब्रह्मणि समर्पयेत् ॥ १ ॥

ગૃહસ્થ મનુષ્યે બ્રહ્મનિષ્ઠ તથા તત્ત્વજ્ઞાન પરાયણ થવું અને જે જે કર્મ કરવામાં આવે તે બ્રહ્મને અર્પણ કરવાં. ૧.

स्त्रीभिर्भर्तृवचः कार्यमेष धर्मः परः स्त्रियः ।
सद्वृत्ताचारिणीं पत्नीं त्यक्त्वा पतति धर्मतः ॥ २ ॥

સ્ત્રીઓએ પોતાના પતિની આજ્ઞાનુસાર વર્તવું એ તેમનો મુખ્ય ધર્મ છે. અને જે પતિ સારા આચરણવાળી સ્ત્રીનો ત્યાગ કરે છે તે ધર્મથી ભ્રષ્ટ થાય છે. ૨.

अज्ञातपतिमर्यादामज्ञातपतिसेवनाम् ।
नोद्वाहयेत् पिता बालामज्ञातधर्मशासनाम् ॥३॥

કન્યા જ્યાંસુધી પોતાના સ્વામીની મર્યાદાથી અજાણી હોય અને પતિની સેવા કેમ કરવી તેથી અજાણી હોય .તેમજ ધર્મની

---

* સ્વર્ગસ્થ શ્રીયુત નારાયણ હેમચંદ્રે પ્રકટ કરેલા "બ્રાહ્મધર્મ" નામના પુસ્તકના દ્વિતીય ખંડમાંના ઘણાખરા શ્લોક તેમનાજ તરફથી નીકળેલા આ પુસ્તકમાં આવી જવા ઉપરાંત જે થોડા શ્લોક રહેલા તેપણ ઉપયોગી જાણી ધારી આ એક અધ્યાય વધારી લઇ તેમાં આપ્યા છે.

૨ મહાનિર્વાણતંત્ર ૮–૨૨. ૩ મહાનિર્વાણતંત્ર.

આજ્ઞાઓથી અજાણી હોય ત્યાંસુધી પિતાએ તેનો વિવાહ કરવો નહિ. ૩.

मौनान्न स मुनिर्भूयान्नारण्यवसनान्मुनिः ।
स्वलक्षणन्तु यो वेद स मुनिः श्रेष्ठ उच्यते ॥ ४ ॥

પુરૂષ વાણીનું મૌન રાખવાથી મુની થતો નથી તેમ તે અરણ્યમાં રહેવાથી મુની થતો નથી; પરંતુ જે પોતાના લક્ષણોને સારીરીતે જાણે છે તેજ શ્રેષ્ઠ મુની કહેવાય છે. ૪.

युवैव धर्मशीलः स्यादनित्यं खलु जीवितम् ।
कोहि जानाति कस्याद्य मृत्युकालो भविष्यति ॥ ५ ॥

યુવાન અવસ્થાથીજ ધર્મપરાયણ થવું જોઇએ કેમકે જીવન એ ખરેખર અનિત્યજ છે. વળી કોઈપણ જાણતું નથી કે આજે કોનું મૃત્યુ થશે. ૫.

यस्य वाङ्मनसी स्यातां सम्यक् प्रणिहिते सदा ।
तपस्त्यागश्च सत्यं च सर्व परमवाप्नुयात् ॥ ६ ॥

જેનાં મન અને વાણી સર્વદા સારી રીતે વશ હોય છે અને જે તપ, દાન તથા સત્યનું પાળન કરે છે તેવા સર્વ મનુષ્યો પરમ પદને પ્રાપ્ત થાય છે. ૬.

धर्मे नित्यः प्रशान्तात्मा कार्ययोगवहः सदा ।
ना धर्मे कुरुते बुद्धिं न च पापे प्रवर्त्तते ॥ ७ ॥

૪ ઉદ્યોગ ૪૩-૬૮૧. ૫ શાંતિ ૧૭૫-૬૫૩૭.
૬ શાંતિ ૧૭૫-૬૫૯.

જે શાંતિવાળો પુરૂષ સદા ધર્મનો આશ્રય કરીને સર્વ કાર્ય કરે છે તે અધર્મમાં મન રાખતો નથી અને પાપમાં પ્રવૃત્ત થતો નથી. ૭.

प्राप्य चाप्युत्तमं जन्म लब्ध्वा चेन्द्रियसौष्ठवम् ।
न वेत्त्यात्महितं यस्तु स भवेदात्मघातकः ॥ ८ ॥

ઉત્તમ મનુષ્ય જન્મને અને સુંદર ઇંદ્રિયોને પામીને જે મનુષ્યે આત્મહિતને ન જાણ્યું તે આત્મઘાતી થાય છે. ૮.

अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति ।
विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥ ९ ॥

પાણીવડે અંગો શુદ્ધ થાય છે, સત્યવડે મન શુદ્ધ થાય છે, વિદ્યા અને તપવડે પ્રાણીઓનો આત્મા શુદ્ધ થાય છે અને જ્ઞાનવડે બુદ્ધિ શુદ્ધ થાય છે. ૯.

प्रियो भवति दानेन प्रियवादेन चापरः ।
अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥ १० ॥

કોઈ દાનથી પ્રિય થાય છે અને કોઇ મિષ્ટ વચનોથી પ્રિય થાય છે, પરંતુ અપ્રિય અને હિતકારક વચનના કહેનાર અને સાંભળનાર દુર્લભ છે. ૧૦.

यथाश्रुतं यथादृष्टं सर्वमेवाञ्जसा वद ।
सत्येन पूयते साक्षी धर्मः सत्येन रक्ष्यते ॥ ११ ॥

જેવું સાંભળ્યું હોય અને જેવું જોયું હોય તેવું ખરેખરૂં કહેવું. સત્ય કહેવાથી સાક્ષી પવિત્ર થાય છે અને ધર્મના રક્ષા થાય છે. ૧૧.

---

૯ મનુ ૫-૧૦૯.

यस्य विद्वान् हि वदतः क्षेत्रज्ञो नाभिशंकते ।
तस्मान्न देवाः श्रेयांसं लोकेऽन्यं पुरुषं विदुः ॥ १२ ॥

જેના વચનમાં વિદ્વાન્ આત્મા શંકા ન પામે તેના જેવા શ્રેષ્ઠ પુરૂષ દેવતાઓ, આ લોકમાં બીજાને માનતા નથી. ૧૨.

अक्रोधेन जयेत् क्रोधमसाधुं साधुना जयेत् ।
जयेत् कदर्यं दानेन जयेत् सत्येन चानृतम् ॥ १३ ॥

અક્રોધવડે ક્રોધનો જય કરવો, સાધુતાવડે અસાધુતાનો જય કરવો, દાનવડે કૃપણતા (કંજુસાઈ) નો જય કરવો અને સત્યવડે અસત્યનો જય કરવો. ૧૩.

कुशलः सुखदुःखेषु साधूंश्चाप्युपसेवते ।
सत्यसाधुसमारम्भात् बुद्धिर्धर्मेषु राजते ॥ १४ ॥

જે મનુષ્ય સુખ દુઃખ સહેવામાં કુશળ છે અને સાધુ પુરૂષોની સેવા કરે છે તેની બુદ્ધિ સત્ય પાલન અને સારા આચરણને લીધે ધર્મમાં સ્થિર થાય છે. ૧૪.

यस्तु निःश्रेयसं वाक्यं मोहान्न प्रतिपद्यते ।
स दीर्घसूत्रो हीनार्थः पश्चात्तापेन युज्यते ॥ १५ ॥

પોતાનું કલ્યાણકરે એવા વચનને જે મનુષ્ય મોહને લીધે ગ્રહણ કરતો નથી તે દીર્ઘ સૂત્રી મનુષ્ય પુરૂષાર્થથી ભ્રષ્ટ થાય અને પછી પશ્ચાત્તાપ કરે છે. ૧૫.

सतां मतमतिक्रम्य योऽसतां वर्त्तते मते ।
शोचन्ते व्यसने तस्य सुहृदो न चिरादिव ॥ १६ ॥

---

૧૩ ઉદ્યોગ ૩૮–૫૧૯.

સારા માણસોના અભિપ્રાયને ન માનતાં અસાધુઓના મત પ્રમાણે જે મનુષ્ય વર્તે છે તેના મિત્રો તેને દુઃખમાં પડેલો જોઈને ઘણો સમય શોક કરતા નથી. ૧૬.

पात्रस्य हि विशेषेण श्रद्दधानस्तथैव च ।
अल्पं वा बहु वा प्रेत्य दानस्यावाप्यते फलम् ॥ १७ ॥

દાન આપનારો મનુષ્ય પોતાની શ્રદ્ધા પ્રમાણે તેમજ જેને તે દાન આપે છે તેની યોગ્યતા પ્રમાણે થોડું અથવા ઘણું ફળ પરલોકમાં મેળવે છે. ૧૭.

दानान्न दुष्करं तात पृथिव्यामस्ति किञ्चन ।
अर्थे च महती तृष्णा स च दुःखेन लभ्यते ॥ १८ ॥

હે ભાઈ! દાનના જેવું કઠિન કાર્ય પૃથ્વીમાં બીજું કંઈ નથી. કારણ કે ધનમાં તૃષ્ણા લોકોને મોટી છે અને તે દુઃખથી પ્રાપ્ત થાય છે. ૧૮.

न्यायोपार्जितवित्तेन कर्त्तव्यं ज्ञानरक्षणम् ।
अन्यायेन तु यो जीवेत् सर्वधर्मबहिष्कृतः ॥ १९ ॥

ન્યાયથી મેળવેલા ધનનું જ્ઞાનવડે રક્ષણ કરવું. અન્યાયથી મેળવેલા ધનવડે જે પુરૂષ જીવન ગાળે છે તે સર્વ ધર્મોથી ભ્રષ્ટ થાય છે. ૧૯.

शक्त्यान्नदानं सततं तितिक्षा धर्मनित्यता ।
यथार्हं प्रतिपूजा च सर्वभूतेषु वै सदा ॥ २० ॥

શક્તિ પ્રમાણે નિરંતર દાન આપવું, સર્વદા સહનશીલ થવું નિત્ય ધર્મનું અનુષ્ઠાન કરવું અને સદાકાળ સર્વ પ્રાણીઓને યોગ્ય માન આપવું ૨૦.

अन्नदः सुखमाप्नोति सुतृप्तः सर्ववस्तुषु ।
भूमिदानात् परं नास्ति विद्यादानं ततोऽधिकम् ॥ २१ ॥

સર્વ વસ્તુઓમાં પણ જે અન્નનું દાન કરનારો છે તે તૃપ્ત થઇને સુખને પામે છે, ભૂમિદાનના જેવું બીજું દાન નથી અને વિદ્યા દાન તો તેથી પણ અધિક છે. ૨૧.

औषधं पथ्यमाहारं स्नेहाभ्यङ्गं प्रतिश्रयम् ।
दानान्येतानि देयानि ह्यन्यानि च विशेषतः ।
दीनान्धकृपणादिभ्यः श्रेयस्कामेन धीमता ॥ २२ ॥

પોતાનું કલ્યાણ ઇચ્છનારા બુદ્ધિમાન પુરુષે દીન, આંધળા અને દયાપાત્ર મનુષ્યોને ઔષધ, પથ્ય ભોજન, તેલ ચોળીને સ્નાન કરવાનું તથા રહેવાનું સ્થાન એટલાં દાન દેવાં અને બીજાં વિશેષ દાન પણ આપવાં. ૨૨.

शक्तः परजने दाता स्वजने दुःखजीविनि ।
मध्वापातो विषास्वादः स धर्मप्रतिरूपकः ॥ २३ ॥

પોતાના માણસો દુખમાં જીવન ગાળતાં હોય છતાં જે પારકાં માણસોને દાન આપેછે તે પુરૂષ ધર્મનો શત્રુ ગણાયછે. કારણકે તેનું દાન ,મધપાનની પેઠે સ્વાદિષ્ટ છતાં પરિણામે વિષના જેવું દુઃખદાયક થાયછે. ૨૩

क्रोधः सुदुर्जयः शत्रुर्लोभो व्याधिरनन्तकः ।
सर्वभूतहितः साधुरसाधुर्निर्दयः स्मृतः ॥ २४ ॥

---

૨૩ મનુ સ્મૃતિ.

ક્રોધ એ કઠિનતાથી જીતી શકાય એવો શત્રુ છે, લોભ એ મટે નહિ એવો વ્યાધિ છે, જે પુરૂષ સર્વ પ્રાણી ઓનું હિત કરે તે સાધુછે અને જે નિર્દય છે તે અ સાધુ કહેવાય છે. ૨૪

**मित्रध्रुक् दुष्टभावश्च नास्तिकोऽथानृजुः शठः ।**
**गुणवन्तश्च यो द्वेष्टि तमाहुः पुरुषाधमम् ॥ २५ ॥**

જે મનુષ્ય મિત્રનો દ્રોહ કરનાર, દુષ્ટસ્વભાવવાલો નાસ્તિક, કુટિલ, શઠ અને ગુણવાનનો દ્વેષકરનારો તેને પુરૂષાધમ એટલે હલકો માણસ કહેછે. ૨૫.

**ह्रीमान् हि पापं प्रद्वेष्टि तस्य श्रीरभिवर्द्धते ।**
**ह्रीर्हता बाधते धर्मं धर्मो हन्ति हतः श्रियम् ॥ २६ ॥**

જે લજ્જાવાન મનુષ્ય પાપનો દ્વેષકરેછે અર્થાત્ પાપકરતો નથી તેની લક્ષ્મી વૃદ્ધિ થાયછે, લજ્જાનો નાશથવાથી ધર્મની હાની થાય છે અને ધર્મની હાની થવાથી લક્ષ્મીનો નાશથાય છે. ૨૬.

**अनसूयुः कृतज्ञश्च कल्याणानि च सेवते ।**
**सुखानि धर्ममर्थञ्च स्वर्गञ्च लभते नरः ॥ २७ ॥**

જે મનુષ્ય ઇર્ષ્યા (અદેખાઈ) વિનાનો તથા કરેલા ઉપકારને જાણનારો છે તે સુખ, ધર્મ અર્થ તથા સ્વર્ગને મેલવે છે. ૨૭.

**यथैवात्मा परस्तद्वत् द्रष्टव्यः शुभमिच्छता ।**
**सुखदुःखानि तुल्यानि यथात्मनि तथा परे ॥ २८ ॥**

શુભને ઇચ્છનારા મનુષ્યો જેવું "પોતાનું તેવુંજ પારકું" એમ જુવેછે. કેમકે સુખ અને દુઃખ જેવાં પોતાને જણાયછે તેવાંજ બીજાને પણ જણાય છે. ૨૮.

अन्यान् परिवदन् साधुर्यथा हि परितप्यते ।
तथा परिवदन्नन्यांस्तुष्टो भवति दुर्जनः ॥ २९ ॥

બીજાને કુવચન કહેવાથી સાધુ પુરૂષો જેમ સંતાપ પામેછે તેમ બીજાને કુવચન કહેવાથી દુર્જનો સંતોષ પામેછે. ૨૯

वहवोऽविनयान्नष्टा राजानः सपरिच्छदाः ।
वनस्था अपि राज्यानि विनयात् प्रतिपेदिरे ॥ ३० ॥

ઉદ્ધત પણાને લીધે વિવિધ સાધનો વાળા ઘણા રાજાઓ વિનાશ પામ્યાછે અને વનમાં રહેનારા ઘણા માણસોએ વિનય ( નમ્રતા ) ના ગુણ વડે રાજ્ય મેળવ્યાં છે. ૩૦.

यत्कर्मकुर्वतोऽस्य स्यात्परितोषोऽन्तरात्मनः ।
तत् प्रयत्नेन कुर्वीत विपरीतन्तु वर्ज्जयेत् ॥ ३१ ॥

જે કરવાથી પોતાના અંતરાત્માને સંતોષ થાય તે કર્મ પ્રયત્ન પૂર્વક કરવું અને જે કરવાથી સંતાપ થાય તે કર્મ નો ત્યાગ કરવો. ૩૧.

धर्मकार्यं यतन् शक्त्या न चेत् प्राप्नोति मानवः ।
प्राप्तो भवति तत् पुण्यमत्र मे नास्ति संशयः ॥ ३२ ॥

શક્તિ પ્રમાણે ધર્મકાર્ય કરવાનો પ્રયત્ન કરવા છતાં તે સંપૂર્ણ ન થાય તો પણ તેને પુણ્ય પ્રાપ્ત થાયછે. ૩૨.

इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।
संयमे यत्नमातिष्ठेत् विद्वान् यन्तेव वाजिनाम् ॥ ३३ ॥

જેમ સારથી ઘોડાને વશ રાખે છે તેમ વિષયોમાં ખેંચી જનારી ઇંદ્રિયોને વિદ્વાન પુરૂષે સંયમમાં રાખવા યત્ન કરવો જોઇએ. ૩૩.

न तथैतानि शक्यन्ते संनियन्तुमसेवया ।
विषयेषु प्रजुष्टानि यथा ज्ञानेन नित्यशः ॥ ३४ ॥

જેવી રીતે જ્ઞાન વડે કરીને વિષયોમાં જોડાયલી ઇંદ્રિયો જીતાયછે તેવી રીતે વિષયોનો ત્યાગ કરવાથી જીતાતી નથી. ૩૪.

अविद्वांसमलं लोके विद्वांसमपि वा पुनः ।
प्रमदा ह्युत्पथं नेतुं कामक्रोधवशानुगम् ॥ ३५ ॥

કામ તથા ક્રોધને આધીન થયેલા પુરૂષોને તેઓ જગત્માં વિદ્વાન હોય અથવા અવિદ્વાન હોય, તોપણ ખોટા રસ્તાપર લઇ જવાને સ્ત્રીઓ સમર્થ થાય છે. ૩૫.

वशे कृत्वेन्द्रियग्रामं संयम्य च मनस्तथा ।
सर्वान् संसाधयेदर्थानाक्षिपन् योगतस्तनुम् ॥ ३६ ॥

સર્વ ઇંદ્રિયોને વશ કરીને, મનને નિયમમાં રાખીને અને યોગવડે શરીરની શુદ્ધિકરીને સર્વ અર્થોનું સાધન કરવું. ૩૬.

यदा न कुरुते पापं सर्वभूतेषु कर्हिचित् ।
कर्मणा मनसा वाचा ब्रह्म सम्पद्यते तदा ॥ ३७ ॥

જ્યારે મનુષ્ય કોઇ પણ પ્રાણીના પ્રત્યે કર્મથી મનથી અને વાણીથી પાપાચરણ કરતો નથી ત્યારે તે બ્રહ્મને પ્રાપ્ત થાયછે. ૩૭.

पुण्यं कुर्वन् पुण्यकीर्त्तिः पुण्यस्थानं स गच्छति ।
पुण्यं प्राणान् धारयति पुण्यं प्राणदमुच्यते ॥ ३८ ॥

પુણ્ય કર્મ કરનારો અને ઉત્તમ કીર્તિવાળો પુરૂષ પુણ્ય લોકમાં જાયછે અને ઉત્તમ પ્રાણને ધારણ કરે છે માટે પુણ્યએ પ્રાણને આપનારૂં કહેવાય છે. ૩૮.

पापं चिन्तयते चैव ब्रवीति च करोति च।
तस्याधर्मे प्रविष्टस्य गुणा नश्यन्ति साधवः ॥ ३९ ॥

જે માણુસ પાપનું ચિંતન કરે છે, પાપની વાર્તા કરે છે અને પાપનું કર્મ કરે છે તેવા અધર્મમાં પ્રવર્ત થયેલા માણુસના સદ્ગુણો નાશ પામે છે. ૩૯.

ये पापानि न कुर्वन्ति मनोवाक्कर्मबुद्धिभिः।
ते तपन्ति महात्मानो न शरीरस्य शोषणम् ॥ ४० ॥

જેઓ મન, વાણી, કર્મ અને બુદ્ધિથી પાપ કર્મ કરતા નથી તેવા મહાત્માઓજ ખરૂં તપ કરે છે, માત્ર શરીરનું શોષણ કરે છે તેઓ નહિ. ૪૦.

प्राज्ञो धर्मेण रमते धर्मं चैवोपजीवति।
धर्मात्मा भवति ह्येव चित्तश्चास्य प्रसीदति ॥ ४१ ॥

બુદ્ધિવાન મનુષ્ય ધર્મમાં પ્રીતિવાન હોય છે ધર્મથીજ જીવે છે અને ધર્માત્મા થાય છે તથા ધર્મમાંજ તેનુ ચિત્ત પ્રસન્ન રહે છે. ૪૧.

यस्यात्मा विरतः पापात् कल्याणे च निवेशितः।
तेन सर्वमिदं बुद्धं प्रकृतिर्विकृतिश्च या ॥ ४२ ॥

જેનો આત્મા પાપથી નિવૃત્ત થયેલો છે અને શુભ કાર્યમાં જોડાયલો છે તે પુરૂષજ આ જગતમા સ્વભાવને અને વિકારને જાણે છે. ૪૨.

प्रज्ञा चक्षुर्नर इह दोषान्नैवानुरुध्यते।
विरज्यते यथाकामं न च धर्मं विमुञ्चति ॥ ४३ ॥

જે મનુષ્યનું બુદ્ધિરૂપી નેત્ર ખુલેલું છે તે આ જગતમાં કોઈ પણ દોષથી બંધાતો નથી. ઇચ્છા હોય તેનો તે ત્યાગ કરે છે પણ ધર્મનો ત્યાગ કરતો નથી. ૪૩.

वार्यमाणोऽपि पापेभ्यः पापात्मा पापमिच्छति ।
चोद्यमानोऽपि पापेन शुभात्मा शुभमिच्छति ॥ ४४ ॥

પાપમાંથી વારવા છતાં પણ પાપી માણસ પાપની ઇચ્છા કરે છે અને પાપમાં જોડાવા છતાંપણ સારો પુરૂષ શુભનેજ ઇચ્છે છે. ૪૪.

निषेवते प्रशस्तानि निन्दितानि न सेवते ।
अनास्तिकः श्रद्धधान एतत्पण्डितलक्षणम् ॥ ४५ ॥

જે મનુષ્ય ઉત્તમ ધર્મનું પાલન કરેછે અને નિંદા કરવા યોગ્ય આચરણ કરતો નથી તથા જે આસ્તિક અને શ્રદ્ધાવાન છે તેજ પંડિતનાં લક્ષણવાળો છે. ૪૫.

शुभाशुभफलं कर्म मनोवाग्देहसम्भवम् ।
कर्मजा गतयो नृणामुत्तमाधममध्यमाः ॥ ४६ ॥

મન, વાણી અને શરીરથી ઉત્પન્ન થયેલાં કર્મોથી શુભ અને અશુભ ફળ ઉત્પન્ન થાય છે અને મનુષ્યની ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એ ત્રણ પ્રકારની ગતિ કર્મથીજ થાય છે. ૪૬.

परद्रव्येष्वभिध्यानं मनसाऽनिष्टचिन्तनम् ।
वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ॥ ४७ ॥

પરાયા દ્રવ્યની લાલચ, મનથી બીજાનું અશુભ ચિંતન અને અયોગ્ય આગ્રહ એ ત્રણે પ્રકારનાં માનસિક પાપકર્મ છે. ૪૭.

पारुष्यमनृतञ्चैव पैशुन्यञ्चापि सर्वशः ।
असम्बद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥ ४८ ॥

કઠિન વચન, અસત્ય ભાષણ, પરાયાં છિદ્ર જોવાં, ચાડિયાપણુ અને સંબંધ વિનાનું બોલવું એ ચાર પ્રકારનાં પાપ વાણીથી થાય છે. ૪૮.

अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ।
परदारोपसेवा च शारीरं त्रिविधं स्मृतम् ॥ ४९ ॥

નહિ આપેલી વસ્તુ પરાણે લેવી, વિધિરહિત હિંસા અને પરસ્ત્રીનું સેવન એ ત્રણ પ્રકારનાં શારીરિક પાપ છે. ૪૯.

त्रिदण्डमेतन्निक्षिप्य सर्वभूतेषु मानवः ।
कामक्रोधौ तु संयम्य ततः सिद्धिं नियच्छति ॥ ५० ॥

સર્વ પ્રાણીના હિતને માટે મન, વાણી અને શરીર એ ત્રણેને (ઉપર કહેલાં) પાપથી રોકાવારૂપી ત્રીદંડને ધારણ કરીને તથા કામ અને ક્રોધને સંયમમાં રાખીને મનુષ્ય સિદ્ધિને પ્રાપ્ત થાય છે. ૫૦.

कृत्वा पापं हि सन्तप्य तस्मात् पापात् प्रमुच्यते ।
नैवं कुर्यां पुनरिति निवृत्त्या पूयते तु सः ॥ ५१ ॥

કરેલા પાપનો પશ્ચાતાપ કરવાથી તે પાપથી મુક્ત થવાય છે અને “ ફરીથી તેમ નહિ કરૂં ” એવી પ્રતિજ્ઞા કરીને પાપકર્મથી નિવૃત્ત થવાથી તે પુરૂષ પવિત્ર થાય છે. ૫૧.

धर्मं शनैः सञ्चिनुयात् वल्मीकमिव पुत्तिकाः ।
परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥ ५२ ॥

પરલોકમાં સહાય થવાને માટે સર્વ પ્રાણીઓને પીડા ન આપતાં ઉદ્ધઇ જેમ માટીનો થર બનાવે છે તેમ મનુષ્યે ધર્મનો ધીમે ધીમે સંગ્રહ કરવો. ૫૨.

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्ठसमं क्षितौ ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ ५३ ॥

બંધુઓ કાષ્ઠ અને માટીના ઢેફાની પેઠે, મરેલા શરીરનો પૃથ્વીપર ત્યાગ કરીને પાછા જાય છે અને ફક્ત ધર્મજ તેની પાછળ જાય છે. ૫૩.



# વિવિધ ગ્રંથમાળામાં

## જાહેર ખબર છાપવાના દર.

હાલ આ ગ્રંથમાળાનાં દરમાસે સવા બે હજાર પુસ્તકો નીકળે છે. બે પુસ્તક ભેગાં નીકળે તો પણ દરેક પુસ્તકને છેડે જાહેર ખબર આવે છે. સર્વેને સુગમ થવા અર્થે જાહેર ખબરોના ભાવ મુદત પર ન ઠરાવતાં પુસ્તકોની સંખ્યા ઉપર ઠરાવ્યા છે તે નીચે પ્રમાણે છે.

| જાહેર ખબર કેટલાંપુસ્તકો માં છપાશે. | એક પેજનો ભાવ રૂ. | અર્ધાપેજનો ભાવ રૂ. | પાપેજનો ભાવ રૂ. | ત્રણ લાઇન નો ભાવ રૂ. |
|---|---|---|---|---|
| ૨૫૦૦૦ | ૩૦ | ૧૮ | ૧૦ | ૬ |
| ૧૫૦૦૦ | ૨૦ | ૧૨ | ૭ | ૪ |
| ૧૦૦૦૦ | ૧૫ | ૯ | ૫ | ૩ |
| ૫૦૦૦ | ૧૦ | ૬ | ૩ | ૨ |
| ૨૦૦૦ | ૫ | ૩ | ૨ | ૧ |

**સૂચના** (૧) બસો ચારસો કમી જાસ્તી પ્રતમાં છપાશે તે બદલે કાંઇ વધઘટ થશે નહિં (૨) એક પેજ રોયલ ૧૬ પેજી કદનું હોય છે જેમાં પાઇકા અથવા ઇંગલીશ ટાઇપની ૨૪ છાપેલી લાઇનો માઈ શકશે. દરેક લાઇન પોણાચાર ઇંચ લાંબી આવશે. (૩) પૈસા અગાઉથીજ લેવાશે રૂ. ૧૫) થી વધુ હશે તો બે હપ્તે પણ ચાલશે. (૪) જાહેર ખબર આપનારને આ ગ્રંથમાળાનાં પુસ્તકો જોઇયે તો તે બદલ પોતાને પસંદ હોય તે વર્ગનું મુલ્ય જાહેર ખબરના મુલ્ય સાથેજ મોકલવું જોઇયે. (૫) કોઇપણ જા. ખ. સ્વિકારવી કે નહિં તે વ્યવસ્થાપકની મરજીપર રહેશે. (૫) ગ્રંથમાળા સાથે હેન્ડબીલ વહેંચવા બદલ રૂ. ૧૨.)

**વ્યવસ્થાપક** સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. હાથી બીલ્ડીંગ ભાંગવાડીને નાકે, કાલબાદેવી રોડ—**મુંબઈ.**

# સસ્તું સાહિત્ય.

આ ખાતામાંથી જનસેવાર્થે પડી કિંમતે અપાતાં પુસ્તકો નીચે મુજબ છે એ વિષે વધુ હકીકત આ પુસ્તકની છેવટે આપેલી જાહેર ખબરમાં પૃષ્ઠ ૧ થી ૧૩ સુધીમાં આપેલી છે તે વાંચવા ભલામણ છે.

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| શ્રીમદ્ ભાગવતનો એકાદશ સ્કંધ પાકું પૂઠું ... | ૦ | ૬ | ૬ |
| શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ પાકું પૂઠું ... | ૦ | ૯ | ૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા ગું૦ અર્થ સાથે પાકું પૂઠું.... | ૦ | ૩ | ૦ |
| શ્રીયોગ વાસિષ્ઠનાં વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ પાકું પૂઠું. | ૦ | ૭ | ૦ |
| શ્રીયોગ વાસિષ્ઠનાં સ્થિતિ તથા ઉપશમ પ્રકરણ ભેગાં | ૧ | ૮ | ૦ |
| શ્રીયોગ વાસિષ્ઠનું નિર્વાણ પ્રકરણ ... .... | ૩ | ૦ | ૦ |
| સદ્ગુણી બાળકો.... .... .... .... | ૦ | ૩ | ૦ |
| નશીબ ફેરવવાની કુંચી .... .... .... | ૦ | ૩ | ૬ |
| બાળકોની વાતો.... .... .... .... | ૦ | ૩ | ૦ |
| આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ .... | ૧ | ૮ | ૦ |
| આયુષ્ય વધારવાનો કીમિયો (વૈદ્યક પુસ્તક) .... | ૦ | ૫ | ૦ |
| સુબોધ રત્નમાળા છત્રીશી પૃષ્ઠ ૭૨૦ પાકું પૂઠું (કવિતા) | ૦ | ૧૪ | ૦ |
| જેસંગ કાવ્ય પૃષ્ઠ ૯૦૦ પાકું પૂઠું ... ... | ૧ | ૨ | ૦ |
| જીવન સંધ્યા (ઉત્તમ નોવેલ) ... .... | ૦ | ૬ | ૦ |
| જીવન પ્રભાત (ઉત્તમ નોવેલ) ... ... | ૦ | ૬ | ૦ |
| મહાવીર ગારફિલ્ડ ... .... ... | ૦ | ૬ | ૦ |
| ક્ષાત્રપાળ પ્રતાપ (કાવ્ય) ... ... ... | ૦ | ૧ | ૬ |
| સંગીત નીતિ વિનોદ ... ... ... | ૦ | ૩ | ૦ |
| કથા વિનોદ ... ... ... ... | ૦ | ૩ | ૦ |
| શ્રી ભગવાનની છબી આઠ રંગની .... ... | ૦ | ૧ | ૦ |

ઠે૦—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—કાલબાદેવી—મુંબઈ.

# સ્વર્ગનાં પુસ્તકો.



આ પુસ્તકો ગૃહસ્થોના ઘરના સાચા શણગાર રૂપ છે. હરીજનોને માટે હૈયાના હાર જેવાંછે, અને સર્વ સાધારણને માટે ઉત્તમ વાંચનના ભંડાર રૂપ છે. કારણકે તેની ભાષા ઘણીજ સાદી અને સ્હેલી છે. બાળકો અને સ્ત્રીઓ પણ સમજી શકે એવી તેમાં સરળતા છે, અને તે ભક્તિ માર્ગના ઉત્તમ સિદ્ધાંતો તેમજ હાલના જમાનાને અનુસરતા નવા વિચારો અને વાતોથી ભરેલાં છે.

ભક્તિ-જ્ઞાન-પ્રભુ પ્રેમના દાખલાઓવાળાં.

| | | |
|---|---|---|
| સ્વર્ગનું વિમાન .... .... | રૂ. | એક. |
| સ્વર્ગની કુંચી .... .... | રૂ. | એક. |
| સ્વર્ગનો ખજાનો .... .... | રૂ. | એક. |

જમાનાને અનુસરતા વિચારોનાં.

| | | |
|---|---|---|
| સંસારમાં સ્વર્ગ .... .... | રૂ. | દોઢ. |
| સ્ત્રીઓનું સ્વર્ગ ... ... | રૂ. | દોઢ. |
| સાચું સ્વર્ગ ... .... | રૂ. | દોઢ. |
| સ્વર્ગની સીડી .... ... | રૂ. | દોઢ. |
| હરેકનું પોષ્ટેજ વી. પી. ખર્ચ રૂ. | ૦। | જૂદું. |

મુખ્ય ઠેકાણું:—વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર. કાલબાદેવી રોડ, હાથી બિલ્ડીંગ,—મુંબઇ નં. ૨.

# વૈષ્ણવ ધર્મ પ્રકાશ.

## (માસિક પત્ર.)

આ પત્ર ત્રણ વર્ષથી નીકળે છે. તેનાં સંખ્યાબંધ ગ્રાહકો છે પહેલા વર્ષમાં જુદા જુદા ગોસ્વામી બાળકોના પાંચ ફોટા ભેટ આપવામાં આવ્યા હતા. બીજા વર્ષમાં ગોસ્વામી બાળકોના જુદા જુદા ત્રણ ફોટા અને પુષ્ટિ માર્ગનો સાચો સિદ્ધાંત એ નામનું રૂ. ૧) ની કિંમતનું પુસ્તક ભેટ આપ્યું હતું. આવતા વર્ષમાં પહેલી ભેટ તરીકે શ્રી મહા પ્રભુજીના પ્રાકટયનો સચિત્ર ખાસ અંક ભેટ આપવામાં આવશે. જેમાં સંખ્યાબંધ ગોસ્વામી બાળકોના જુદા જુદા ફોટા તથા દળદાર ૬૪ પાનાંમાં ઉત્તમ લેખો દાખલ કરવામાં આવશે. સચિત્ર ખાસ અંક ચૈત્ર મહિનામાં બહાર પડશે. ગ્રાહકોએ લવાજમ સાથે ફક્ત રૂ ૧–૬–૦ મોકલી નામ નોંધાવવું ગ્રાહક પુરતી નકલો છપાશે. વૈષ્ણવોએ આ તક ગુમાવવી નહિ.

વૈષ્ણવ ધર્મ પ્રકાશ ઑફીસમાં વૈષ્ણવોપયોગી કોઈપણ પુસ્તક તથા સઘળા ગોસ્વામી બાળકોના ફોટા મળે છે. તેમજ પુસ્તકમાં ફોટા મુકવાની ઇચ્છાવાળાને જોઈતા પ્રમાણમાં ફોટા પુરા પાડવામાં આવે છે. આ પત્ર માટે એજંટ તથા ખબર પત્રીની જરૂર છે. કમીશન સારૂં મળશે. ખુલાસા માટે ટીકીટ બીડી નીચેના સરનામે લખો.

મેનેજર વૈષ્ણવ ધર્મ પ્રકાશ.

રૂપાલ.--પોષ્ટ અસનગર--મહીકાંઠા.

# નારાયણ હેમચંદ્રકૃત પુસ્તકો.

## વાર્તાનાં પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| સ્નેહ કુટીર કિંમત રૂ. | ૦ | ૧૨ | ૦ |
| નંદકોર .... | ૦ | ૧૨ | ૦ |
| કમળ .... .... | ૦ | ૧૨ | ૦ |
| માણેક.... .... | ૦ | ૧૨ | ૦ |
| કૃષ્ણલાલનું વિલ.... | ૦ | ૧૨ | ૦ |
| ફુલની માળા .... | ૦ | ૧૨ | ૦ |
| નાની મીઠી વાર્તા... | ૦ | ૮ | ૦ |
| વાસવદત્તા .... | ૦ | ૮ | ૦ |
| જયસિંહ .... | ૦ | ૮ | ૦ |
| સ્નેહતરંગ .... | ૦ | ૮ | ૦ |
| મૃણાલિની .... | ૦ | ૮ | ૦ |
| વિજયસિંહ .... | ૦ | ૮ | ૦ |
| પાંચ વાર્તા .... | ૦ | ૪ | ૦ |
| પ્રિય દર્શિકા .... | ૦ | ૪ | ૦ |
| જુની પુરાણી વાર્તા. | ૦ | ૪ | ૦ |
| સ્ત્રી સદ્બોધ વાર્તાવળી | ૦ | ૪ | ૦ |
| બદરૂદીન .... | ૦ | ૬ | ૦ |
| કર્પૂર મંજરી ... | ૦ | ૪ | ૦ |
| સુંદર લાલ .... | ૦ | ૪ | ૦ |
| લક્ષ્મી.... .... | ૦ | ૪ | ૦ |

**સૂચના:**—પાંચરૂપિયાના સામટાં મંગાવનારને રૂપિયા ચારમાં આપશું.

## સાહિત્યનાં પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| નાટક તત્વ કિંમત રૂ. | ૦ | ૮ | ૦ |
| ગાયન તત્વ ... | ૦ | ૪ | ૦ |
| કાલીદાસ અને શેક્સપિયરની તુલના .... | ૦ | ૮ | ૦ |
| સંગીત ચર્ચા .... | ૦ | ૬ | ૦ |

## ધર્મનાં પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| હિંદુશાસ્ત્ર. બ્રાહ્મણ આરણ્યક અને ઉપનિષદ્ | ૦ | ૬ | ૦ |
| હિંદુશાસ્ત્ર રામાયણ(વાલ્મીક) | ૧ | ૮ | ૦ |
| હિંદુશાસ્ત્ર વેદ સંહિતા | ૦ | ૬ | ૦ |
| હિંદુશાસ્ત્ર અઢારપુરાણ | ૧ | ૮ | ૦ |
| ધર્મ બંધુ.... .... | ૦ | ૪ | ૦ |
| ધર્મ તત્વ.... ... | ૦ | ૪ | ૦ |
| બ્રાહ્મધર્મનાં વ્યાખાન | ૧ | ૮ | ૦ |

## વિજ્ઞાનનાં પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| બ્રહ્માંડ તત્વ .... | ૦ | ૬ | ૦ |
| તારામંડળ ... | ૦ | ૪ | ૦ |
| વિશ્વ ઉત્પત્તિ તત્વ... | ૦ | ૪ | ૦ |
| પૃથ્વી ઉત્પત્તિ તત્વ.... | ૦ | ૪ | ૦ |
| સમાજ ઉત્પત્તિતત્વ .. | ૦ | ૪ | ૦ |
| પ્રેમ તત્વ .... | ૦ | ૮ | ૦ |
| સૂર્ય .... .... | ૦ | ૪ | ૦ |
| મનુષ્યને ઓળખવાની વિદ્યા | ૦ | ૮ | |

ઠેકાણું–વનમાળી વિઠ્ઠલ હેમચંદ્ર ૧લી સુતારગલી, ગીરગામ પોસ્ટ–મુંબઈ.

## "થીયોસૉફીને લગતાં ગુજરાતી પુસ્તકો."

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| પુરાણી પ્રજ્ઞા કિંમત ... | ૧ | ૪ | ૦ |
| મહાનમંદીરનો ચોક ... | ૦ | ૭ | ૦ |
| પુનર્જન્મ ... ... | ૦ | ૪ | ૦ |
| મુમુક્ષનો માર્ગ ... | ૦ | ૬ | ૦ |
| ધર્મ અને હિંદુધર્મ ... | ૦ | ૬ | ૦ |
| કર્મ, જ્ઞાન અને ભકિત... | ૦ | ૫ | ૦ |
| સજ્જન પણું મનુષ્ય ... | ૦ | ૫ | ૦ |
| અવતારો ... ... | ૦ | ૫ | ૦ |
| કર્મ, દેવલોક (દરેકના).. | ૦ | ૪ | ૦ |
| આત્મા અને તેના કોપો | ૦ | ૪ | ૦ |
| વિચાર શકિત ... | ૦ | ૧૦ | ૦ |
| એની બીસન્ટ વ્યાખ્યાન-માળા ... | ૦ | ૪ | ૦ |
| હૃદયવાદ, ગુમનાદ ... | ૦ | ૪ | ૦ |
| ગુપ્ત જ્ઞાન સંહિતા ... | ૦ | ૧૨ | ૦ |
| થીયોસોફી નવી એડીસન | ૧ | ૦ | ૦ |
| રાજ રૂપિ ... ... | ૩ | ૦ | ૦ |
| બ્રહ્મ જ્ઞાન ભોમીઓ... | ૧ | ૮ | ૦ |
| યોગ દર્શન અનુભવ ... | ૨ | ૦ | ૦ |
| સુબોધ પત્રિકા ... | ૧ | ૪ | ૦ |
| શ્રીમદ ભગવત ગીતા ... | ૦ | ૬ | ૦ |
| વર્ણોપચાર વિદ્યા ... | ૦ | ૬ | ૦ |
| એની બીસન્ટ ચરિત્ર... | ૦ | ૧૨ | ૦ |

ઠેકાણું—થીઓસોફીકલ બુક ડીપો ૨૧, હોરનબી રોડ,—મુંબઈ.

# "શિક્ષક."

## કેળવણીના વિષયોને ચર્ચતું માસિક પત્ર.

આ માસિક પત્રમાં કેળવણીની પ્રાચીન તેમજ અર્વાચીન ભારતીય તેમજ યુરોપીયન પદ્ધતિઓની બહુ સ્વતંત્રતાથી ચર્ચા ચલાવવામાં આવેછે. કોઈપણ રાજયનું આ પત્ર વાજીંત્ર નહિ હોવાથી સ્વતંત્રતાથી ચર્ચા ચલાવવામાં કોઇ પણ પ્રકારનો અંતરાય આવતો નથી, આવીરીતે ખાનગી સાહસથી અને સ્વતંત્રતાથી કેળવણીના વિષયોની ચર્ચા ઉપર જીવન ચલાવનારું ગુજરાતી ભાષામાં માત્ર આ એકલુંજ પત્ર છે. દેશીરાજ્યો અને બ્રિટિશરાજ્ય તરફથી તથા આર્ય સમાજ આદિ મંડળો તરફથી આ પત્રને સારો આશ્રય મળતો જાય છે દેશોદય મુખ્યત્વેકરીને બાળકોની કેળવણી ઉપર આધાર રાખે છે એમ જાણનારાઓએ અવશ્ય કરીને આવા સ્વતંત્રપત્રને આશ્રય આપવા હાથ લંબાવવો એ દેશોદયના મૂળમાં પાણી સિંચવા બરાબરછે. આ હકીકત સુજ્ઞ જનોથી અજાણી ન હોય એટલે એવા જનો તરફથી આશ્રય મલશેજ એવી આશા છે. આથી વધારે પ્રાર્થના તંત્રી શી કરી શકે?

જેમ જેમ આશ્રય વધારે મળતો જશે તેમ તેમ લવાજમ વધાર્યા વિના કદવધતું જશે. હાલ ડેમી ચાર ફોર્મામાં પ્રસિદ્ધ થાય છે. વાર્ષિક લવાજમ (ટપાલખર્ચ સાથે) રૂ. ૧.

નરસિંહભાઇ ઇશ્વરભાઈ પટેલ તંત્રી "શિક્ષક" મહેસાણા

# લોકહિતાદર્શ.

(માસિક પત્ર.)

**વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે ફકત છ આના.**

સાધારણ વાંચનારાઓમાં ઉપયોગી અને ઉંચા પ્રકારના વાંચનનો શોખ જાગૃત થાય એ હેતુથી આ માસિક પત્ર પ્રસિદ્ધ કરવામાં આવે છે, ને તેથી તેમાં ખેતીની સુધારણા, હાથની કારીગરીના ઉદ્યોગ, પરસ્પર સહાયકારક (સહકારી) મંડળીઓ, પંચાયતો, દેશ પરદેશના ઇતિહાસની રસિક વાર્તાઓ, મહા પુરૂષોનાં જીવનચરિત્રો, સંસ્કૃત મહાભારત અને સ્મૃતિ ગ્રંથો વગેરેનો ઉપદેશક કથાભાગ, કવિતાઓ વિગેરે વિષયો ચર્ચાયછે. હરકોઇ માણસ આ પત્ર ખરીદીશકે અને જેઓ મોંઘાં વર્તમાન પત્રો કે સારાં પુસ્તકોનો લાભ લઇ શકતા નથી તેમનામાં જ્ઞાન પ્રસારનું કામ કરી શકાય એ હેતુથી આ પત્રનું લવાજમ પડતર છપામણી ખર્ચથી પણ ઓછું ટપાલ ખર્ચસાથે ફકત રૂા. ૦ા⌐ છે.

**મણિલાલ બકોરભાઇ વ્યાસ,**
**વ્યવસ્થાપક "લોકહિતાદર્શ" વડોદરા.**

---

# ગદ્ય પદ્ય સંગ્રહ. (માસિક)

સારા સારા વિદ્વાનોનાં પુસ્તકોમાંથી ચુંટી કહાડેલા વિવિધ પ્રકારના ઉત્તમ લેખો અને કવિતાઓનો ઉપયોગી સંગ્રહ દર વખત આ માસિકમાં આવે છે. કદ ચાર ફરમાનું છતાં વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે માત્ર એક રૂપિયો છે.

મિત્ર મંડળ વડોદરા          મુ. વડોદરા.

### વૈદ્ય જટાશંકર લીલાધરકૃત.

# લોકપ્રિય પુસ્તકો.



| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| **ઘર વૈદું**—Family Medicine–બીજી આવૃત્તિ વૈદ્યવિદ્યાનો સંપૂર્ણ સરલ ગુજરાતી ગ્રંથ | ૩ | ૦ | ૦ |
| **યુવાવસ્થાનો શિક્ષક**—ત્રીજી આવૃત્તિ જુવાન સ્ત્રી પુરૂષોનો સંસારિક ભોમીઓ .... | ૧ | ૦ | ૦ |
| **વાગ્ભટ્ટ સૂત્ર સ્થાન**—વૈદક શાસ્ત્રનાં આરોગ્ય સંબંધી પ્રાચીન સૂત્રો–નિયમો .... | ૧ | ૦ | ૦ |
| **ધાત્રી શિક્ષા**—બે વૉલ્યુમ–સુવાવડીની સારવાર વિષે પ્રશ્નોત્તરરૂપ અતિઉપયોગી પુસ્તક | ૧ | ૮ | ૦ |
| **સારી સંતતિ**—બે વૉલ્યુમ–નિરોગી, સુંદર તથા સદાચારી બાળકો કેમ ઉત્પન્ન કરવાં તે વિષે અપૂર્વ ગ્રંથ .... .... | ૧ | ૮ | ૦ |
| **રોગ નિવારણ નવીન વિદ્યા**—પાણીથી દરદો મટાડવા સંબંધી જળોપચાર શાસ્ત્ર. | ૦ | ૮ | ૦ |
| **આરોગ્ય વિદ્યા નિબંધમાળા**–બ્રહ્મચર્ય, બાળલગ્ન, આરોગ્ય રહેવાના ઉપાય, વાજીકર કલ્પતરૂ એ ચાર લોકપ્રિય નિબંધો .... | ૦ | ૧૦ | ૦ |
| **વૈદ્ય કલ્પતરૂ**—પંદર વર્ષથી પ્રગટ થતું, ઘણુંજ લોકપ્રિય વૈદક માસિક વાર્ષિક લવાજમ | ૧ | ૯ | ૦ |

વૈદ્ય કલ્પતરૂ સિવાય દરેક પુસ્તકનું પોષ્ટેજ જુદું સમજવું આ બધાં પુસ્તકો વિષે એકે અવાજે વખાણ થયાં છે.

**ઠેકાણું—વૈદ્ય જટાશંકર લીલાધર—અમદાવાદ.**

# લુહાણા મિત્ર સ્ટીમ પ્રીન્ટીંગ પ્રેસ
# વડોદરા.

આ પ્રેસમાં કામ સારૂં, સ્વચ્છ અને વખતસર તથા સસ્તા ભાવથી કરી આપવામાં આવેછે, સારા ટાઈપ અને સારી છાપની ખાત્રી આપવામાં આવેછે. ઓઈલ ઍન્જીનથી ચાલતું હોવાથી ધાર્યું કામ થાય છે. વધુમાટે ઉપરના સરનામે લખો.

---

# લુહાણામિત્ર તથા લુહાણા હિત વર્ધક.
# વર્તમાન પત્ર.

લુહાણા કોમમાં વિદ્યા, કળા, વ્યપાર, ઉદ્યોગ અને સાહિત્યના વિષયો ચર્ચાવનારૂં આ પેપર પહેલ વહેલુંજ છે આજ સુધી તે માસિકના રૂપમાં બહાર પડતું હતું, પરંતુ ચાલુ સાલથી તે આઠવાડિક કરવામાં આવ્યું છે. ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, દક્ષિણ, બંગાળા, બર્મા, પંજાબ, અરબસ્તાન અને આફ્રિકા જેવા દેશોમાં એ ફેલાયલું છે, લવાજમ વર્ષ એકના રૂ. ૧-૪-૦ તથા પોષ્ટેજના રૂ. ૦-૧૨-૦ મળી રૂ. ૨-૦-૦ દેશાવરના ગ્રાહકો માટે ફક્ત ચાર શિલિંગ પોષ્ટેજ સાથે જાહેર ખબરો માટે ઉપરને નામે પત્ર વ્યવહાર રાખવો.

મેનેજર અને માલિક.

# કડવાવિજય માસિક.



કડવા પાટીદાર જ્ઞાતિની સંસારિક અને ધાર્મિક સ્થિતિ સુધારવા અને ખેતીવાડીની ઉન્નતિ કરવા આજે ચાર વર્ષથી સતત પ્રયાસ કરી રહ્યું છે. જ્ઞાતિની જુદે જુદે ઠેકાણે મળતી સમાજો, સભાઓ, પંચ અને ગોળને લગતી સવિસ્તર હકીકત, ગામ પરગામના જાણવા જોગ સમાચાર અને ખેતી વાડીના સુધારા માટે જુજ ખર્ચે સ્હેજ થઇ શકે તેવા ઉત્તમ ઉપાયો શોધી કાઢી ખેડુત બંધુઓને માટે જાહેર કરે છે, અને ટુંકામાં ધર્મ અને નીતિ પ્રમાણે ચાલી એક બીજાની મદદથી ધન પ્રાપ્ત કરી આલોક અને પરલોક સુધારવાની અનેક ઉત્તમ રીતિઓ દર્શાવે છે. રોયલ ૬॥×૧૦ ઈંચના ૨૪ પૃષ્ઠનું દળદાર માસિક દર મહિનાની શુકલ પક્ષ બીજને દિવસે બહાર પડે છે, વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે માત્ર સવા રૂપિયો છે. લખો:—મેનેજર કડવાવિજય, વિરમગામ.

---

## કડવા પાટીદારો માટે ખાસ છાપખાનું.

### શ્રીધર્મવિજય પ્રીન્ટીંગ પ્રેસ—રીચીરોડ—અમદાવાદ.

ભાવ તથા કામ અમદાવાદના પ્રમાણમાં ઘણુંજ સારૂં છે. ટાઇપ, મશીન વગેરે તમામ નવાં સાધનો હોવાથી સફાઈદાર કામ થાયછે અને મુદતસર કરી આપવામાં આવે છે, કડવાવિજયનું તથા કડવા પાટીદાર સમાજોનાં તમામ કામ આ છાપખાનામાં થાય છે, માટે જ્ઞાતિ બંધુ તથા અન્ય જીજ્ઞાસુ બંધુઓને પરચુરણ કામ માટે ખાસ એકવાર પધારી અથવા કામપાડી ખાતરી કરવા વિનંતિ છે.

# રૉયલ હિંદુ હોટેલ.



## માથેરાન અને દેવલાલી

### હવાખાવાનાં ઉપલાં જાણીતાં
### સ્થળો ઉપર લોકપ્રિય હિંદુ આશ્રમ
### કે જેમાં
### ખાવા પીવાની તથા સુવા બેસવાની
## સર્વોત્તમ સવગડ.

કરવામાં આવીછે. સંખ્યાબંધ સદ્ ગૃહસ્થો પોતાના ફૅમીલીઓ સહિત ઉપલા આશ્રમોનો લાભ લઇ પોતાનો અપૂર્વ સંતોષ જાહેર કરી ચુકયા છે.

ફી:—માથેરાનમાં રોજના રૂ. ૩) ત્રણ
માસ ૧ ના રૂ. ૭૫
દેવલાલીમાં રોજના રૂ. ૨) બે
માસ ૧ ના રૂ. ૫૦)

વધુમાટે પુછો:—
ગોવિંદજી વસનજી
(૧) ઠાકોરદ્વાર–મુંબઇ.
(૨) ચોક હોલ–માથેરાન.
(૩) માધવવીલાસ–દેવલાલી.

✻ विविध ग्रंथमाला मणको २ जो. ✻

# चाणक्यनीति सार.

ગુજરાતી ભાષાંતર સહિત.



પ્રકાશક—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,

કાલબાદેવી,—મુંબઈ.



આવૃતિ પહેલી—પ્રત ૨,૨૫૦

માગશર-સંવત ૧૯૬૭ (પ્રથમ વર્ષ)



(વેંકટેશ્વર સ્ટીમ પ્રેસ,—મુંબઈમાં છાપ્યું).



# चाणक्यनीति सार.

## પ્રકરણ ૧ લું;—સત્સંગ.

दर्शनध्यानसंस्पर्शैर्मत्सी कूर्मी च पक्षिणी ।
शिशुं पालयते नित्यं तथा सज्जनसंगतिः ॥ १ ॥

જેમ માછલી કાચબી અને પક્ષિણી દર્શન ધ્યાન અને સ્પર્શથી બચ્ચાંઓનું સર્વદા પાલન કરે છે; તેવીજ રીતે સજજનો સુસંગતથી અને સદ્બોધથી સંગ કરનારનું પાલન કરે છે. ૧.

गम्यते यदि मृगेन्द्रमंदिरं लभ्यते करिकपोलमौक्तिकम् ।
जंबुकालयगते च लभ्यते वत्सपुच्छ खरचर्मखण्डनम् ॥ २ ॥

સિંહના રહેઠાણમાં જઈ ચડનારને, હાથીના કપાળમાંથી નિકળેલાં મોતી મળે છે, અને શિયાળના રહેઠાણમાં જનારને

# નિવેદન.



પ્રેસની સુગમતા બની આવવાથી પહેલા મણકાની સાથેજ આ બીજો મણકો પણ માગશરની આખરને બદલે શરૂઆતમાં આપી શકાવાનો સુયોગ પ્રાપ્ત થયો છે; જેથી આ બીજા મણકાનું પુસ્તક પણ પ્રથમ પુસ્તકની પુરવણીરૂપ થઈ પડે એવું પસંદ કરવામાં આવ્યું છે જે "ચાણક્ય નીતિ" નામથી પ્રસિદ્ધ છે.

પ્રથમ પુસ્તકમાં આવી ગયેલા અથવા આવી ગયેલાને મળતા હોય તેવા શ્લોકો ન આવે; એ વાત પણ ધ્યાનમાં રાખીને એ પુસ્તકમાંથી શ્લોકોની ચુંટણી કરી છે અને તે યથામતિ વિષયવાર પ્રકરણોમાં ગોઠવીને "ચાણક્યનીતિ સાર" એ નામનો આ બીજો મણકો વાંચકવર્ગની સેવામાં રજુ કરવામાં આવ્યો છે.

પોષ માસનો ત્રીજો મણકો તે માસની આખરે રવાના થઈ માહા સુદી ૧૦ સુધીમાં સર્વ ગ્રાહકોને પહોંચાડવા યત્ન થશે. અને આ વખતની પેઠે જો પ્રેસની સુગમતા મળી જશે તો મહા માસનો મણકો પણ તે માસની આખરને બદલે શરૂઆતમાંજ એટલે કે પોષના મણકાની સાથેજ અપાય તેમ થશે.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,
કાલબાદેવી–મુંબઈ.

મંત્રી.



# चाणक्यनीति सार.

## પ્રકરણ ૧ લું;—સત્સંગ.

दर्शनध्यानसंस्पर्शैर्मत्सी कूर्मी च पाक्षिणी ।
शिशुं पालयते नित्यं तथा सज्जनसंगतिः ॥ १ ॥

જેમ માછલી કાચબી અને પક્ષિણી દર્શન ધ્યાન અને સ્પર્શથી બચ્ચાંઓનું સર્વદા પાલન કરે છે; તેવીજ રીતે સજ્જનો સુસંગતથી અને સદ્બોધથી સંગ કરનારનું પાલન કરે છે. ૧.

गम्यते यदि मृगेन्द्रमंदिरं लभ्यते करिकपोलमौक्तिकम् ।
जंबुकालयगते च लभ्यते वत्सपुच्छ खरचर्मखण्डनम् ॥ २ ॥

સિંહના રહેઠાણમાં જઈ ચડનારને, હાથીના કપાળમાંથી નિકળેલાં મોતી મળે છે, અને શિયાળના રહેઠાણમાં જનારને

વાછરડાનું પુંછડું અને ગધેડાના ચામડાના કટકાજ મળે છે; અર્થાત્ મનુષ્ય જે ઠેકાણે જાય તેવું ફળ મેળવે છે. ૨.

साधूनां दर्शनं पुण्यं तीर्थभूताहि साधवः ।
कालेन फलते तीर्थं सद्यः साधुसमागमः ॥ ३ ॥

સત્પુરૂષોનું દર્શનજ પુણ્યરૂપ છે. કારણ કે તેઓ તિર્થરૂપ છે. વળી તિર્થ તો કાળે કરીને ફળને આપે છે; પરંતુ સાધુ-સમાગમ તો તત્કાળ ફળ આપે છે. ૩.

संसारकटुवृक्षस्य द्वे फले अमृतोपमे ।
सुभाषितं च सुस्वादु संगतिः सुजने जने ॥ ४ ॥

આ સંસારરૂપી કડવાં વૃક્ષનાં બે ફળ અમૃત જેવાં છે, એકતો રસયુકત મધુર વચન અને બીજું સજ્જન પુરુષોની સંગતિ. ૪.



## પ્રકરણ ૨ જું;—સજ્જન.



संतोषामृततृप्तानां यत्सुखं शांतिरेव च ।
न च तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥ १ ॥

સંતોષરૂપી અમૃતથી તૃપ્ત થયેલા અને શાંત ચિત્તવાળા પુરૂષને જે સુખ મળે છે તે ધનના લોભથી અહીંતહીં દોડાદોડ કરનારા પુરૂષોને મળતું નથી. ૧.

तृणं ब्रह्मविदः स्वर्गस्तृणं शूरस्य जीवितम् ।
जिताक्षस्य तृणं नारी निस्पृहस्य तृणं जगत् ॥२॥

બ્રહ્મવેત્તાને સ્વર્ગ તૃણ સમાન છે. શૂરવીરને જીવતર તૃણ સમાન છે. ઇંદ્રિયો વશ છે તેને સ્ત્રી તૃણ સમાન છે અને નિસ્પૃહી પુરૂષને જગત તૃણ સમાન છે. ૨.

अहो वत विचित्राणि चरितानि महात्मनाम् ।
लक्ष्मीं तृणाय मन्यन्ते तद्भारेण नमंति च ॥ ३ ॥

મહાત્માઓનાં ચરિત્ર આશ્ચર્યકારક અને વિચિત્ર છે કેમકે તેઓ લક્ષ્મીને તૃણ સમાન માને છે, અને તે છતાં લક્ષ્મી પ્રાપ્ત થાય તો તેના ભારથી તેઓ નમી જાય છે. અર્થાત્ નમ્રતાવાળા થાય છે. ૩.

स्वर्गस्थितानामिह जीवलोके चत्वारि चिह्नानि वसंति देहे ।
दानप्रसंगो मधुरा च वाणी देवार्चनं ब्राह्मणतर्पणं च ॥ ४ ॥

સ્વર્ગલોકમાંથી આ લોકમાં જન્મેલા મનુષ્યમાં ચાર ચિન્હો હોય છે. દાન કરવાનો સ્વભાવ, મીઠી વાણી, દેવપૂજા અને બ્રાહ્મણોને તૃપ્ત કરવાનો સ્વભાવ. ૪.

दातृत्वं प्रियवक्तृत्वं धीरत्वमुचितज्ञता ।
अभ्यासेन न लभ्यन्ते चत्वारः सहजा गुणाः ॥ ५ ॥

ઉદારતા, પ્રિય બોલવું, ધીરતા અને યોગ્યાયોગ્યનું જ્ઞાન એ ચાર ગુણો અભ્યાસ કરવાથી પ્રાપ્ત થતા નથી; પરંતુ શ્રેષ્ઠ પુરુષોમાં તે સ્વભાવથીજ હોય છે. ૫.

धर्मे तत्परता मुखे मधुरता दाने समुत्साहता
मित्रेऽवंचकता गुरौ विनयिता चित्तेऽतिगंभीरता ।
आचारे शुचिता गुणे रसिकता शास्त्रेषु विज्ञातृता ।
रूपे सुंदरता शिवे भजनता त्वय्यस्ति भो राघव ॥ ६ ॥

ધર્મમાં તત્પરતા, વાણીમાં મધુરતા, દાન દેવામાં ઉત્સાહ, મિત્ર સાથે નિષ્કપટતા, ગુરૂસાથે નમ્રતા, ચિત્તમાં અતિ ગંભીરતા, આચારમાં પવિત્રતા, ગુણોમાં રસિકતા, શાસ્ત્રોમાં સારી પ્રવીણતા, રૂપમાં સુંદરતા અને શીલમાં ભકિત એટલા ગુણો હે રાઘવ! તમારામાંજ છે; અર્થાત અવતારી પુરૂષોમાંજ આવા સર્વ સદ્ગુણો એકત્ર થએલા હોય છે. ૬.

काष्ठं कल्पतरुः सुमेरुरचलश्चिंतामणिः प्रस्तरः
सूर्यस्तीव्रकरः शशी क्षयकरः क्षारो हि वारांनिधिः ।
कामो नष्टतनुर्बलिर्दितिसुतो नित्यं पशुः कामगौ
नैतांस्ते तुलयामि भो रघुपते कस्योपमा दीयते ॥ ७ ॥

કલ્પવૃક્ષ કાષ્ટ છે, મેરૂપર્વત અચળ છે, ચિન્તામણિ પથ્થર છે, સૂર્યનાં કિરણ અત્યંત ઉષ્ણ છે, ચંદ્રમાનાં કિરણ ક્ષીણ થઈ જાય છે, સમુદ્ર ખારો છે, કામદેવ અશરીર છે, બલીરાજા દૈત્ય છે, અને કામધેનુ તો પશુરૂપ છે, તેથી એ સર્વની તુલના હું આપની સાથે કરી શકતો નથી. માટે હે રઘુપતિ! આપને હું કોની ઉપમા આપું? અર્થાત્ ઘણા સદ્ગુણો હોવાથી શ્રીરામચંદ્રને દ્રશાનીઉપ મા આપો શકાતી નથી. ૭.

छिन्नोपि चंदनतरुर्न जहाति गंधं वृद्धोऽपि वारणपतिर्न जहाति लीलाम् । यंत्रार्पितो मधुरतां न जहाति चेक्षुः क्षीणोपि न त्यजति शीलगुणान्कुलीनः ॥ ८ ॥

કાપવા છતાં પણ જેમ ચંદનનું વૃક્ષ સુગંધનો ત્યાગ કરતું નથી, હાથી વૃદ્ધ થાય તોપણ વિલાસને છોડતો નથી, અને યંત્રમાં નાંખીને પીલવા છતાં શેરડી મધુરતા છોડતી નથી; તેમ કુળવાન પુરૂષો દરિદ્રતા પામે તોપણ પોતાના શીલ અને ગુણોનો ત્યાગ કરતા નથી. ૮.

प्रलये भिन्नमर्यादा भवन्ति किल सागराः ।
सागरा भेदमिच्छन्ति प्रलयेपि न साधवः ॥ ९ ॥

સમુદ્રો પ્રલયકાળમાં પોતાની મર્યાદા ત્યજી દે છે, અને સાગરો ભેદને ઇચ્છે છે; પરંતુ સારા માણસો પ્રલયકાળમાં પણ તેમ કરતા નથી. ૯.

---

## પ્રકરણ ૩ જું;—દુર્જન.

---

दुराचारी दुष्टदृष्टिर्दुरावासी च दुर्जनः ।
यन्मैत्री क्रियते पुंसां स तु शीघ्रं विनश्यति ॥ १ ॥

દુરાચારી, ખોટી દ્રષ્ટિવાળો, ખરાબ સ્થાનમાં રહેનારો, દુષ્ટ મનુષ્ય જેની સાથે મિત્રતા કરે છે, તે મનુષ્ય જલદી નાશ પામે છે. ૧.

मूर्खस्तु परिहर्तव्यः प्रत्यक्षो द्विपदः पशुः ।
भिनत्ति वाक्यशल्येन ह्यदृशं कंटको यथा ॥ २ ॥

મૂર્ખ મનુષ્યનો ત્યાગ કરવો યોગ્ય છે, કેમકે તે સાક્ષાત્ બે પગવાળા પશુ જેવો છે. કંટક જેમ અંધ જનને દુઃખી કરે છે તેમ મૂર્ખ મનુષ્ય દુર્વચનરૂપી બાણોથી હૃદયને વિંધે છે. ૨.

दुर्जनस्य च सर्पस्य वरं सर्पो न दुर्जनः ।
सर्पो दंशति कालेन दुर्जनस्तु पदेपदे ॥ ३ ॥

દુર્જન અને સર્પ એ બેમાંથી સર્પ સારો છે, દુર્જન નહિ. કારણકે સર્પ તો કોઇ સમયેજ ડંસે છે; પરંતુ દુર્જન તો પગલે પગલે દુઃખ આપે છે. ૩.

तक्षकस्य विषं दंते मक्षिकाया विषं शिरः ।
वृश्चिकस्य विषं पुच्छे सर्वांगे दुर्जनो विषम् ॥ ४ ॥

સર્પના દાંતમાં વિષ છે, વિંછીના આંકડામાં વિષ છે. અને દુર્જનના સર્વાંગમાં વિષ છે. તેથી તેનાથી દૂર રહેવાય એજ સારૂં છે. ૪.

अत्यन्तकोपः कटुका च वाणी दरिद्रता च स्वजनेषु वैरम् ।
नीचप्रसंगः कुलहीनसेवा चिह्नानि देहे नरकस्थितानाम् ॥ ५ ॥

અત્યંત કોપ, કડવી વાણી, દરિદ્રતા, સંબંધીઓમાં વૈરભાવ, નીચનો સંગ અને હલકા કુળવાળાની સેવા એટલાં ચિન્હ નર્કવાસી મનુષ્યના શરીરમાં સ્વભાવથી હોય છે. ૫.

हस्तौ दानविवर्जितौ श्रुतिपुटौ सारस्वतद्रोहिणौ
नेत्रे साधुविलोकनेन रहिते पादौ न तीर्थं गतौ ।

अन्यायार्जितवित्तपूर्णमुदरं गर्वेण तुंगं शिरो
रेरे जम्बुक मुंचमुंच सहसा नीचं सुनिंद्यं वपुः ॥ ६ ॥

જે મનુષ્યના હાથ દાનરહિત છે, જેના કાન વેદશાસ્ત્રના વિરોધી છે, જેનાં નેત્રોએ સત્પુરુષોનાં દર્શન કર્યાં નથી, જેના પગ તીર્થયાત્રામાં ગયા નથી, જેણે અન્યાયથી પેદા કરેલા ધનવડે ઉદરપોષણ કર્યું છે, અને જેનું મસ્તક ગર્વથી અક્કડ રહેલું છે, એવા નીચ પુરૂષના નિંદા કરવા યોગ્ય શરીરનું રે! રે! શિયાળ તુંપણ ભક્ષણ ના કર! શિઘ્ર ત્હેને છોડી દે. ૬.

न वेत्ति यो यस्य गुणप्रकर्षं स तं सदा निन्दति नात्र चित्रम् ।
यथा किराती करिकुंभलब्धां मुक्तां परित्यज्य बिभर्ति गुंजाम् ७

જેમ ભીલડી હાથીના કુંભસ્થળના મોતીને છોડી દઈને ચણોઠીનો હાર પહેરે છે, તેમ જે જેના ગુણોના પ્રભાવને જાણતો નથી તે તેની નિરંતર નિંદા કરે છે. ૭.

दह्यमानाः सुतीव्रेण नीचाः परयशोऽग्निना ।
अशक्तास्तत्पदं गन्तुं ततो निंदां प्रकुर्वते ॥ ८ ॥

બીજાની કીર્તિરૂપી દુઃખદાયક અગ્નિથી બળીજતા દુર્જનો, તેના જેવી પદવીને પામવા તો અશક્ત હોય છે, એટલે નિંદા કરી સંતોષ પામે છે. ૮.

परस्परस्य मर्माणि ये भाषंते नराधमाः ।
त एव विलयं यांति वल्मीकोदरसर्पवत् ॥ ९ ॥

मूर्खस्तु परिहर्तव्यः प्रत्यक्षो द्विपदः पशुः ।
भिनत्ति वाक्यशल्येन ह्यदृशं कंटको यथा ॥ २ ॥

મૂર્ખ મનુષ્યનો ત્યાગ કરવો યોગ્ય છે, કેમકે તે સાક્ષાત્ બે પગવાળા પશુ જેવો છે. કંટક જેમ અંધ જનને દુઃખી કરે છે તેમ મૂર્ખ મનુષ્ય દુર્વચનરૂપી બાણોથી હૃદયને વિંધે છે. ૨.

दुर्जनस्य च सर्पस्य वरं सर्पो न दुर्जनः ।
सर्पो दशति कालेन दुर्जनस्तु पदेपदे ॥ ३ ॥

દુર્જન અને સર્પ એ બેમાંથી સર્પ સારો છે, દુર્જન નહિ. કારણકે સર્પ તો કોઈ સમયેજ ડંસે છે; પરંતુ દુર્જન તો પગલે પગલે દુઃખ આપે છે. ૩.

तक्षकस्य विषं दंते मक्षिकाया विषं शिरः ।
वृश्चिकस्य विषं पुच्छे सर्वांगे दुर्जनो विषम् ॥ ४ ॥

સર્પના દાંતમાં વિષ છે, વિંછીના આંકડમાં વિષ છે. અને દુર્જનના સર્વાંગમાં વિષ છે. તેથી તેનાથી દૂર રહેવાય એજ સારૂં છે. ૪.

अत्यन्तकोपः कटुका च वाणी दरिद्रता च स्वजनेषु वैरम् ।
नीचप्रसंगः कुलहीनसेवा चिह्नानि देहे नरकस्थितानाम् ॥ ५ ॥

અત્યંત કોપ, કડવી વાણી, દરિદ્રતા, સંબંધીઓમાં વેરભાવ, નીચનો સંગ અને હલકા કુળવાળાની સેવા એટલાં ચિન્હ નર્કવાસી મનુષ્યના શરીરમાં સ્વભાવથી હોય છે. ૫.

हस्तौ दानविवर्जितौ श्रुतिपुटौ सारस्वतद्रोहिणौ
नेत्रे साधुविलोकनेन रहिते पादौ न तीर्थं गतौ ।

## પ્રકરણ ૫ મું;–માતા પિતા.

जनिता चोपनेता च यस्तु विद्यां प्रयच्छति ।
अन्नदाता भयत्रता पंचैते पितरः स्मृताः ॥ १ ॥

જન્મ આપનાર, સંસ્કાર કરાવનાર, વિદ્યા ભણાવનાર, અન્ન આપનાર અને ભયથી બચાવનાર એ પાંચ પિતા ગણાય છે. ૧.

राजपत्नी गुरोः पत्नी मित्रपत्नी तथैव च ।
पत्नीमाता स्वमाता च पंचैता मातरः स्मृताः ॥ २ ॥

રાજપત્નિ, ગુરૂપત્નિ, મિત્રપત્નિ, સાસુ અને પોતાની માતા એ પાંચને માતા કહે છે. ૨.

दीपो भक्षयते ध्वांतं कज्जलं च प्रसूयते ।
यदन्नं भक्ष्यते नित्यं जायते तादृशी प्रजा ॥ ३ ॥

દીવો જેમ અંધકારનું ભક્ષણ કરતો હોવાથી કાજળને પેદા કરે છે તેવીજ રીતે મનુષ્ય નિત્ય જેવું અન્ન ભક્ષણ કરે છે,

પ્રજા

જે નરાધમ (નીચ મનુષ્યો) એક બીજાના અંતઃકરણમાં દુઃખ થાય એવાં વચનો બોલે છે, તેઓ જેમ ઊંડા રાફડામાં પડી રહી નાશ પામનાર સર્પની પેઠે અવશ્ય નાશ પામે છે. ૯.

अंतःसारविहीनानामुपदेशो न जायते ।
मलयाचलसंसर्गान्न वेणुश्चंदनायते ॥ १० ॥

જેમ મલયાચલના સંગથી વાંસ ચન્દનરૂપ થતો નથી, તેમ અંતરમાં બુદ્ધિવિનાના મનુષ્યોને ઉપદેશ લાગતો નથી. ૧૦.

न दुर्जनः साधुदशामुपैति बहुप्रकारैरपि शिक्ष्यमाणः ।
आमूलसिक्तः पयसा घृतेन न निंबवृक्षो मधुरत्वमेति॥११॥

જેમ દુધ અને ઘીનું મૂળમાં સિંચન કરવા છતાં પણ લીમડાના ઝાડમાં મધુરતા આવતી નથી તેમ બહુ પ્રકારથી ઉપદેશ આપવા છતાં પણ, દુર્જન પુરૂષમાં સાધુતા આવતી નથી. ૧૧.

अन्तर्गतमलो दुष्टस्तीर्थस्नानशतैरपि ।
न शुध्यति यथा भांडं सुराया दाहितं च तत् ॥ १२ ॥

જેમ મદિરાના પાત્રને અગ્નિમાં બાળવા છતાં પણ તે પવિત્ર થતું નથી તેમ જે મનુષ્યનું અંતઃકરણ પાપથી દૂષિત છે, તે તીર્થમાં સોવાર સ્નાન કરે તોપણ શુદ્ધ થતો નથી. ૧૨.

दुर्जनं सज्जनं कर्तुमुपायो नहि भूतले ।
अपानं शतधा धौतं न श्रेष्ठमिन्द्रियं भवेत् ॥ १३ ॥

જેમ ગુદાઇંદ્રિય સો વખત ધોવાથી પણ ઉત્તમ ઇંદ્રિય બનતી નથી તેમ દુર્જનને સજ્જન કરવાનો કોઈ ઉપાય આ પૃથ્વીમાં નથી. ૧૩.

वयसः परिणामेऽपि यः खलः खल एव सः ।
संपक्वमपि माधुर्यं नोपयातींद्रवारुणम् ॥ १४ ॥

જેમ ઇંદ્રવારણાનું ફળ પાકું થયા છતાં પણ મીઠાશવાળું થતું નથી તેમ જે પુરૂષ ખળ હોય તે ઉમર વધવા છતાં પણ ખળજ રહે છે. ૧૪.

## પ્રકરણ ૪ થું;–બ્રાહ્મણ.

अकृष्टफलमूलानि वनवासरतिः सदा ।
कुरुतेऽहरहः श्राद्धमृषिर्विप्रः स उच्यते ॥ १ ॥

જે બ્રાહ્મણ વગર ખેડાયલી ભૂમિમાં ઉત્પન્ન થયેલાં ફળ તથા મૂળથી નિર્વાહ કરીને સદા વનવાસમાં પ્રીતિ રાખનારો તથા પ્રતિ દિવસ શ્રાદ્ધ કરનારો હોય તે રૂષિ કહેવાય છે. ૧.

एकाहारेण संतुष्टः षट्कर्मनिरतः सदा ।
ऋतुकालाभिगामी च स विप्रो द्विज उच्यते ॥ २ ॥

જે બ્રાહ્મણ એક સમયના ભોજનથી સંતોષ માનનારો તથા ભણવું, ભણાવવું, યજ્ઞ કરવો કરાવવો અને દાન લેવું તથા આપવું, એ પોતાનાં ષટ્ કર્મમાં સદા પ્રીતિ રાખનારો અને રૂતુ કાળેજ સ્ત્રીનો સંગ કરનારો હોય તે દ્વિજ કહેવાય છે. ૨.

लौकिके कर्मणि रतः पशूनां परिपालकः ।
वाणिज्यकृषिकर्मा यः स विप्रो वैश्य उच्यते ॥ ३ ॥

જે બ્રાહ્મણ સંસારી કામમાં પ્રીતિવાળો પશુઓનું પ્રતિપાલન કરનારો તથા વ્યાપાર અને ખેતીનો ધંધો કરનારો હોય તે વૈશ્ય કહેવાય છે. ૩.

लाक्षादितैलनीलीनां कौसुंभमधुसर्पिषाम् ।
विक्रेता मद्यमांसानां स विप्रः शूद्र उच्यते ॥ ४ ॥

લાખ, તેલ, ગળી, કસુંબો, મધ, ઘી, મદિરા અને માંસ વિગેરે પદાર્થો વેચનારો બ્રાહ્મણ શૂદ્ર કહેવાય છે. ૪.

परकार्यविहंता च दांभिकः स्वार्थसाधकः ।
छली द्वेषी मृदुः क्रूरो विप्रो मार्जार उच्यते ॥ ५ ॥

બીજાનું કામ બગાડનારો, પાખંડી, સ્વાર્થનેજ સાધનારો છળ કરનારો, દ્વેષ કરનારો, મ્હોડે મીઠું બોલનારો અને હૃદયથી ક્રુરતાવાળો બ્રાહ્મણ બિલાડો કહેવાય છે. ૫.

वापीकूपतडागानामारामसुरवेश्मनाम् ।
उच्छेदने निराशंकः स विप्रो म्लेच्छ उच्यते ॥ ६ ॥

વાવ, કુવા, તળાવ, બગીચા અને દેવમંદિરનો વિનાશ કરવામાં નિડર હોય તે બ્રાહ્મણ મ્લેચ્છ કહેવાય છે. ૬.

देवद्रव्यं गुरुद्रव्यं परदाराभिमर्शनम् ।
निर्वाहः सर्वभूतेषु विप्रश्चाण्डाल उच्यते ॥ ७ ॥

દેવ દ્રવ્ય અને ગુરૂદ્રવ્યનું હરણ કરનારો, પરસ્ત્રીનો સંગ કરનારો અને સર્વ પ્રકારના પ્રાણી ઉપર નિર્વાહ કરનારો બ્રાહ્મણ ચંડાળ કહેવાય છે. ૭.

## પ્રકરણ ૫ મું;—માતા પિતા.

जनिता चोपनेता च यस्तु विद्यां प्रयच्छति ।
अन्नदाता भयत्रता पंचैते पितरः स्मृताः ॥ १ ॥

જન્મ આપનાર, સંસ્કાર કરાવનાર, વિદ્યા ભણાવનાર, અન્ન આપનાર અને ભયથી બચાવનાર એ પાંચ પિતા ગણાય છે. ૧.

राजपत्नी गुरोः पत्नी मित्रपत्नी तथैव च ।
पत्नीमाता स्वमाता च पंचैता मातरः स्मृताः ॥ २ ॥

રાજપત્નિ, ગુરૂપત્નિ, મિત્રપત્નિ, સાસુ અને પોતાની માતા એ પાંચને માતા કહે છે. ૨.

दीपो भक्षयते ध्वांतं कज्जलं च प्रसूयते ।
यदन्नं भक्ष्यते नित्यं जायते तादृशी प्रजा ॥ ३ ॥

દીવો જેમ અંધકારનું ભક્ષણ કરતો હોવાથી કાજળને ઉત્પન્ન કરે છે તેવીજ રીતે મનુષ્ય નિત્ય જેવું અન્ન ભક્ષણ કરે છે, તેવી પ્રજા તેને ઉત્પન્ન થાય છે. ૩.

लालयेत्पंच वर्षाणि दश वर्षाणि ताडयेत् ।
प्राप्ते तु षोडशे वर्षे पुत्रे मित्रत्वमाचरेत् ॥ ४ ॥

પુત્રને પાંચ વરસ સુધી લાડ લડાવવાં દશ વરસનો થતાં સુધી તાડન કરવું અને સોળ વરસનો થતાં તેની સાથે મિત્રભાવથી વર્તવું. ૪.

જે બ્રાહ્મણ સંસારી કામમાં પ્રીતિવાળો પશુઓનું પ્રતિપાલન કરનારો તથા વ્યાપાર અને ખેતીનો ધંધો કરનારો હોય તે વૈશ્ય કહેવાય છે. ૩.

लाक्षादितैलनीलीनां कौसुंभमधुसर्पिषाम् ।
विक्रेता मद्यमांसानां स विप्रः शूद्र उच्यते ॥ ४ ॥

લાખ, તેલ, ગળી, કસુંબો, મધ, ઘી, મદિરા અને માંસ વિગેરે પદાર્થો વેચનારો બ્રાહ્મણ શૂદ્ર કહેવાય છે. ૪.

परकार्यविहंता च दांभिकः स्वार्थसाधकः ।
छली द्वेषी मृदुः क्रूरो विप्रो मार्जार उच्यते ॥ ५ ॥

બીજાનું કામ બગાડનારો, પાખંડી, સ્વાર્થનેજ સાધનારો છળ કરનારો, દ્વેષ કરનારો, મ્હોડે મીઠું બોલનારો અને હૃદયથી ક્રુરતાવાળો બ્રાહ્મણ બિલાડો કહેવાય છે. ૫.

वापीकूपतडागानामारामसुरवेश्मनाम् ।
उच्छेदने निराशंकः स विप्रो म्लेच्छ उच्यते ॥ ६ ॥

વાવ, કુવા, તળાવ, બગીચા અને દેવમંદિરનો વિનાશ કરવામાં નિડર હોય તે બ્રાહ્મણ મ્લેચ્છ કહેવાય છે. ૬.

देवद्रव्यं गुरुद्रव्यं परदाराभिमर्शनम् ।
निर्वाहः सर्वभूतेषु विप्रश्चाण्डाल उच्यते ॥ ७ ॥

દેવ દ્રવ્ય અને ગુરૂદ્રવ્યનું હરણ કરનારો, પરસ્ત્રીનો સંગ કરનારો અને સર્વ પ્રકારનાં પ્રાણી ઉપર નિર્વાહ કરનારો બ્રાહ્મણ ચંડાળ કહેવાય છે. ૭.

## પ્રકરણ ૫ મું;–માતા પિતા.

जनिता चोपनेता च यस्तु विद्यां प्रयच्छति ।
अन्नदाता भयत्राता पंचैते पितरः स्मृताः ॥ १ ॥

જન્મ આપનાર, સંસ્કાર કરાવનાર, વિદ્યા ભણાવનાર, અન્ન આપનાર અને ભયથી બચાવનાર એ પાંચ પિતા ગણાય છે. ૧.

राजपत्नी गुरोः पत्नी मित्रपत्नी तथैव च ।
पत्नीमाता स्वमाता च पंचैता मातरः स्मृताः ॥ २ ॥

રાજપત્નિ, ગુરૂપત્નિ, મિત્રપત્નિ, સાસુ અને પોતાની માતા એ પાંચને માતા કહે છે. ૨.

दीपो भक्षयते ध्वांतं कज्जलं च प्रसूयते ।
यदन्नं भक्ष्यते नित्यं जायते तादृशी प्रजा ॥ ३ ॥

દીવો જેમ અંધકારનું ભક્ષણ કરતો હોવાથી કાજળને ઉત્પન્ન કરે છે તેવીજ રીતે મનુષ્ય નિત્ય જેવું અન્ન ભક્ષણ કરે છે, તેવી પ્રજા તેને ઉત્પન્ન થાય છે. ૩.

लालयेत्पंच वर्षाणि दश वर्षाणि ताडयेत् ।
प्राप्ते तु षोडशे वर्षे पुत्रे मित्रत्वमाचरेत् ॥ ४ ॥

પુત્રને પાંચ વરસ સુધી લાડ લડાવવાં દશ વરસનો થતાં સુધી તાડન કરવું અને સોળ વરસનો થતાં તેની સાથે મિત્રભાવથી વર્તવું. ૪.

पुत्राश्च विविधैः शीलैर्नियोज्याः सततं बुधैः ।
नीतिज्ञाः शीलसंपन्ना भवंति कुलपूजिताः ॥ ५ ॥

બુદ્ધિવાન મનુષ્યોએ પુત્રોને, સર્વદા સદાચારમાં જોડવા કેમ કે નીતિને જાણનારા અને સદ્‌ગુણસંપન્ન થવાથી તેઓ પૂજવા યોગ્ય થાય છે. ૫.

माता रिपुः पिता शत्रुर्बालो याभ्यां न पाठ्यते ।
सभामध्ये न शोभेत हंसमध्ये बको यथा ॥ ६ ॥

જે માતા અને પિતા બાળકને ભણાવતા નથી તે બાળકને શત્રુરૂપ છે. કેમકે હંસના સમાજમાં બગલો ન શોભે તેમ સજ્જનોની સભામાં તેવો બાળક શોભતો નથી. ૬.

---

## પ્રકરણ ૬ ઠું;–સપૂત અને કપૂત.

एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगन्धिना ।
वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥ १ ॥

જેમ પુષ્પ અને સુગંધયુકત એક પણ સારૂં વૃક્ષ હોય તો સર્વ વન સુગંધ વાળું થઈ જાય છે, તેમ એક પણ સારા પુત્રથી આખું કુળ કીર્તિવાન થાય છે. ૧.

एकेनापि सुपुत्रेण विद्यायुक्तेन साधुना ।
आह्लादितं कुलं सर्वं यथा चंद्रेण शर्वरी ॥ २ ॥

જેમ ચન્દ્રમાવડે રાત્રિ શોભા પામે છે તેમ એક પણ વિદ્વાન અને સારા ગુણવાળા સુપુત્રથી સમગ્ર કુળ આનંદ પામે છે. ૨.

किंजातैर्बहुभिः पुत्रैः शोकसंतापकारकैः ।
वरमेकः कुलालंबी यत्र विश्राम्यते कुलम् ॥ ३ ॥

શોક અને સંતાપ કરાવનારા બહુ પુત્રો ઉત્પન્ન થાય તેથી શું? તેનાકરતાં તો કુળના આધાર રૂપ એકજ પુત્ર હોય તે શ્રેષ્ઠ છે, કે જેનાથી કુળ વિશ્રામ પામે છે. ૩.

मूर्खश्चिरायुर्जातोऽपि तस्माज्जातमृतो वरः ।
मृतस्तु चाल्पदुःखाय यावज्जीवं जडो दहेत् ॥ ४ ॥

મૂર્ખ પુત્ર મોટી ઉમરનો થાય તે કરતાં જન્મતાંજ મૃત્યુ પામે તે શ્રેષ્ઠ છે, કેમ કે તેથી મરણ વખતે થોડું દુઃખ થાય છે. અને જીવવાથી તો જીવે ત્યાં સુધી કુટુંમ્બીઓને સંતાપ થાય છે. ૪.

एकेन शुष्कवृक्षेण दह्यमानेन वह्निना ।
दह्यते तद्वनं सर्वं कुपुत्रेण कुलं यथा ॥ ५ ॥

જેમ એકજ સુકા વૃક્ષને લીધે આખું વન અગ્નિથી બળી જાય છે, તેમ એકજ કુપુત્રથી સમગ્ર કુટુમ્બ સંતાપ પામે છે. ૫.

## પ્રકરણ ૭ મું—વિદ્યાભ્યાસ.

कामधेनुगुणा विद्या ह्यकाले फलदायिनी ।
प्रवासे मातृसदृशी विद्या गुप्तं धनं स्मृतम् ॥ १ ॥

વિદ્યામાં કામધેનુના જેવા ગુણ છે કેમકે તે કવખતે પણ ફળ આપનારી છે, અને પ્રવાસમાં તે માતા સમાન છે. વિદ્યાને ગુપ્તધન પણ કહે છે. ૧.

विद्या मित्रं प्रवासेषु भार्या मित्रं गृहेषु च ।
व्याधितस्यौषधं मित्रं धर्मो मित्रं मृतस्य च ॥ २ ॥

પ્રવાસમાં વિદ્યા મિત્રરૂપછે, ઘરમાં સ્ત્રી મિત્રરૂપ છે, વ્યાધિ હોય તેને ઔષધ મિત્રરૂપ છે, અને મરી ગયેલાને ધર્મ મિત્રરૂપ છે. ૨.

आहारनिद्राभयमैथुनानि समानि चैतानि
नृणां पशूनाम् । ज्ञानं नराणामधिको विशेषो
ज्ञानेनं हीनाः पशुभिः समानाः ॥ ३ ॥

અહાર, નિદ્રા, ભય અને મૈથુન એટલી બાબતો મનુષ્ય અને પશુઓમાં સમાન છે. મનુષ્યોમાં માત્ર વિદ્યાજ અધિક છે, વિદ્યાથી રહીત મનુષ્ય પશુ સમાન કહેવાય છે. ૩.

शुनः पुच्छमिव व्यर्थं जीवितं विद्यया विना ।
न गुह्यगोपने शक्तं न च दंशनिवारणे ॥ ४ ॥

શ્વાનની પુછડી ગુહ્ય સ્થળને ઢાંકવાને અથવા માખી મચ્છરને ઉડાડવાને કામ આવતી નથી, અર્થાત વ્યર્થ છે તેવી રીતે વિદ્યા વિનાના મનુષ્યનું જીવતર પણ વ્યર્થ છે. ૪.

किं कुलेन विशालेन विद्याहीनेन देहिनाम् ।
दुष्कुलं चापि विदुषो देवैरपि सुपूज्यते ॥ ५ ॥

મનુષ્ય મ્હોટા કુળનો હોવા છતાં જો તે વિદ્યાહીન હોય તો તેથી શું લાભ? વિદ્વાનનું કુળ નીચું હોય તોપણ દેવતાઓ પેઠે તે પૂજાય છે. ૫.

रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ॥
विद्याहीना न शोभंते निर्गंधा इव किंशुकाः॥ ६ ।

રૂપ અને યૌવનથી સંપન્ન હોય, વિશાળ કુળમાં જન્મ થયો હોય છતાં પણ ખાખરાનાં પુલ જેમ સુગંધી વિના શોભતાં નથી તેમ વિદ્યા વિનાના મનુષ્યો શોભતા નથી. ૬.

यथा खात्वा खनित्रेण भूतले वारि विन्दति ।
तथा गुरुगतां विद्यां शुश्रूषुराधिगच्छति ॥ ७ ॥

જેમ મનુષ્ય ખોદવાના હથિયારો વડે પૃથ્વીને ખોદીને પાતાળમાં રહેલા જળને મેળવે છે તેમ ગુરુના હૃદયમાં રહેલી વિદ્યાને પણ તેમની સેવા કરનારો શિષ્ય પામે છે. ૭.

सुखार्थी चेत्त्यजेद्विद्यां विद्यार्थी चेत्त्यजेत्सुखम् ।
सुखार्थिनः कुतो विद्या सुखं विद्यार्थिनः कुतः ॥ ८ ॥

સુખની ઇચ્છાવાળાએ વિદ્યાભ્યાસ છોડી દેવો અને વિદ્યાની ઇચ્છાવાળાએ સુખનો ત્યાગ કરવો. સુખની ઇચ્છાવાળાને વિદ્યા ક્યાંથી અને વિદ્યાર્થીને સુખ ક્યાંથી? ૮.

कामक्रोधौ तथा लोभं स्वादु शृंगारकौतुके ।
अतिनिद्रातिसेवे च विद्यार्थी ह्यष्टवर्जयेत् ॥ ९ ॥

કામ, ક્રોધ, લોભ સ્વાદિષ્ટ અન્ન શૃંગાર, ખેલ, અતિનિદ્રા અને બીજાની અતિશય સેવા એ આઠવાનાં વિદ્યાર્થીએ ત્યાગ કરવાં. ૯.

१२

पुस्तकेषुच या विद्या परहस्तेषु यद्धनम् ।
उत्पन्नेषु च कार्येषु न सा विद्या न तद्धनम् ॥ १० ॥

જે વિદ્યા પુસ્તકમાંજ રહેલી છે, અને જે ધન પરાયે હાથ રહેલું છે, તે વિદ્યા અને તે ધન કામ પડતી વખતે ઉપયોગી થતાં નથી. ૧૦.



## પ્રકરણ ૮ મું.-ધનવાન અને નિર્ધન.



यस्यार्थास्तस्य मित्राणि यस्यार्थास्तस्य बान्धवाः ।
यस्यार्थाः स पुमाँल्लोके यस्यार्थाः स च पंडितः ॥ १ ॥

જેની પાસે ધન છે તેને મિત્રો થાયછે. જેની પાસે ધન છે તેને બાંધવો થાય છે, જેની પાસે ધન છે, તે હલકો હોય તોપણ કુળવાન કહેવાય છે અને જેની પાસે ધન છે તે મૂર્ખ હોય તોપણ પંડિત કહેવાય છે. ૧.

त्यजंति मित्राणि धनैर्विहीनं दाराश्च भृत्याश्च सुहृज्जनाश्च ।
तं चार्थवंतं पुनराश्रयंतेऽतोर्यो हि लोके पुरुषस्य बंधुः ॥ २ ॥

મિત્ર, સ્ત્રી, સેવકો અને કુટુંબીઓ ધનરહિત પુરૂષને છોડી દેછે, અને તેજ પુરૂષ પાછો ધનવાન થાય તો, તેનો આશ્રય કરે છે; માટે આ જગતમાં ધનજ પુરૂષનો બંધુ છે. ૨.

અધમ પુરૂષો ધનને ઈચ્છે છે; મધ્યમ પુરૂષો ધન તથા માન બંનેને ઇચ્છે છે અને ઉત્તમ પુરૂષો માનની ઈચ્છા રાખે છે. કેમકે માનને તેઓ ધનરૂપ માને છે. ૩.

कुचैलिनं दन्तमलोपधारिणं बह्वाशिनं निष्ठुरभाषिणं च ।
सूर्योदये चास्तमिते शयानं विमुंचति श्रीर्यदि चक्रपाणिः॥४॥

મલીનવસ્ત્ર પહેરનાર, દાંતને મેલા રાખનાર, બહુ ખાનાર, નઠારાં વચન બોલનાર અને સૂર્યોદય તથા સૂર્યાસ્ત સમયે સુનારને કદાપિ તે સાક્ષાત વિષ્ણુ હોય તોપણ લક્ષ્મી તજી દે છે. ૪.

अन्यायोपार्जितं द्रव्यं दशवर्षाणि तिष्ठति ।
प्राप्ते चैकादशे वर्षे समूलं च विनश्यति ॥ ५ ॥

અન્યાયથી પેદા કરેલું દ્રવ્ય દશ વર્ષ સુધી રહે છે અને અગીયારમું વર્ષ આવતાં તે મૂળસહિત નાશ પામે છે. ૫.

अपुत्रस्य गृहं शून्यं दिशः शून्यास्त्वबांधवाः ।
मूर्खस्य त्हृदयं शून्यं सर्वशून्या दरिद्रता ॥ ६ ॥

પુત્ર વિનાનું ઘર સૂનું છે; બંધુ વિનાની દિશા સૂની છે; બુદ્ધિવિનાનું મુર્ખનું હૃદય સૂનું છે અને દરિદ્રતા સર્વ વાતે સૂની છે. ૬.

वृद्धकाले मृता भार्या बंधुहस्तगतं धनम् ।
भोजनं च पराधीनं तिस्रः पुंसां विडम्बनाः ॥ ७ ॥

વૃદ્ધાવસ્થામાં મરેલી સ્ત્રી, બંધુઓને હાથ ગયેલું ધન અને પરાધીન ભોજન એ ત્રણેવાનાં પુરૂષોને દુઃખદાયક થાય છે. ૭.

वरं वने व्याघ्रगजेंद्रसेविते द्रुमालये पत्रफलांबुसेवनम् ।
तृणेषु शय्या शतजीर्णवल्कलं न बंधुमध्ये धनहीनजीवनम्॥८॥

વાઘ અને હાથી વસતા હોય એવા ઝાડ નીચેનાં ફળ પાન અને જળનું ભક્ષણ કરવું, ઘાસપર સૂવું અને સો ઠેકાણે છિદ્ર-

વાળાં વસ્ત્ર પહેરવાં શ્રેષ્ઠ છે પરંતુ બંધુઓમાં રહીને ધનવિનાનું જીવન ગાળવું એ શ્રેષ્ટ નથી. ૮.

उद्योगे नास्ति दारिद्र्यं जपतो नास्ति पातकम् ।
मौने च कलहो नास्ति नास्ति जागरिते भयम् ॥ ९ ॥

ઉદ્યોગ કરવાથી દરિદ્રતા રહેતી નથી, જપ કરવાથી પાપ રહેતું નથી, મૌન રહેવાથી ક્લેશ થતો નથી અને જાગૃત રહેવાથી ભય આવતો નથી. ૯.

धनहीनो न हीनश्च धनिकः स सुनिश्चयः ।
विद्यारत्नेन यो हीनः स हीनः सर्ववस्तुषु ॥ १० ॥

ધનહીન પુરૂષને હલકો ન ગણવો પણ જો તે વિદ્વાન હોય તો ધનવાનજ છે જે પુરૂષ વિદ્યારૂપી રત્નથી રહિત છે તેજ સર્વ વાતે હલકો છે એમ જાણવું. ૧૦.

गुणाः सर्वत्र पूज्यंते न महत्योऽपि संपदः ।
पूर्णेन्दुः किं तथा वंद्यो निष्कलंको यथा कृशः ॥ ११ ॥

સંપત્તિ ઘણીજ હોય છતાં તે પુજાતી નથી પરંતુ સર્વ સ્થળે ગુણજ પુજાયછે; કેમ કે જેમ કૃશ છતાં બીજનો ચંદ્ર વંદન કરાયછે તેવો પૂર્ણિમાનો ચંદ્ર વંદન કરાતો નથી. ૧૧.

## પ્રકરણ ૯ મું.—સદ્ગુણ.

येषां न विद्या न तपो न दानं न चापि शीलं न गुणो न धर्मः । ते मृत्युलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ १॥

જે મનુષ્યમાં વિદ્યા નથી, તપ નથી, દાન નથી, શીલ નથી, ગુણ નથી કે ધર્મ નથી તે કેવળ આ પૃથ્વીપર ભારરૂપજ હોઇને મનુષ્યના રૂપમાં મૃગ (પશુ) ની પેઠે ફરે છે. ૧.

स जीवति गुणा यस्य यस्य धर्मः स जीवति ।
गुणधर्मविहीनस्य जीवितं निष्प्रयोजनम् ॥ २ ॥

જગતમાં તેજ મનુષ્ય જીવેછે કે જેનામાં સદ્દગુણો છે, અને તેજ જીવે છે કે જેનામાં ધર્મ છે. જે મનુષ્ય ગુણ અને ધર્મથી રહીત છે, તેનું જીવતર વૃથા છે. ૨.

गुणैरुत्तमतां यांति नोच्चैरासनसंस्थिताः ।
प्रासादशिखरस्थोऽपि काकः किं गरुडायते ॥ ३॥

પ્રાણી ઉંચા આસને બેસવાથી નહિ પરંતુ ગુણથીજ ઉત્તમતા પામેછે. મહેલના શિખર પર બેસવાથી કાગડો શું ગરૂડ થઇ શકે છે? ૩.

यथा चतुर्भिः कनकं परीक्ष्यते निघर्षणच्छेदनतापताडनैः ।
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते त्यागेन शीलेन गुणेन कर्मणा४

ઘસવાથી, તાપવાથી, તપાવવાથી અને ટીપવાથી એ ચાર પ્રકારે સુવર્ણની પરિક્ષા થઇ શકે છે. તેવીજ રીતે દાન, શીલ, ગુણ અને આચાર એ ચાર ગુણો ઉપરથી પુરૂષની પરીક્ષા થઇ શકે છે. ૪.

गुणो भूपयते रूपं शीलं भूपयते कुलम् ।
सिद्धिर्भूपयते विद्यां भोगो भूषयते धनम् ॥ ५ ॥

ગુણ રૂપને શોભાવે છે, શીલ કુળને શોભાવે છે, સિદ્ધિ વદ્યાને શોભાવે છે. અને ભોગો ધનને શોભાવે છે. ૫.

दरिद्रता धीरतया विराजते कुवस्त्रता शुभ्रतया विराजते ।
कदन्नता चोष्णतया विराजते कुरूपता शीलयुता विराजते६॥

દરિદ્રતા ધીરજથી શોભે છે, ખરાબ વસ્ત્રો સ્વચ્છતાથી શોભે છે, હલકું અન્ન:પણ ગરમ કરવાથી સારૂં લાગે છે, અને કુરૂપતા શીલથી શોભે છે. ૬.

शांतितुल्यं तपो नास्ति न संतोषात्परं सुखम् ।
न तृष्णायाः परो व्याधिर्न च धर्मो दयासमः ॥ ७ ॥

શાંતિ સમાન બીજું તપ નથી, સંતોષ જેવું બીજું સુખ નથી, તૃષ્ણા જેવો બીજો વ્યાધિ નથી અને દયા સમાન ધર્મ નથી. ૭.

क्रोधो वैवस्वतो राजा तृष्णा वैतरणी नदी ।
विद्या कामदुघा धेनुः संतोषो नन्दनंवनम् ॥ ८ ॥

ક્રોધ એજ યમરાજા છે, તૃષ્ણા વૈતરણી નદી છે, વિદ્યા કામદુધા ગાય છે અને સંતોષ નંદનવન (ઇંદ્રની વાડી) છે. ૮.

व्यालाश्रयापि विकलापि सकंटकापि वक्रापि पंकिल-
भवापि दुरासदापि । गन्धेन वन्धुरसि केतकि सर्वजंतो-
रेको गुणः खलु निहंति समस्तदोषान् ॥ ९ ॥

કોઈ એક કવિ કેતકી પ્રત્યે કહે છે કે, હે કેતકી ! જો કે તું સર્પના ઘરરૂપ છે, ફળરહિત છે, કાંટાવાળી છે, વાંકી:છે, કીચડમાં ઉગનારી છે, અને દુઃખથી મળે એવી છે તોપણ તું એક સુગંધના ગુણવડે સર્વ પ્રાણીઓની બંધુરૂપ થઇ પડી છે; માટે નિશ્ચય થાય છે કે એકપણ સારોગુણ હોય તો તે સર્વદોષોનો નાશ કરે છે. ૯.

दारिद्र्यनाशनं दानं शीलं दुर्गतिनाशनम् ।
अज्ञाननाशिनी प्रज्ञा भावना भयनाशिनी ॥ १० ॥

દાન દરિદ્રતાનો નાશ કરે છે, સુશીલતા દુર્દશાનો નાશ કરે છે, સદ્બુદ્ધિ અજ્ઞાનનો નાશ કરે છે, અને શુભ ભાવના ભયને નાશ કરે છે. ૧૦.

सिंहादेकं वकादेकं शिक्षेच्चत्वारि कुक्कुटात् ।
वायसात्पंच शिक्षेच्च षट् शुनस्त्रीणि गर्दभात् ॥ ११॥

બુદ્ધિવાન મનુષ્યે સિંહ અને બગલા પાસેથી એકેક, કુકડા પાસેથી ચાર, કાગડા પાસેથી પાંચ, કુતરા પાસેથી છ, અને ગધેડા પાસેથી ત્રણ ગુણો શીખવા ઘટે છે. ૧૧.

प्रभूतं कार्यमल्पं वा यन्नरः कर्तुमिच्छति ।
सर्वारंभेण तत्का र्यं सिंहादेकं प्रचक्षते ॥ १२ ॥

કાર્ય મોટું હોય અથવા ન્હાનું હોય, પણ જાતે કરવા જેવું હોય, તો હેને સર્વ પ્રકારના પ્રયત્નથી કરવું એ એક ગુણ સિંહ પાસેથી શિખવો. ૧૨.

इंद्रियाणि च संयम्य वकवत्पंडितो नरः ।
देशकालबलं ज्ञात्वा सर्वकार्याणि साधयेत् ॥ १३ ॥

વિદ્વાનપુરુષે બગલાની પેઠે સર્વ ઇંદ્રિયોનો સંયમ કરીને તેમજ દેશકાળ તથા બળને જાણીને સર્વ કાર્ય સાધવાં. ૧૩.

प्रत्युत्थानं च युद्धं च संविभागं च बन्धुषु ।
स्वयमाक्रम्य भोगं च शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥ १४ ॥

યોગ્ય સમયે જાગવું તથા યુદ્ધ કરવું, બંધુઓને ભાગ આપવો અને પોતે પરાક્રમથી કરીને ભોગ ભોગવવા, એ ચાર ગુણ કુકડા પાસેથી શિખવા. ૧૪.

गूढं च मैथुनं धार्ष्ट्यं काले चालयसंग्रहम् ।
अप्रमादमविश्वासं पंच शिक्षेच्च वायसात् ॥ १५ ॥

ગુપ્ત મૈથુન, ધૈર્યતા, યોગ્યકાળે ઘરમાં સંગ્રહ કરવો, સાવધાન રહેવું અને વિશ્વાસ ન કરવો એ પાંચ ગુણો કાગડા પાસેથી શિખવા. ૧૫.

वह्वाशी स्वल्पसंतुष्टः सुनिद्रो लघुचेतनः ।
स्वामिभक्तश्च शूरश्च षडेते श्वानतो गुणाः ॥ १६ ॥

વધારે ખાવું કે થોડાથી પણ સંતોષ માનવો, નિદ્રા લેવી, થોડા ઇસારાથી જાગી ઉઠવું, સ્વામિની ભક્તિ અને શૂરપણું એ છ ગુણો શ્વાન પાસેથી શિખવા. ૧૬.

सुश्रांतोऽपि वहेद्भारं शीतोष्णे न च पश्यति ।
संतुष्टश्चरते नित्यं त्रीणि शिक्षेच्च गर्दभात् ॥ १७ ॥

ઘણો થાક લાગવા છતાં ભાર વહેવો, ટાઢ અને તડકા તરફ જોવું નહિ, નિરંતર સંતોષ રાખી ફરવું, એ ત્રણે ગુણો ગધેડા પાસેથી શિખવા. ૧૭.

य एतान्विंशति गुणानाचरिष्यति मानवः ।
कार्यावस्थासु सर्वासु अजेयः स भविष्यति ॥ १८ ॥

જે મનુષ્ય આ વીશ ગુણોને ધારણ કરશે તે સર્વ અવસ્થામાં અને સર્વ કાર્યમાં વિજય મેળવનાર થશે. ૧૮.

## પ્રકરણ ૧૦ મું.—દાન અને પરોપકાર.

वृथा वृष्टिः समुद्रेषु वृथा तृप्तेषु भोजनम् ।
वृथा दानं धनाढ्येषु वृथा दीपो दिवापि च ॥ १ ॥

સમુદ્રમાં વૃષ્ટિ થાય તે વૃથા છે, તૃપ્ત થયેલાને ભોજન આપવું વૃથા છે, ધનવાનને દાન આપવું વૃથા છે અને દીવસે દીવો કરવો વૃથા છે. ૧.

उपार्जितानां वित्तानां त्याग एव हि रक्षणम् ।
तडागोदरसंस्थानां परिस्रव इवांभसाम् ॥ २ ॥

જળાશયમાંથી જળનો ઉપયોગ કરતા રહેવાથીજ તેની શુદ્ધતા જળવાય છે, તેવી રીતે પેદા કરેલા ધનનો શુભ કાર્યોમાં વ્યય કરવો એજ તેની રક્ષા છે. ૨.

वाचां शौचं च मनसः शौचमिन्द्रियनिग्रहः ।
सर्वभूतदयाशौचमेतच्छौचं परार्थिनाम् ॥ ३ ॥

વાણીની શુદ્ધિ, મનની પવિત્રતા, ઇંદ્રિયોનો નિગ્રહ, સર્વ ભૂતો ઉપર દયા અને પવિત્રતા એ પરોપકારી પુરૂષોની શુદ્ધિ છે. ૩.

वित्तं देहि गुणान्वितेषु मतिमन्नान्यत्र देहि क्वचि-
त्प्राप्तं वारिनिधेर्जलं घनमुखे माधुर्ययुक्तं सदा ।
जीवन्स्थावरजंगमांश्च सकलान्संजीव्य भूमण्डलं
भूयः पश्यति देवकोटिगुणितं गच्छेत्तमम्भोनिधिम् ॥४॥

હે બુદ્ધિમાન પુરૂષો તમારૂં ધન ગુણવાન જનોને આપો! બીજાને કદી આપશોનહિ. જુઓ મેઘના મુખમાં પ્રાપ્ત થયેલું જળ સદા મધુરતાવાળું હોય છે, અને તે પૃથ્વીપરના સર્વ સ્થાવર જંગમ પદાર્થોને જીવનવાળા કરીને કરોડગણું થઇને સમુદ્રમાં ચાલ્યું જાય છે. ૪.

देयं भोज्यधनं धनं सुकृतिभिर्नो संचयस्तस्य वै
श्रीकर्णस्य बलेश्च विक्रमपतेरद्यापि कीर्त्तिः स्थिता ।
अस्माकं मधुदानभोगरहितं नष्टं चिरात्संचितं
निर्वाणादितिनैजपादयुगलं घर्षत्यहो मक्षिकाः ॥ ५ ॥

મધનો નાશ થવાથી, "ઘણા સમયથી સંગ્રહ કરી રાખેલું અમારૂ મધ દાન અને ભોગમાં ઉપયોગ ન કરવાથીનાશ પામ્યું,'" એવું જાણીને મધમાખીઓ જેમ પોતાના બન્ને હાથ પગ ઘસીને પશ્ચાત્તાપ કરે છે, તેમ ન કરવું પડે તેટલા માટે ધન અને બીજા પદાર્થો દાન કરવામાં તથા ભોગમાં વાપરવા યોગ્ય છે. તેથી સારા મનુષ્યોએ તેનો સંગ્રહ કર્યા કરવો નહિ. દાનપરાયણ રહેવાથીજ કર્ણ, બલી, અને વિક્રમ એ રાજાઓની કીર્તિ અદ્યાપિ સ્થિર રહેલી છે. ૫.

यस्य चित्तं द्रवीभूतं कृपया सर्वजन्तुषु ।
तस्य ज्ञानेन मोक्षेण किं जटाभस्मलेपनैः ॥ ६ ॥

જે પુરૂષનું ચિત્ત સર્વ પ્રાણીઓ ઉપર દયાથી નિંરતર દ્રવતું (પીગળેલું.) રહે છે, તેને જ્ઞાનથી મોક્ષથી, જટા ધારણ કરવાથી અને વિભૂતી ચોળવાથી શું લાભ છે? ૬.

परोपकरणं येषां जागर्ति हृदये सताम् ।
नश्यंति विपदस्तेषां संपदः स्युः पदे पदे ॥ ७ ॥

જે સજ્જનોના હૃદયમાં પરોપકાર કરવાનો ઉત્સાહ નિરંતર જાગૃત રહે છે, તેમની વિપત્તિનો નાશ થાયછે, અને સંપત્તિ પગલે પગલે પ્રાપ્ત થાય છે. ૭.

## પ્રકરણ ૧૧ મું,—વાણી.

सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ।
सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥ १ ॥

સત્યથી પૃથ્વિ રહેલી છે, સત્યથીજ સૂર્ય તપે છે, સત્યથીજ વાયુ વાય છે, અને સત્યથીજ સર્વ વસ્તુઓ સ્થિર રહે છે. ૧.

सकृज्जल्पन्ति राजानः सकृज्जल्पंति पंडिताः ।
सकृत्कन्याः प्रदीयन्ते त्रीण्येतानि सकृत्सकृत् ॥ २ ॥

રાજાઓ એકજવાર આજ્ઞા કરે છે, વિદ્વાન પુરૂષો પણ એકજવાર બોલે છે; કન્યાનું દાન પણ એકજવાર અપાય છે આ ત્રણેવાનાં એકજવાર થાય છે. ૨.

तावन्मौनेन नीयन्ते कोकिलैश्चैव वासराः ।
यावत्सर्वजनानन्ददायिनी वाक्प्रवर्तते ॥ ३ ॥

જ્યાંસૂધી સર્વ જનોને આનંદ આપનારી વાણી બોલી શકાતી નથી, ત્યાંસૂધી કોયલ મુનીવ્રત રાખીને દિવસો નિર્ગમન

કરે છે, અથવા આનંદદાયક વાણી વદવાનું ન બને ત્યાંસૂધી મૌન રાખવું સારૂં છે. ૩.

स्वभावेन हि तुष्यंति देवाः सत्पुरुषाः पिता ।
ज्ञातयः स्नानपानाभ्यां वाक्यदानेन पण्डिताः ॥ ४ ॥

નિશ્ચય, દેવતાઓ, સતૂપુરૂષો અને પિતા એઓ સ્વભાવથીજ પ્રસન્ન થાય છે, જ્ઞાતિજનો સ્નાન પાનથી અને પંડિતજનો પ્રિય વચન કહેવાથી પ્રસન્ન થાય છે. ૪.

निःस्पृहोनाधिकारी स्यान्नाकामो मंडनप्रियः ।
नाविदग्धः प्रियं ब्रूयात्स्पष्टवक्ता न वंचकः ॥ ५ ॥

જે નિસ્પૃહી છે, તેને અધિકારની ઇચ્છા નહિ થાય, જે પુરૂષ કામી નહિ હોય તેને શરીર શોભાવનારી વસ્તુઓની પ્રીતિ નહિ થાય, જે ચતુર નથી તેનાથી પ્રિય વચન નહિ બોલાય અને જે સ્પષ્ટવકતા (જેવું હોય તેવું કહી દેનારો) છે તે ઠગારો નહિ થાય. ૫.

## પ્રકરણ ૧૨ મું.—વિવિધ ઉપદેશ.

धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते ।
अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥ १ ॥

ધર્મ અર્થ કામ અને મોક્ષ એમાંનું એક પણ જેણે પ્રાપ્ત કર્યું નથી, તેનો જન્મ બકરીના ગળાના આંચળનીપેઠે નિરર્થકછે. ૧

कर्मायत्तं फलं पुंसां बुद्धिः कर्मानुसारिणी ।
तथापि सुधियश्चार्याः सुविचार्यैव कुर्वते ॥ २ ॥

જો કે કર્મનેજ આધિન ફળ છે, અને બુદ્ધિ પણ કર્મનેજ અનુસરે છે, તથાપિ બુદ્ધિમાન અને ઉત્તમ પુરૂષો જે કાંઇ કરેછે, તે સારી રીતે વિચારે છે. ૨

धर्मार्थकाममोक्षेषु यस्यैकोपि न विद्यते ।
जन्मफलं हि मर्त्येषु मरणं तस्य केवलम् ॥ ३ ॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થમાંથી કાંઈ પણ જેણે મેળવ્યું નહિ, તેનું આ મૃત્યુ લોકમાં જન્મ થવાનું ફળ માત્ર મરણજ છે. ૩.

जीवन्तं मृतवन्मन्ये देहिनं धर्मवर्जितम् ।
मृतो धर्मेण संयुक्तो दीर्घजीवी न संशयः ॥ ४

ધર્મરહિત પ્રાણી જીવતો હોય તેને મરેલા જેવો, માનવો. ધર્મયુક્ત પુરૂષ મૃત્યુ પામેલા છતાં ચિરંજીવી છે, એમાં સંશય નથી. ૪.

यावत्स्वस्थो ह्ययं देहो यावन्मृत्युश्च दूरतः ।
तावदात्महितं कुर्यात्प्राणांते किं करिष्यति ॥ ५ ॥

જ્યાંસૂધી દેહ નિરોગી છે અને જ્યાંસૂધી મૃત્યુ દૂર છે, ત્યાંસૂધીમાં પોતાનું કલ્યાણ કરી લેવું. ૫.

मुक्तिमिच्छसि चेत्तात विषयान्विषवत्यज ।
क्षमार्जवदयाशौचं सत्यं पीयूषवत्पिब ॥ ६ ॥

હે ભાઇ! જો ત્હમને મોક્ષની ઇચ્છા હોય તો વિષની પેઠે વિષયોને ત્યજી દો, અને ક્ષમા, સરળતા દયા પવિત્રતા, તથા સત્યનું અમૃતની પેઠે સેવન કરો ૬.

यदीच्छसि वशीकर्तुं जगदेकेन कर्मणा ।
पुरा पंचदशास्येभ्यो गां चरंतीं निवारय ॥ ७ ॥

હે મનુષ્ય! તું જો કદી એકજ કાર્ય વડે જગતને વશ કરવા ઇચ્છતો હોય, તો પંદર મુખોવડે ભ્રમણ કરતા મનનું નિવારણ કર! અર્થાત પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને શબ્દ સ્પર્શ રૂપ રસ તથા ગંધ એ પાંચ વિષયો મળીને પંદર મુખોદ્વારા ભટકતા મનને રોક. ૭.

वन्धाय विषयासाङ्गि मुक्तौ निर्विषयं मनः ।
मन एव मनुष्याणां कारणं वन्धमोक्षयोः ॥ ८ ॥

વિષયમાં આસકત મન બંધનનું કારણ છે, અને વિષયમાં આસકિત વિનાનું મન મોક્ષનું કારણ છે, માટે મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ મનજ છે. ૮.

त्यज दुर्जनसंसर्गं भज साधुसमागमम् ।
कुरु पुण्यमहोरात्रं स्मर नित्यमनित्यताम् ॥ ९ ॥

હે મનુષ્ય! દુર્જનોનો સંગ ત્યજી દઇને સાધુ પુરૂષોનો સમાગમ સેવન કર રાત દિવસ પુન્ય કર્મો કર્યા કર, અને સંસારની નાશવંત વસ્તુઓને બદલે અવિનાશી પરમાત્માનું સ્મરણ કર. ૯.

श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा त्यजति दुर्मतिम् ।
श्रुत्वा ज्ञानमवाप्नोति श्रुत्वा मोक्षमवाप्नुयात् ॥ १० ॥

મનુષ્ય, શાસ્ત્રનું શ્રવણ, કરવાથીજ ધર્મને જાણે છે. શ્રવણ, કરવાથીજ, ખોટી, બુદ્ધિનો, ત્યાગ કરે છે. શ્રવણ કરવાથીજ જ્ઞાન પામે છે, અને શ્રવણ કરવાથીજ, મોક્ષને, પ્રાપ્ત થાય છે; અર્થાત, તેટલા માટે શાસ્ત્રનું શ્રવણ કરવું જોઇએ. ૧૦.

अनंतशास्त्रं बहुलाश्च विद्या अल्पश्च कालो बहुविघ्नता च ।
यत्सारभूतं तदुपासनीयं हंसो यथा क्षीरमिवांबुमध्यात् ११

શાસ્ત્રો પારવિનાના છે, વિદ્યા પણ બહુ પ્રકારની છે, આયુષ્ય થોડું છે. અને વિઘ્ન બહુ છે, માટે હંસ જળમાંથી દૂધનેજ ગ્રહણ કરે છે તેમ જે કાંઇ સારરુપ હોય, તેનુંજ સેવન કરવું યોગ્ય છે. ૧૧.

धर्माख्याने स्मशाने च रोगिणां या मतिर्भवेत् ।
सा सर्वदैव तिष्ठेच्चेत्को न मुच्येत बंधनात् ॥ १२ ॥

ધર્મની કથા અથવા વ્યાખ્યાન શ્રવણ કરતી વખતે સ્મશાનમાં અને (રોગીમનુષ્યોને) રોગનાં દુઃખ વખતે જેવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેવીજ બુદ્ધિ જો સદાકાળ રહેતી હોય તો કોણ બંધનથી મુક્ત ન થાય? ૧૨.

पठंति चतुरो वेदान्धर्मशास्त्राण्यनेकशः ।
आत्मानं नैव जानंति दर्वी पाकरसं यथा ॥ १३ ॥

જેમ કડછી પાકમાં ફરતી રહેવા છતાં તેના સ્વાદને જાણતી નથી, તેમ મનુષ્યો ચારેવેદો તથા અનેક ધર્મશાસ્ત્રો ભણે છે છતાં પોતાના આત્માને જાણતાં નથી. ૧૩.

अग्निहोत्रं विना वेदा न च दानं विना क्रिया ।
न भावेन विना सिद्धिस्तस्माद्भावो हि कारणम् ॥ १४ ॥

અગ્નિહોત્રવિના વેદનું ભણવું; અને દાનવિનાની ક્રિયા વૃથા છે. ભાવના વિના કોઇ બાબતની સિદ્ધિ થતી નથી. માટે ભાવનાજ સર્વનું કારણ છે. ૧૪.

न देवो विद्यते काष्ठे न पाषाणे न मृन्मये ।
भावे हि विद्यते देवस्तस्माद्भावो हि कारणम् ॥ १५ ॥

દેવતા કાષ્ટમાં નથી, પાષાણુમાં નથી, કે મૃતિકાની મૂર્તિમાં નથી; પરંતુ ભાવનામાંજ તે :વિદ્યમાન છે. :તેટલા માટે ભાવનાજ સર્વનું કારણ છે. ૧૫.

माता च कमला देवी पिता देवो जनार्दनः ।
बांधवा विष्णुभक्ताश्च स्वदेशो भुवनत्रयम् ॥ १६ ॥

કમળાદેવી (લક્ષ્મી) જેની માતા છે, વિષ્ણુ ભગવાન જેના પિતા છે; અને પ્રભુના ભક્તો જેના બંધુઓ છે એવી ભાવનાવાળા ભક્તને ત્રણેભૂવન સ્વદેશ સમાન છે. ૧૬.

का चिंता मम जीवने यदि हरिर्विश्वंभरो गीयते
नोचेदर्भकजीवनाय जननीस्तन्यं कथं निःसरेत् ।
इत्यालोच्य मुहुर्मुहुर्यदुपते लक्ष्मीपते केवलं
त्वत्पादांबुजसेवनेन सततं कालो मया नीयते ॥ १७ ॥

એક ભક્તે કહ્યું છે કે જો શ્રીહરિ (વિશ્વંભર) એટલે સર્વ જગતનું પાલન કરનાર કહેવાય છે તો પછી મારે પોતાના નિર્વાહને માટે શી ચિંતા છે? જો એમ ન હોયતો બાળકના નિર્વાહને માટે માતાના સ્તનમાં દુધ ક્યાંથી નીકળત? એવો વારંવાર વિચાર કરીને હે યદુપતિ! હે લક્ષ્મીપતિ! નિરંતર

આપના ચરણકમલનું સેવન કરવામાંજ મ્હારો સમય ગાળું છું. ૧૭.

पुष्पे गंधं तिले तैलं काष्ठेऽग्निं पयसि घृतम् ।
इक्षौ गुडं तथा देहे पश्यात्मानं विवेकतः ॥ १८

પુષ્પમાં સુગંધ, તલમાં તેલ, કાષ્ટમાં અગ્નિ, દુધમાં ઘી; અને શેરડીમાં ગોળ જેમ પ્રત્યક્ષ ન દેખાય એવી રીતે રહેલાં છે; તેવીજ રીતે આ દેહમાં અદૃશ્યરૂપે રહેલા આત્માને જડ ચૈતન્યના વિવેકવડે જાણવો. ૧૮.

देहाभिमाने गलिते ज्ञानेन परमात्मनः ।
यत्रयत्र मनो याति तत्रतत्र समाधयः ॥ १९ ॥

પરમાત્માનું યથાર્થ જ્ઞાન થવાથી, દેહનું અભિમાન નાશ પામ્યા પછી, મન જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેને—સાધુજનને—સમાધીજ છે. ૧૯.

गते शोको न कर्तव्यो भविष्यं नैव चिन्तयेत् ।
वर्तमानेन कालेन प्रवर्तन्ते विचक्षणाः ॥ २० ॥

ગયેલી વસ્તુનો શોક ન કરવો; તેમજ ભવિષ્યકાળની ચિંતા ન કરવી. બુદ્ધિમાન પુરૂષો વર્તમાનકાળને અનુસરીનેજ પ્રવૃત્તિ કરે છે. ૨૦.

एकवृक्षसमारूढा नानावर्णा विहंगमाः ।
प्रभाते दिक्षु दशसु यांति का परिदेवना ॥ २१ ॥

જુદી જુદી જાતનાં પક્ષી એક વૃક્ષ ઉપર બેઠાં હોય તેઓ પ્રભાત સમયે દશે દિશાઓમાં વેરાઈ જાય, તેનો શોક શો કરવો? ૨૧.

यथा धेनुसहस्रेषु वत्सो गच्छति मातरम् ।
तथा यच्च कृतं कर्म कर्त्तारम गच्छति ॥ २२ ॥

જેમ હજારો ગાયો છતાં વાછડું પોતાની માતા પાસેજ જાય છે તેમ, જે કાંઈ સારૂં યા ખોટું કર્મ કરેલું હોય છે તે તેના કરનારનેજ જઈને ફળ આપે છે. ૨૨.

स्वयं कर्म करोत्यात्मा स्वयं तत्फलमश्नुते ।
स्वयं भ्रमति संसारे स्वयं तस्माद्विमुच्यते ॥ २३ ॥

જીવાત્મા પોતેજ સારાં યા ખોટાં કર્મ કરે છે; અને તેનું સુખ અથવા દુઃખરૂપી ફળ પણ પોતેજ ભોગવે છે, જન્મ મરણરૂપી સંસારમાં પોતેજ ભ્રમણ કરે છે; અને તેટલા માટે પોતેજ જ્ઞાન મેળવીને મુક્ત થાય છે. ૨૩.

आत्मापराधवृक्षस्य फलान्येतानि देहिनाम् ।
दारिद्र्यरोगदुःखानि बंधनव्यसनानि च ॥ २४ ॥

મનુષ્યોને દરિદ્રતા, રોગ, દુઃખ, બંધન અને વિપત્તિ એ સર્વ પોતે કરેલા અપરાધરૂપી વૃક્ષનાંજ ફળ છે. ૨૪.

अग्निरापः स्त्रियो मूर्खः सर्पो राजकुलानि च ।
नित्यं यत्नेन सेव्यानि सद्यः प्राणहराणि षट् ॥ २५ ॥

અગ્નિ, જળ, સ્ત્રી, મૂર્ખ, સર્પ અને રાજાનું કુળ એ છ વાનાં તત્કાળ પ્રાણને હરનારાં છે; માટે તેઓ સર્વદા સાવધાનતાથી સેવવા યોગ્ય છે. ૨૫.

अत्यासन्नाविनाशाय दूरस्थानफलप्रदाः ।
सेव्यतां मध्यभागेन राजा वह्निर्गुरुः स्त्रियः ॥ २६ ॥

રાજા, અગ્નિ, અને ગુરૂ તેઓ અત્યંત સમીપ રહેવાથી વિનાશનાં કારણરૂપ થાય છે, અને તેમનાથી દૂર રહેવાથી ફળ આપતાં નથી; માટે મધ્યભાગથીજ તેમનું સેવન કરવું જોઇએ. ૨૬.

लुब्धमर्थेन गृह्णीयात्स्तब्धमंजलिकर्मणा ।
मूर्खं छंदानुवृत्त्या च यथार्थत्वेन पण्डितम् ॥ २७ ॥

લોભીને ધનથી, અહંકારીને હાથ જોડીને, મૂર્ખને તેની મરજી પ્રમાણે વર્તીને; અને પંડિતને યથાર્થ રીતે વર્તીને વશ કરવા. ૨૭.

प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यंति जन्तवः ।
तस्मात्तदेव वक्तव्यं वचने किं दरिद्रता ॥ २८ ॥

પ્રિય વાક્ય કહેવાથી સર્વ પ્રાણી પ્રસન્ન થાય છે: માટે મનુષ્યોએ તેવુંજ બોલવું યોગ્ય છે. વચનમાં દરિદ્રતા શી? ૨૮.

शकटं पंचहस्तेन दशहस्तेन वाजिनम् ।
हस्तिनं तु सहस्रेण देशत्यागेन दुर्जनम् ॥ २९ ॥

ગાડાથી પાંચ હાથ, ઘોડાથી દશ હાથ, હાથીથી હજાર હાથ; અને દુર્જનથી દેશનો પણ ત્યાગ કરીને દૂર રહેવું. ૨૯.

लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं त्यागशीलता ।
पंच यत्र न विद्यंते न कुर्यात्तत्र संगतिम् ॥ ३० ॥

જે સ્થાનના લોકોમાં નિર્વાહનું સાધન, ભય, લજ્જા, કુશળતા, અને ઉદારતા એ પાંચવાનાં ન હોય ત્યાંના લોકોની સંગતિ કરવી નહિ. ૩૦.

धनिकः श्रोत्रियो राजा नदी वैद्यस्तु पंचमः ।
पंच यत्र न विद्यंते न तत्र दिवसं वसेत् ॥ ३१ ॥

જે સ્થળમાં ધનવાન, શાસ્ત્રને જાણનાર, રાજા, નદી અને પાંચમો વૈદ્ય એ પાંચવાનાં જણાય નહિ ત્યાં એક દિવસ પણ વસવું નહિ. ૩૧.

उपसर्गेऽन्यचक्रे च दुर्भिक्षे च भयावहे ।
असाधुजनसंपर्के यः पलायति जीवति ॥ ३२ ॥

ઉપદ્રવ જાગે ત્યારે, શત્રુ ચ્હડી આવે ત્યારે, ભયંકર દુષ્કાળના સમયમાં; અને ખળ પુરૂષોના સંગથી જે દૂર ભાગે છે તે જીવતો રહે છે. ૩૨.

वरं प्राणपरित्यागो मानभंगेन जीवनात् ।
प्राणत्यागे क्षणं दुःखं मानभंगे दिनेदिने ॥ ३३ ॥

માનભંગ થઇને જીવવા કરતાં પ્રાણનો ત્યાગ કરવો શ્રેષ્ઠ છે, કેમકે પ્રાણત્યાગ કરવા સમયે ક્ષણવારજ દુઃખ થાય છે, પરંતુ માનભંગ થવાથી તો સર્વદા દુઃખ થાય છે. ૩૩.

मुहूर्तमपि जीवेच्च नरः शुक्लेन कर्मणा ।
न कल्पमपि कष्टेन लोकद्वयविरोधिना ॥ ३४ ॥

શુભ કર્મ કરીને મનુષ્ય બે ઘડીજ જીવે તો તે પણ શ્રેષ્ઠ છે; પરંતુ આલોક તથા પરલોકના વિરોધી દુષ્ટ કર્મ કરીને કલ્પ પર્યંત જીવવું એ દુઃખદાયક છે. ૩૪.

विद्यार्थी सेवकः पांथः क्षुधार्तो भयकातरः ।
भांडारी प्रतिहारश्च सप्तसुप्तान्प्रबोधयेत् ॥ ३५ ॥

વિદ્યાર્થી, સેવક, પ્રવાસી, ભુખ્યો, ભયભીત, ભાંડારી (દ્રવ્ય-રક્ષક) અને દ્વારપાળ એ સાતને સુતા હોય તો જગાડવા જોઇએ. ૩૫.

अहिं नृपं च शार्दूलं किटिं च बालकं तथा ।
परश्वानं च मूर्खं च सप्त सुप्तान्न बोधयेत् ॥ ३६ ॥

સર્પ, રાજા, વાઘ, ભુંડ, બાલક, બીજાનો કુતરો; અને મૂર્ખ એ સાતને સુતા હોય તો જગાડવા નહિ. ૩૬.

अर्थनाशं मनस्तापं गृहिणीचारितानि च ।
नीचवाक्यं चापमानं मतिमान्न प्रकाशयेत् ॥ ३७ ॥

ધનનો નાશ, મનનો સંતાપ, પોતાની સ્ત્રીની વર્તણુક, નીચ મનુષ્યે કહેલાં વચન; અને કોઇએ પોતાનું કરેલું અપમાન એટલાંવાનાં બુદ્ધિવાન પુરુષે પ્રગટ કરવાં નહિ. ૩૭.

कः कालः कानि मित्राणिको देशः कौ व्ययागमौ ।
कस्याहं का च मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः ॥ ३८ ॥

સમય કેવો છે? મિત્ર કોણ છે? દેશ કેવો છે? આવક અને ખર્ચ કેવાં છે? હું કોનો છું? અને મારામાં શકિત કેટલી છે? એ સર્વે બાબતો મનુષ્યે વારંવાર વિચારવી જોઇએ. ૩૮.

जलबिंदुनिपातेन क्रमशः पूर्यते घटः ।
स हेतुः सर्वविद्यानां धर्मस्य च धनस्य च ॥ ३९ ॥

જળનું એક એક ટીપું પડવાથી ક્રમે કરીને ઘડો ભરાઇ જાય છે. વિદ્યા, ધન, અને ધર્મ સંપાદન કરવામાં પણ એજ હેતુ ધ્યાનમાં રાખી યત્ન કરવો. ૩૯.

त्यजेद्धर्मं दयाहीनं विद्याहीनं गुरुं त्यजेत् ।
त्यजेत्क्रोधमुखीं भार्यां निःस्नेहान्बांधवाँस्त्यजेत् ॥ ४० ॥

દયા રહિત ધર્મનો ત્યાગ કરવો, વિદ્યારહિત ગુરૂનો ત્યાગ કરવો, ક્રોધમુખી સ્ત્રીનો ત્યાગ કરવો અને સ્નેહરહિત બાંધવોનો ત્યાગ કરવો. ૪૦.

विनयं राजपुत्रेभ्यः पंडितेभ्यः सुभाषितम् ।
अनृतं द्यूतकारेभ्यः स्त्रीभ्यः शिक्षेत कैतवम् ॥ ४१ ॥

નમ્રતા રાજપુત્રો પાસેથી, સદ્વચનો પંડિતો પાસેથી, અસત્ય જુગારીઓ પાસેથી; અને છળ સ્ત્રીઓ પાસેથી શીખવું. અર્થાત્ તે તે પદાર્થોમાં તે તે ગુણો વિશેષ કરીને રહેલા છે. ૪૧.

दाने तपसि शौर्ये वा विज्ञाने विनये नये ।
विस्मयो न हि कर्तव्यो बहुरत्ना वसुंधरा ॥ ४२ ॥

દાનમાં, તપમાં, પરાક્રમમાં, વિજ્ઞાનમાં, નમ્રતામાં; અને નીતિમાં કોઈપણ પુરૂષની કુશળતા જોઇને વિસ્મય થવું યોગ્ય નથી. કારણ કે વસુંધરા (પૃથ્વી) બહુ રત્નોવાળી છે. ૪૨.

यत्रोदकं तत्र वसंति हंसास्तथैव शुष्कं परिवर्जयंति ।
न हंसतुल्येन नरेण भाव्यं पुनस्त्यजंतः पुनराश्रयन्तः ४३॥

હંસ પાણી હોય છે ત્યાં વસે છે, અને સુકું પડી જતાં તે સ્થાનને છોડી દે છે. તેવો (હંસના જેવો) વારંવાર ત્યાગ કરવાનો અને આશ્રય કરવાનો સ્વભાવ મનુષ્યે રાખવો નહિ. ૪૩.

संतोषस्त्रिषु कर्तव्यः स्वदारे भोजने धने ।
त्रिषु चैव न कर्तव्योऽध्ययने जपदानयोः ॥ ४४ ॥

પોતાની સ્ત્રી, ભોજન અને ધન આ ત્રણે વસ્તુમાં મનુષ્યે સંતોષ રાખવો યોગ્ય છે, પરંતુ વિદ્યાભ્યાસ કરવો, જપ કરવો, અને દાન કરવું એ ત્રણ બાબતોમાં કદીપણ સંતોષ ન રાખવો. ૪૪.

पादाभ्यां न स्पृशेदग्निं गुरुं ब्राह्मणमेव च ।
नैव गां न कुमारीं च न वृद्धं न शिशुं तथा ॥ ४५

અગ્નિ, ગુરૂ, બ્રાહ્મણ, ગાય, કુમારિકા, વૃદ્ધ તથા બાલક એટલાંને પગથી સ્પર્શ કરવો નહિ. ૪૫.

---

## પ્રકરણ ૧૩ મું.–વિવિધ સુવાક્ય.

जले तैलं खले गुह्यं पात्रे दानं मनागपि ।
प्राज्ञे शास्त्रं स्वयं याति विस्तारं वस्तुशक्तितः ॥ १ ॥

જળમાં તેલ, દુર્જનમાં છાની વાત, સુપાત્રને દાન અને બુદ્ધિમાન પુરૂષમાં શાસ્ત્ર એટલાંવાનાં થોડાં હોય તોપણ વસ્તુ શક્તિથી પોતાની મેળેજ વિસ્તારને પામે છે. ૧.

वित्तेन रक्ष्यते धर्मो विद्या योगेन रक्ष्यते ।
मृदुना रक्ष्यते भूपः सत्स्त्रिया रक्ष्यते गृहम् ॥ २ ॥

ધનથી ધર્મની રક્ષા થાય છે, યોગથી જ્ઞાનની રક્ષા થાય છે, કોમલતાથી રાજાની રક્ષા થાય છે; અને રૂડી સ્ત્રીથી ઘરની રક્ષા થાય છે. ૨.

अधना धनमिच्छन्ति वाचं चैव चतुष्पदाः ।
मानवाः स्वर्गमिच्छंति मोक्षमिच्छंति देवताः ॥ ३ ॥

નિર્ધન ધનને ઇચ્છે છે, પશુઓ વાચાને ઇચ્છે છે, મનુષ્યો સ્વર્ગને ઇચ્છે છે; અને દેવતાઓ મોક્ષને ઇચ્છે છે, અર્થાત્ જગતમાં ઇચ્છાવિનાનું કોઈ નથી. ૩.

अशक्तस्तु भवेत्साधुर्ब्रह्मचारी च निर्धनः ।
व्याधिष्टो देवभक्तश्च वृद्धा नारी पतिव्रता ॥ ४ ॥

અશક્ત મનુષ્ય સાધુ થાય છે, નિર્ધન બ્રહ્મચારી થાય છે, રોગિષ્ટ દેવભક્ત બને છે; અને વૃદ્ધ સ્ત્રી પતિવ્રતા થાય છે. ૪.

गंधः सुवर्णे फलमिक्षुदंडे नाकारि पुष्पं खलु चंदनस्य ।
विद्वान्धनी भूपतिर्दीर्घजीवी धातुःपुरा कोऽपि न बुद्धिदोऽभूत् ॥५॥

સુવર્ણને સુગંધ, શેરડીને ફળ; ચંદનના વૃક્ષને ફૂલ, ધનવાળો વિદ્વાન, અને દીર્ઘ આયુષ્યવાળો રાજા: એટલાંવાનાં ન કર્યાં તે ઉપરથી એમ જણાય છે કે, ખરેખર વિધાતાને સૃષ્ટિ રચતી વખતે કોઈ બુદ્ધિ આપનાર ન હતું. ૫.

शुद्धं भूमिगतं तोयं शुद्धा नारी पतिव्रता ।
शुचिः क्षेमकरो राजा संतुष्टो ब्राह्मणः शुचिः ॥ ६ ॥

ભૂમિપર પડેલું જળ પવિત્ર છે, પતિવ્રતા નારી પવિત્ર છે, પ્રજાનું કલ્યાણ કરનારો રાજા પવિત્ર છે, અને સંતોષી બ્રાહ્મણ પવિત્ર છે. ૬.

अजीर्णे भेषजं वारि जीर्णे वारि बलप्रदम् ।
भोजने चामृतं वारि भोजनांते विषप्रदम् ॥ ७ ॥

અજીર્ણ ઉપર જળપાન ઔષધરૂપ છે, પચી ગયા પછી જળપાન બળને આપનારૂં છે, ભોજનની મધ્યમાં જળપાન અમૃતરૂપ છે; અને ભોજનની છેવટે જળપાન વિષના જેવું ફળ આપનારૂં છે. ૭.

तुष्यन्ति भोजने विप्रा मयूरा घनगर्जिते ।
साधवः परसंपत्तौ खलाः परविपत्तिषु ॥ ८

ભોજન સમયે બ્રાહ્મણો, મેઘ ગર્જવાથી મોર, બીજાને સંપત્તિ પ્રાપ્ત થવાથી સજ્જનો; અને બીજા ઉપર વિપત્તિ પડવાથી ખળપુરૂષો પ્રસન્ન થાય છે. ૮.

ऋणकर्ता पिता शत्रुर्माता च व्यभिचारिणी ।
भार्या रूपवती शत्रुः पुत्रः शत्रुरपण्डितः ॥ ९ ॥

ઋણ કરનારો પિતા શત્રુરૂપ છે, વ્યભિચારિણી માતા શત્રુરૂપ છે, રૂપવાળી સ્ત્રી શત્રુ છે; અને વિદ્યા ભણ્યા વિનાનો પુત્ર શત્રુ છે. ૯.

लुब्धानां याचकः शत्रुर्मूर्खाणां बोधको रिपुः ।
जारस्त्रीणां पतिः शत्रुश्चौराणां चंद्रमा रिपुः ॥ १० ॥

લોભીઆઓને યાચક શત્રુ છે, મૂર્ખાઓને બોધ કરનારો શત્રુ છે, વ્યભિચારિણી સ્ત્રીઓને સ્વામી શત્ર છે, અને ચોરોને ચંદ્રમા શત્રુ છે. ૧૦.

भ्रमन्संपूज्यते राजा भ्रमन्संपूज्यते द्विजः ।
भ्रमन्संपूज्यते योगी स्त्री भ्रमन्ती विनश्यति ॥ ११ ॥

ભ્રમણ (પ્રવાસ) કરવાથી રાજા પૂજાય છે, ભ્રમણ કરવાથી દ્વિજ પૂજાય છે, ભ્રમણથી યોગી પૂજાય છે, પરંતુ સ્ત્રી ભ્રમણ કરવાથી નાશને પામે છે. ૧૧.

अयममृतनिधानं नायकोऽप्यौषधीनाममृतमयशरीरः
कांतियुक्तोऽपि चन्द्रः । भवति विगतरश्मिर्मंडलं प्राप्य
भानोः परसदननिविष्टः को लघुत्वं न याति ॥ १२ ॥

પારકે ઘેર જવાથી હલકાઈ કોણ નથી પામતો? અમૃતનો ભંડાર, ઔષધીનો અધિપતિ, અમૃતમય શરીરવાળો, અને તેજસ્વી હોવા છતાં, ચંદ્રમા પણ સૂર્ય મંડળમાં જવાથી નિસ્તેજ થઈ જાય છે. ૧૨.

तृणं लघु तृणात्तूलस्तूलादपि च याचकः ।
वायुना किं न नीतोऽसौ मामयं याचयिष्यति ॥ १३ ॥

તૃણ સર્વ કરતાં હલકું હોય છે, તૃણ કરતાં રૂ હલકું હોય છે, અને રૂ કરતાં પણ યાચક (માગનાર) હલકો હોય છે ત્યારે તેને વાયુ કેમ નથી ઉડાડીદેતો? કારણ એજ કે, વાયુ એમ સમજે છે કે મ્હારી પાસે પણ કંઈ માગશે. ૧૩.

विप्रास्मिन्नगरे महान्कथयकस्तालद्रुमाणां गणः
को दाता रजको ददाति वसनं प्रातर्गृहीत्वा निशि ।

को दक्षः परवित्तदारहरणे सर्वोऽपि दक्षो जनः
कस्माज्जीवसि हे सखे विषकृमिन्यायेन जीवाम्यहम्॥१४॥

પ્રશ્ન—હે વિપ્ર! આ નગરમાં મ્હોટો પુરૂષ કોણ છે?

ઉત્તર—તાડના ઝાડોનો સમુદાય.

પ્રશ્ન—દાતા કોણ છે?

ઉત્તર—ધોબી. કેમકે તે સહવારમાં વસ્ત્ર લેછે, અને રાત્રે પાછાં આપે છે.

પ્રશ્ન—ચતુર કોણ છે?

ઉત્તર—પરધન અને પરસ્ત્રીનું હરણ કરવામાં સર્વ મનુષ્યો ચતુર છે.

પ્રશ્ન—ત્યારે એવા નગરમાં હે મિત્ર તું કેવી રીતે જીવેછે?

ઉત્તર—ઝેરનો કીડો ઝેરમાં જીવે છે તેમ હું પણ જીવુંછું ૧૪.

हस्ती स्थूलतनुः स चांकुशवशः किं हस्तिमात्रोऽङ्कुशो
दीपे प्रज्वलिते प्रणश्यति तमः किं दीपमात्रं तमः॥
वज्रेणापि हताः पतन्ति गिरयः किं वज्रमात्रा नगा
स्तेजो यस्य विराजते स बलवान्स्थूलेषु कः प्रत्ययः॥१५॥

હાથી મ્હોટા શરીરવાળો છતાં અંકુશને વશ રહે છે, તેથી શું તે અંકુશ હાથીના જેવડું મ્હોટું છે? દીપક પ્રગટવાથી અંધારૂં નાશ પામે છે, તેથી શું તે દીપક અંધારા જેવડો મ્હોટો છે? અને, વીજળીના પડવાથી પર્વતો પડી જાય છે, તેથી વીજળી શું

પર્વતના જેવડી મ્હોટી છે? અર્થાત્ નહિજ; અને તેથી એમ સમજાય છે કે બળનો આધાર મ્હોટાપણા ઉપર નથી; પરંતુ જેમાં તેજસ્વીપણુ વિરાજમાન હોય છે તેજ બળવાન છે. ૧૫.

कोकिलानां स्वरो रूपं स्त्रीणां रूपं पतिव्रतम् ।
विद्यारूपं कुरूपाणां क्षमा रूपं तपस्विनाम् ॥ १६ ॥

સુંદરસ્વર એ કોયલની સુંદરતા છે, પતિવ્રતપણુ એ સ્ત્રીની સુંદરતા છે, વિદ્યા એ રૂપરહિત મનુષ્યોની સુંદરતા છે તથા ક્ષમા એ તપસ્વીઓની શોભા છે. ૧૬.

अतिरूपेण वै सीता अतिगर्वेण रावणः ।
अतिदानाद्बलिर्बद्धो ह्यतिसर्वत्र वर्जयेत् ॥ १७ ॥

અતિ સુંદરતાને લીધે સીતાનું હરણ થયું; અતિ ગર્વ કરવાથી રાવણનો નાશ થયો; અને અતિ દાન કરવાથી બળી રાજાને બંધન થયું, માટે (अति सर्वत्र वर्जयेत्) અતિશય પણું સર્વ બાબતમાં ત્યજવું. ૧૭.

दानेन पाणिर्न तु कंकणेन स्नानेन शुद्धिर्न तु चंदनेन ।
मानेन तृप्तिर्न तु भोजनेन ज्ञानेन मुक्तिर्न तु मंडनेन॥१८॥

ખરી શોભા દાન કરવાથી છે, પણ ઘરેણાંથી નહિ; શરીરની શુદ્ધિ સ્નાન કરવાથી થાય છે, પણ; ચંદનના લેપ કરવાથી નહિ; ખરી તૃપ્તિ સન્માનથી છે, પણ ભોજનથી નહિ; યથાર્થ મુકિત જ્ઞાનથી છે, પણ વસ્ત્રાભૂષણથી નહિ. ૧૮.

नास्ति कामसमो व्याधिर्नास्ति मोहसमो रिपुः ।
नास्ति कोपसमो वह्निर्नास्ति ज्ञानात्परं सुखम् ॥ १९ ॥

કામ સમાન વ્યાધિ નથી, મોહ સમાન શત્રુ નથી, ક્રોધ સમાન અગ્નિ નથી, અને જ્ઞાન સમાન બીજું સુખ નથી. ૧૯.

नान्नोदकसमं दानं न तिथिर्द्वादशी समा ।

न गायत्र्याः परो मंत्रो न मातुर्दैवतं परम् ॥ २० ॥

અન્નજળ સમાન દાન નથી, દ્વાદશી સમાન તિથિ નથી, ગાયત્રી સમાન બીજો મંત્ર નથી, અને માતા સમાન બીજો દેવતા નથી. ૨૦.

नास्ति मेघसमं तोयं नास्ति चात्मसमं बलम् ।

नास्ति चक्षुःसमं तेजो नास्ति चान्नसमं प्रियम् ॥ २१ ॥

મેઘ સમાન જળ નથી, આપ સમાન બળ નથી, નેત્ર સમાન તેજ નથી; અને અન્ન સમાન બીજુ વહાલુ નથી. ૨૧.

गृहासक्तस्य नो विद्या नो दया मांसभोजिनः ।

द्रव्यलुब्धस्य नो सत्यं स्त्रैणस्य न पवित्रता ॥ २२ ॥

ઘરમાં આસક્તિવાળા મનુષ્યને વિદ્યા પ્રાપ્ત થતી નથી, માંસાહારીને દયા હોતી નથી, પૈસાના લોભમાં સત્યતા હોતી નથી, અને વ્યભિચારીને પવિત્રતા હોતી નથી ૨૨.

राजा वेश्या यमश्चाग्निस्तस्करो बालयाचकौ ।

परदुःखं न जानंति ह्यष्टमो ग्रामकंटकः ॥ २३ ॥

રાજા, વેશ્યા, યમ, અગ્નિ, ચોર, બાલક, માગણ અને આઠમો ગ્રામકંટક (ગામના લોકોને દુઃખ દેનાર) એઓ પારકાના દુઃખને જાણતા નથી. ૨૩.

न पश्यंति च जन्मान्धाः कामान्धो नैव पश्यति ।

मदोन्मत्ता न पश्यंति अर्थी दोषं न पश्यति ॥ २४ ॥

જન્મથી આંધળો હોય તે કશું દેખતો નથી, કામથી આંધળો થયો હોય તે અને મદ્યપાનથી ગાંડો થયેલો હોય તે પણ કશું દેખતો નથી, તથા સ્વાર્થી મનુષ્ય દોષને દેખતો નથી. ૨૪.

कोतिभारः समर्थानां किं दूरं व्यवसायिनाम् ।
को विदेशः सविद्यानां कः प्रियः प्रियवादिनाम् ॥ २५ ॥

બળવાનને કઇ વસ્તુ ભારે છે? ચાલનારને દૂર શું છે? સારા વિદ્વાનને પરદેશ કયો છે? અને પ્રિય વાણી બોલનારને પરાયું કોણ છે? ૨૫.

कस्य दोषः कुले नास्ति व्याधिना के न पीडिताः ।
व्यसनं केन न प्राप्तं कस्य सौख्यं निरन्तरम् ॥ २६ ॥

દોષ કોના કુળમાં નથી? રોગથી કોણ પીડાયેલો નથી દુઃખ કોને નથી આવતું? અને સુખ નિરંતર કોને રહે છે? ૨૬.

कवयः किं न पश्यंति किन्न कुर्वंति योषितः ।
मद्यपाः किं न जल्पंति किं न खादंति वायसाः ॥ २७ ॥

મહાત્માઓ શું નથી જોઈ શકતા? સ્ત્રીઓ શું નથી કરી શકતી? મદ્યપાન કરનાર શું નથી બકતા? અને કાગડા શું નથી ખાતા? ૨૭.

कोर्थान्प्राप्य न गर्वितो विषयिणः कस्यापदोस्तं गताः
स्त्रीभिः कस्य न खण्डितं भुवि मनः को नाम राज्ञां प्रियः।
कः कालस्य न गोचरान्तरगतः कोर्थी गतो गौरवं
को वा दुर्जनवागुरासु पतितः क्षेमेण यातः पुमान् ॥२८॥

ધન પ્રાપ્ત થયા છતાં અભિમાની કોણ નથી થતો? કયા વિષયી પુરૂષની વિપત્તિ નટી ગઇ છે? જગતમાં સ્ત્રીઓએ કોના

મનને ખંડિત (વિકારી) નથી કર્યું? રાજાને પ્રિય કોણ થયું છે? કાળને વશ કોણ નથી થતું. ક્યા યાચકે મ્હોટાઇ મેળવી? દુર્જનના દુર્ગુણોમાં પડીને આ સંસારના માર્ગમાં ક્યો મુસાફર કુશળતાથી ગયો? ૨૮.

लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः
सत्यं चेत्तपसा च किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम्
सौजन्यं यदि किं गुणैः सुमहिमा यद्यस्ति किं मंडनैः
सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥२९॥

મનુષ્યમાં લોભરૂપી અવગુણ હોય, તો બીજા અવગુણથી શું પ્રયોજન છે? ચાડીયાપણું હોય, તો બીજાં પાપો કરવાનું શું પ્રયોજન? સત્યતા હોય, તો તપથી શું પ્રયોજન? મન શુદ્ધ હોય, તો તીર્થથી શું પ્રયોજન? સજ્જનતા હોય, તો બીજા ગુણોનું શું પ્રયોજન? કીર્તિ હોય, તો આભૂષણનું શું પ્રયોજન? સદ્વિદ્યા હોય તો ધનનું શું પ્રયોજન? અને અપકીર્તિ હોય, તો મૃત્યુનું શું પ્રયોજન? ૨૯.

बलं विद्या च विप्राणां राज्ञां सैन्यं बलं तथा ।
बलं वित्तं च वैश्यानां शूद्राणां च कनिष्ठिका ॥ ३० ॥

બ્રાહ્મણોનું બળ વિદ્યા છે, રાજાઓનું બળ સૈન્ય છે, વૈશ્યોનું બળ લક્ષ્મી છે; અને શુદ્રોનું બળ સેવા છે. ૩૦.

बाहुवीर्यबलं राज्ञो ब्राह्मणो ब्रह्मविद्बली ।
रूपयौवनमाधुर्यं स्त्रीणां बलमनुत्तमम् ॥ ३१ ॥

હાથમાં પરાક્રમ હોવું એ રાજાનું બળ છે, બ્રહ્મજ્ઞાન એ બ્રાહ્મણનું બળ છે, રૂપ, યૌવન અને વાણીમાં મધુરતા એ સ્ત્રીઓનું અતિ ઉત્તમ બળ છે. ૩૧.

જન્મથી આંધળો હોય તે કશું દેખતો નથી, કામથી આંધળો થયો હોય તે અને મદ્યપાનથી ગાંડો થયેલો હોય તે પણ કશું દેખતો નથી, તથા સ્વાર્થી મનુષ્ય દોષને દેખતો નથી. ૨૪.

कोतिभारः समर्थानां किं दूरं व्यवसायिनाम् ।
को विदेशः सविद्यानां कः प्रियः प्रियवादिनाम् ॥ २५ ॥

બળવાનને કઇ વસ્તુ ભારે છે? ચાલનારને દૂર શું છે? સારા વિદ્વાનને પરદેશ કયો છે? અને પ્રિય વાણી બોલનારને પરાયું કોણ છે? ૨૫.

कस्य दोषः कुले नास्ति व्याधिना के न पीडिताः ।
व्यसनं केन न प्राप्तं कस्य सौख्यं निरन्तरम् ॥ २६ ॥

દોષ કોના કુળમાં નથી? રોગથી કોણ પીડાયેલો નથી દુઃખ કોને નથી આવતું? અને સુખ નિરંતર કોને રહે છે? ૨૬.

कवयः किं न पश्यंति किंन कुर्वंति योषितः ।
मद्यपाः किं न जल्पंति किं न खादंति वायसाः ॥ २७ ॥

મહાત્માઓ શું નથી જોઇ શકતા? સ્ત્રીઓ શું નથી કરી શકતી? મદ્યપાન કરનાર શું નથી બકતા? અને કાગડા શું નથી ખાતા? ૨૭.

कोर्थान्प्राप्य न गर्वितो विषयिणः कस्यापदोस्तं गताः
स्त्रीभिः कस्य न खण्डितं भुवि मनः को नाम राज्ञां प्रियः।
कः कालस्य न गोचरान्तरगतः कोर्थी गतो गौरवं
को वा दुर्जनवागुरासु पतितः क्षेमेण यातः पुमान् ॥२८॥

ધન પ્રાપ્ત થવા છતાં અભિમાની કોણ નથી થતો? કયા વિષયી પુરૂષની વિપત્તિ મટી ગઇ છે? જગતમાં સ્ત્રીઓએ કોના

મનને ખંડિત (વિકારી) નથી કર્યું? રાજાને પ્રિય કોણ થયું છે? કાળને વશ કોણ નથી થતું. ક્યા યાચકે મોટાઈ મેળવી? દુર્જનના દુર્ગુણોમાં પડીને આ સંસારના માર્ગમાં ક્યો મુસાફર કુશળતાથી ગયો? ૨૮.

लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः
सत्यं चेत्तपसा च किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम्
सौजन्यं यदि किं गुणैः सुमहिमा यद्यस्ति किं मंडनैः
सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥२९॥

મનુષ્યમાં લાલચ્યી અવગુણ હોય, તો બીજા અવગુણથી શું પ્રયોજન છે? ચાડીયાપણું હોય, તો બીજા પાપો કરવાનું શું પ્રયોજન? સત્યતા હોય, તો તપથી શું પ્રયોજન? મન શુદ્ધ હોય, તો તીર્થથી શું પ્રયોજન? સજ્જનતા હોય, તો બીજા ગુણોનું શું પ્રયોજન? કીર્તિ હોય, તો આભૂષણનું શું પ્રયોજન? સદ્વિદ્યા હોય તો ધનનું શું પ્રયોજન? અને અપકીર્તિ હોય, તો મૃત્યુનું શું પ્રયોજન? ૨૯.

बलं विद्या च विप्राणां राज्ञां सैन्यं बलं तथा ।
बलं वित्तं च वैश्यानां शूद्राणां च कनिष्ठिका ॥ ३० ॥

બ્રાહ્મણોનું બળ વિદ્યા છે, રાજાઓનું બળ સૈન્ય છે, વૈશ્યોનું બળ લક્ષ્મી છે; અને શુદ્રોનું બળ સેવા છે. ૩૦.

बाहुवीर्यबलं राज्ञो ब्राह्मणो ब्रह्मविद्बली ।
रूपयौवनमाधुर्यं स्त्रीणां बलमनुत्तमम् ॥ ३१ ॥

હાથમાં પરાક્રમ હોવું એ રાજાનું બળ છે, બ્રહ્મજ્ઞાન એ બ્રાહ્મણનું બળ છે, રૂપ, યૌવન અને વાણીમાં મધુરતા એ સ્ત્રીઓનું અતિ ઉત્તમ બળ છે. ૩૧.

धनधान्यप्रयोगेषु विद्यासंग्रहणेषु च ।
आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत् ॥ ३२ ॥

ધન અને ધાન્યના વેપારમાં, વિદ્યા ભણવામાં, જમવામાં અને વ્યવહારમાં લજ્જાનો ત્યાગ કરનાર મનુષ્ય સુખી થાય છે. ૩૨.

तद्भोजनं यद्द्विजभुक्तशेषं तत्सौहृदं यत्क्रियते परस्मिन् ।
सा प्राज्ञता या नकरोति पापं दंभं विना यः क्रियते स धर्मः ३३

બ્રાહ્મણને જમતાં શેષ રહેલું હોય તેજ ભોજન છે, બીજા ઉપર સ્નેહ કરવો એજ સુહૃદપણું (મિત્રતા) છે. પાપકર્મ ન કરવું એજ જ્ઞાનીપણું છે, એને આડંબર વિના કરવામાં આવે એજ ધર્મ છે. ૩૩.

एकाकिना तपो द्वाभ्यां पठनं गायनं त्रिभिः ।
चतुर्भिर्गमनं क्षेत्रं पंचभिर्बहुभीरणम् ॥ ३४ ॥

તપ કરવામાં એકાંત, ભણવામાં બેજણ, ગાયન કરવામાં ત્રણ, પ્રવાસ કરવામાં ચાર, ખેતી કરવામાં પાંચ, અને યુદ્ધ કરવામાં ઘણા માણસો હોય તો વધારે અનુકૂળ છે. ૩૪.

बहूनां चैव सत्त्वानां समवायो रिपुंजयः ।
वर्षाधाराधरो मेघस्तृणैरपि निवार्यते ॥ ३५ ॥

તૃણનો સમૂહ જેમ વર્ષાદની ધારાવાળા મેઘનું નિવારણ કરે છે, તેમ ઘણા મનુષ્યોનો સમુદાય શત્રુને જીતે છે, એ નિશ્ચય છે. ૩૫.

उत्पन्नपश्चात्तापस्यबुद्धिर्भवति यादृशी ।
तादृशी यदि पूर्वं स्यात्कस्य न स्यान्महोदयः ॥ ३६ ॥

નિંદવા યોગ્ય કર્મ કર્યા પછી પસ્તાવો કરનાર મનુષ્યને પાછળથી જેવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે તેવી બુદ્ધિ જો પ્રથમથીજ થતી હોય, તો કોનો ઉદય ન થાય? ૩૬.

तादृशी जायते बुद्धिर्व्यवसायोपि तादृशः ।
सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥ ३७ ॥

ભાવિમાં બનવાનું હોય છે તેવીજ બુદ્ધિ ઉત્પન્ન થાય છે; અને ઉપાય પણ તેવાજ સુઝે છે, તથા સહાય કરનાર પણ તેવાજ મળે છે. ૩૭.

न निर्मिता केन न दृष्टपूर्वा न श्रूयते हेममयी कुरंगी ।
तथापि तृष्णा रघुनंदनस्य विनाशकाले विपरीतबुद्धिः ३८

સુવર્ણની મૃગલી પૂર્વે કોઇએ રચી નહોતી, તેમ જોઇ નહોતી, કે સાંભળી નહોતી તેમ છતાં રામચંદ્રજીને તેની ઇચ્છા થઇ; માટે કહેવત છે કે "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ." ૩૮.

मूर्खशिष्योपदेशेन दुष्टस्त्रीभरणेन च ।
दुःखितैः संप्रयोगेण पंडितोप्यवसीदति ॥ ३९ ॥

મૂર્ખ શિષ્યને ઉપદેશ કરવાથી, દુષ્ટ સ્ત્રીનું પાલણપોષણ કરવાથી, અને દુઃખી મનુષ્યો સાથે વ્યવહાર કરવાથી પંડિત પણ દુઃખી થાય છે. ૩૯.

कुराजराज्येन कुतः प्रजासुखं कुमित्रमित्रेण कुतो-
भिनिर्वृतिः । कुदारदारैश्च कुतो गृहेरतिः कुशिष्य-
मध्यापयतः कुतो यशः ॥ ४० ॥

ખરાબ રાજાના રાજ્યમાં સુખ ક્યાંથી? કુમિત્રની મિત્રતામાં નિવૃત્તિ ક્યાંથી? દુર્ગુણી સ્ત્રીવાળાને ઘરમાં પ્રીતિ ક્યાંથી? અને ખરાબ શિષ્યને ભણાવવાથી યશ ક્યાંથી? ૪૦

वरं न राज्यं न कुराजराज्यं वरं न मित्रं न कुमित्रमित्रम्।
वरं न शिष्यो न कुशिष्यशिष्यो वरं न दारा न कुदारदाराः॥

રાજ્ય ન હોય તે સારૂં; પણ ખરાબ રાજાનું રાજ્ય સારૂં નથી મિત્ર ન હોય તે સારૂં; પરંતુ કુમિત્ર મિત્ર સારો નહિ. શિષ્ય ન હોય તે સારૂં; પરંતુ ખરાબ શિષ્ય હોય તે સારો નહિ. સ્ત્રી ન હોય તે સારૂં; પરંતુ ખરાબ સ્ત્રી હોય તે સારી નહિ. ૪૧.

कुग्रामवासः कुलहीनसेवा कुभोजनं क्रोधमुखी च भार्या॥
पुत्रश्च मूर्खो विधवा च कन्या विनाग्निना षट् प्रदहंति कायम् ॥ ४२ ॥

ખરાબ ગામમાં વાસ, નીચ કુળના મનુષ્યોની સેવા, ખરાબ ભોજન, ક્રોધ મુખી સ્ત્રી, મૂર્ખ પુત્ર અને વિધવા પુત્રી [illegible] છવાનાં અગ્નિ વિનાજ શરીરને બાળે છે. ૪૨.

कांतावियोगः स्वजनापमानो रणस्य शेषः कुनृपस्य सेवा।
दरिद्रभावो विषमा सभा च विनाग्निमेते प्रदहन्ति कायम् ॥

સારી સ્ત્રીનો વિયોગ, પોતાના મનુષ્યોએ કરેલું અપમાન, યુદ્ધમાં જીવતો રહેલો શત્રુ, દુર્ગુણી રાજાની સેવા, નિર્ધનતા અને ખરાબ માણસોની સભા એટલાં વાનાં વિના અગ્નિએ શરીરને બાળે છે. ૪૩.

निर्गुणस्य हतं रूपं दुःशीलस्य हतं कुलम् ।
असिद्धस्य हता विद्या अभोगेन हतं धनम् ॥ ४४ ॥

ગુણ વિનાનું રૂપ વૃથા છે, નઠારી ચાલવાળાનું કુળ નિંદાય છે. સિદ્ધિ થયા વિનાની વિદ્યા વ્યર્થ છે અને ભોગ વિનાનું ધન વૃથા છે. ૪૪.

हतं ज्ञानं क्रियाहीनं हतश्चाज्ञानतो नरः ।
हतं निर्नायकं सैन्यं स्त्रियो नष्टा ह्यभर्तृकाः ॥ ४९ ॥

ક્રિયા વિનાનું જ્ઞાન વૃથા છે. અજ્ઞાનથી મનુષ્ય મરેલા જેવો છે. નાયક વિનાનું સૈન્ય માર્યું જાય છે અને પતિ વિનાની સ્ત્રી નાશ પામે છે. ૪૫.

आप्तद्वेषाद्भवेन्मृत्युः परद्वेषाद्धनक्षयः ।
राजद्वेषाद्भवेन्नाशो ब्रह्मद्वेषात्कुलक्षयः ॥ ४६ ॥

મ્હોટાઓનો દ્વેષ કરવાથી મૃત્યુ થાય છે, શત્રુનો દ્વેષ કરવાથી ધનનો ક્ષય થાય છે, રાજાનો દ્વેષ કરવાથી પોતાનો નાશ થાય છે; અને ઉત્તમ બ્રાહ્મણોનો દ્વેષ કરવાથી કુળનો ક્ષય થાય છે. ૪૬.

दुष्टा भार्या शठं मित्रं भृत्यश्चोत्तरदायकः ।
ससर्पे च गृहे वासो मृत्युरेव न संशयः ॥ ४७ ॥

દુર્ગુણી સ્ત્રી, શઠ મિત્ર, સામો ઉત્તર દેનારો સેવક; અને સર્પવાળા ઘરમાં રહેવું એટલાં વાનાં મૃત્યુ રૂપજ છે એમાં સંશય નથી. ૪૭.

धर्मं धनं च धान्यं च गुरोर्वचनमौषधम् ।
सुगृहीतं च कर्तव्यमन्यथा तु न जीवति ॥ ४८ ॥

ધર્મ, ધન, ધાન્ય, ગુરૂનું વચન અને ઔષધ એ સર્વ સારી રીતે સંપાદન કરવા યોગ્ય છે, કારણ કે તેમ ન કરનારો જીવતો નથી. ૪૮.

आत्मवर्गं परित्यज्य परवर्गं समाश्रयेत् ।
स्वयमेव लयं याति यथा राज्यमधर्मतः ॥ ४९ ॥

જે મનુષ્ય પોતાના સ્વકુટુંબ અથવા મિત્રવર્ગનો પરિત્યાગ કરીને પરાયા વર્ગનો આશ્રય લેછે; તે જેમ અધર્માચરણથી રાજ્ય નાશ પામે છે એવી રીતે પોતાની મેળેજ નાશ પામે છે. ૪૯.

अभ्यासाद्धार्यते विद्या कुलं शीलेन धार्यते ।
गुणेन ज्ञायते त्वार्यः कोपो नेत्रेण गम्यते ॥ ५० ॥

અભ્યાસથી વિદ્યા ટકી રહે છે. શીળથી કુળની આબરૂ ટકી રહે છે. ગુણથી શ્રેષ્ઠતા જણાય છે અને નેત્રથી કોપની પરીક્ષા થાય છે. ૫૦.

आचारः कुलमाख्याति देशमाख्याति भाषणम् ।
संभ्रमः स्नेहमाख्याति वपुराख्याति भोजनम् ॥ ५१ ॥

આચાર કુળને જણાવે છે, બોલી દેશને જણાવે છે, આદાર-સત્કાર સ્નેહને જણાવે છે; અને શરીર ભોજનને જણાવે છે. ૫૧

दाक्षिण्यं स्वजने दया परजने शाठ्यं सदा दुर्जने
प्रीतिः साधुजने स्मयः खलजने विद्वज्जने चार्जवम् ।
शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने धूर्तता
इत्थं ये पुरुषाः कलासु कुशलास्तेष्वेव लोकस्थितिः॥५२॥

પોતાના મનુષ્યોમાં ડહાપણ, પરાયા મનુષ્યો ઉપર દયા, દુર્જનો પ્રત્યે દુષ્ટતા, સત્પુરૂષોમાં પ્રીતિ, ખળ મનુષ્યોનું અભિમાન, વિદ્વાનો સાથે સરળતા, શત્રુ સાથે શૂરતા, મ્હોટા માણસો સાથે ક્ષમા; અને સ્ત્રીઓ સાથે ધુતારાપણું આવી રીતે વર્તનારા કળામાં સારી રીતે કુશળ પુરૂષોથીજ લોક મર્યાદા સ્થિર રહેછે. ૫૨.

दूरस्थोऽपि न दूरस्थो यो यस्य मनसि स्थितः।
यो यस्य हृदये नास्ति समीपस्थोऽपि दूरतः ॥ ५३ ॥

જે જેના હૃદયમાં વસે છે, તે દૂર હોવા છતાં પણ પાસેજ છે; અને જે જેના હૃદયમાં વસતો નથી તે સમીપ હોવા છતાં પણ દૂરજ છે એમ સમજવું. ૫૩.





જે મનુષ્ય પોતાના સ્વકુટુંબ અથવા મિત્રવર્ગનો પરિત્યાગ કરીને પરાયા વર્ગનો આશ્રય લેછે; તે જેમ અધર્માચરણથી રાજ્ય નાશ પામે છે એવી રીતે પોતાની મેળેજ નાશ પામે છે. ૪૯.

अभ्यासाद्धार्यते विद्या कुलं शीलेन धार्यते ।
गुणेन ज्ञायते त्वार्यः कोपो नेत्रेण गम्यते ॥ ५० ॥

અભ્યાસથી વિદ્યા ટકી રહે છે. શીળથી કુળની આબરૂ ટકી રહે છે. ગુણથી શ્રેષ્ઠતા જણાય છે અને નેત્રથી કોપની પરીક્ષા થાય છે. ૫૦.

आचारः कुलमाख्याति देशमाख्याति भाषणम् ।
संभ्रमः स्नेहमाख्याति वपुराख्याति भोजनम् ॥ ५१ ॥

આચાર કુળને જણાવે છે, બોલી દેશને જણાવે છે, આદાર-સત્કાર સ્નેહને જણાવે છે; અને શરીર ભોજનને જણાવે છે. ૫૧

दाक्षिण्यं स्वजने दया परजने शाठ्यं सदा दुर्जने
प्रीतिः साधुजने स्मयः खलजने विद्वज्जने चार्जवम् ।
शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने धूर्तता
इत्थं ये पुरुषाः कलासु कुशलास्तेष्वेव लोकस्थितिः॥५२॥

પોતાના મનુષ્યોમાં ડહાપણ, પરાયા મનુષ્યો ઉપર દયા, દુર્જનો પ્રત્યે દુષ્ટતા, સત્પુરૂષોમાં પ્રીતિ, ખળ મનુષ્યોનું અભિમાન, વિદ્વાનો સાથે સરળતા, શત્રુ સાથે શૂરતા, મ્હોટા માણસો સાથે ક્ષમા; અને સ્ત્રીઓ સાથે ધુતારાપણું આવી રીતે વર્તનારા કળામાં સારી રીતે કુશળ પુરૂષોથીજ લોક મર્યાદા સ્થિર રહેછે. ૫૨.

दूरस्थोऽपि न दूरस्थो यो यस्य मनसि स्थितः ।
यो यस्य हृदये नास्ति समीपस्थोऽपि दूरतः ॥ ९३ ॥

જે જેના હૃદયમાં વસે છે, તે દૂર હોવા છતાં પણ પાસેજ છે; અને જે જેના હૃદયમાં વસતો નથી તે સમીપ હોવા છતાં પણ દૂરજ છે એમ સમજવું. ૫૩.





# શ્રીયોગવાસિષ્ઠ.



**વૈરાગ્ય અને મુમુક્ષુ પ્રકરણ, દરેક શ્લોક તથા**
**ગુજરાતી ટીકા સાથે પૃષ્ઠ ૩૬૦ પૂઠું**
**પાકું છતાં માત્ર રૂ ૧ા≡**
**સોનેરીના ૧ાા–**
**પોષ્ટેજ ૦)=**

આ પુસ્તકમાં જીવન્મુકતની સ્થિતિ, દ્રશ્યબાધનો ઉપાય, વાસનાના ભેદો, બુદ્ધિના પ્રકારો તથા ચિત્તના વિકારોનું વર્ણન, રામનો વૈરાગ્ય, દશરથનો ખેદ, વિશ્વામિત્રનું તપોબળ, તથા ભોગના પદાર્થોમાં, લક્ષ્મીમાં, અહંકારમાં અને તૃષ્ણામાં રહેલા દોષો, મૂર્ખના જીવિતની નિંદા, બાલ્યાવસ્થા, યૌવન અને વૃદ્ધપણાનાં દુઃખો, સંસારની દુર્દશા, સિદ્ધલોકોનું સભામાં આવવું, જગતનો આરોપ અને અપવાદ, જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિ, દૈવ એટલે પ્રારબ્ધની દુર્બલતા અને પુરૂષાર્થની પ્રબલતા, મનનું ચિદાત્માથી અભિન્નપણું, પૂછનાર અને કહેનારનાં લક્ષણો, જ્ઞાનનું માહાત્મ્ય, શમ, વિચાર, સંતોષ તથા સત્સંગનું વર્ણન અને પ્રશંસા તથા મહાપુરૂષોનાં લક્ષણો ઈત્યાદી જીજ્ઞાસુઓને વાંચવા વિચારવા યોગ્ય અનેક ઉત્તમ ઉપદેશો આવેલા છે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,**

કાલબાદેવી રોડ,–**મુંબઈ.**

# ॥ શ્રીમદ્ ભગવદ્ ગીતા. ॥



## હરેક શ્લોક, સરળ ગુજરાતી અર્થ, ભગવાનની છબી તથા માહાત્મ્ય ધ્યાન ઇત્યાદી સહિત પૃષ્ઠ ૨૬૦ નો સુંદર અને દળદાર ગુટકો છતાં કિંમત સાદુ પૂઠું માત્ર ૦।= પાકુ પૂઠું ૦)≡ સોનેરી પૂઠું ૩)૦।.

દોઢ વર્ષ જેટલી ટુંક મુદતમાં આ ગીતાની બે આવૃત્તિઓ થઇ ૨૬૦૦૦ છવીસ હજાર પ્રતો નીકળી ચૂકી છે અને ત્રીજી આવૃત્તિ હાલમાં છપાય છે.

આ ત્રીજી આવૃત્તિમાં કાગળો આગળના કરતાં ઉંચી જાતના સ્વદેશી આવશે અને તેમાં ઉપર જણાવ્યા ઉપરાંત શણનું, રેશમી અને સુંદર એ ત્રણ જાતનાં પૂઠાંનો વધારો થશે. સુંદર પૂઠાવાળી પ્રતોમાં કાગળો પણ ખાસ ઉંચી જાતનાજ વપરાશે અને સુંદરતામાં તેમજ બંધાઇમાં તે ઘણીજ મનોહર અને મિત્ર વર્ગમાં અરસ્પરસ ભેટ આપવા યોગ્ય થઇ પડશે. તેની કિં રૂ ૦॥ રહેશે.

આ ગીતા એકલા મૂળશ્લોકવાળી તેમજ ફક્ત ભાષાંતર વાળી પણ આ ત્રીજી આવૃત્તિ વખતે નીકળનાર છે. જે તૈયાર થયેથી આ ગ્રંથમાળા મારફતે ખબર આપવામાં આવશે.

આ ગીતાના જેવોજ મરાઠી ભાષાંતરવાળો પણ ગીતાનો ગુટકો છપાય છે. મરાઠી તેમજ ગુજરાતી પંચરત્ન પણ છપાશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, કાલબાદેવી રોડ,–મુંબઈ.**

# તૈયાર થાય છે.



હમીર કાવ્ય તથા ચાર સંવાદ (સ્વ૦ કલાપિકૃત)

અબલાહિત દર્પણ અથવા આપણી અબલાઓની આધુનિક શોચનીય સ્થિતિ અને તેમની ઉન્નતિના વ્યવહારિક ઉપાયો—આ એક નવો લખાયેલો ઇનામી નિબંધ છે. અને તે રા. રા. મણીશંકર રત્નજી ભટ્ટ, રા. રા. આનંદશંકર લલ્લુભાઇ ધ્રુવ તથા રા. રા. રમણભાઇ મહિપતરામ આ ત્રણ વિદ્વાનોની કમીટીએ પાસ કરેલો છે.

સ્વામી રામતીર્થ.—તેમનાં વ્યાખ્યાનો અને જીવનચરિત્ર.

(ઉપલાં સર્વ પુસ્તકો આ વિવિધ ગ્રંથમાળા દ્વારા બહાર પડશે.)

---

# શ્રી જ્ઞાનેશ્વરી.



મહાત્મા શ્રી જ્ઞાનેશ્વરજીએ રચેલા આ ઓવીબદ્ધ મરાઠી ગ્રંથનું ગુજરાતી ભાષાંતર શ્રીમદ્દભગવદ્દગીતાના મૂળ શ્લોક તથા સરલ અર્થ સહિત સુંદર જાડા કાગળોપર છપાઇ પાકા સુશોભિત પૂઠાં સહિત માત્ર રૂ ૧॥ માં નીકળશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,**

ઠે૦ કાલબાદેવી રોડ, મુંબઈ.

# નવી ગોઠવણ.

અનેક કારણોને લીધે સારાં સારાં પુસ્તકોની પણ સેંકડો પ્રતો કેટલેક ઠેકાણે પડી રહેલી હોય છે. જેમની પાસે એવો જથ્થો પડતર હોય અને આ ખાતાના જેવીજ જૂજ કિંમતે કહાડી નાખવા મરજી હોય અથવા જેમણે જૂજં કિંમતે ફેલાવવાના હેતુથીજ છપાવેલાં હોય તેમણે તેની એક પ્રત જોવા સારૂ મોકલી આપવી. જેથી જો તે ઉપયોગી જણાશે તો પોતાનાં બીજાં પુસ્તકોની સાથે યોગ્ય સરતે તે પુસ્તક વેચવાની વ્યવસ્થા કરવાનું કાર્ય આ ખાતું ખુશીથી સ્વીકારશે.

# બહારનાં પુસ્તકો.

હવેપછી જણાવેલાં બહારનાં પુસ્તકોની વેચાણ વ્યવસ્થા ઉપર જણાવેલી રીતે આ ખાતાએ સ્વીકારેલી છે. આ પુસ્તકો ખપી ગયા પછી એટલી બધી સસ્તી કિંમતે અથવા મોંઘી કિંમતે પણ મળી શકવાં મુશ્કેલછે, માટે ઇચ્છા હોય તેમણે તે સત્વર મંગાવી લેવાં. આ બહારનાં પુસ્તકો બહારગામની એજન્સીઓ-માંથી મળશે નહિ. માત્ર નીચે જણાવેલી આ ખાતાની ઓફીસ માંથીજ મળશે.

તા૦ કુ૦ નીચેજણાવેલાં પુસ્તકો ખલાસ થવાથી હવેથી તે કોઇએ મંગાવવાં નહિ. (૧) મહાભારત (૨) કર્મયોગ (૩) જાપાન (૪) પ્રાણપરિવર્તન (૫) ગદ્યપદ્યસંગ્રહ (૬) પૈસા કેમ કમાવા? (૭) બૃહત્ સંગીત ગરબાવલી (૮) આત્મજ્ઞાનનાં ભજન.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**—કાલખાદેવી રોડ,—**મુંબઇ.**

# એક અમુલ્ય તક.



## પાંચ પ્રકરણો યોગ વાસિષ્ઠનાં માત્ર રૂ ૫) માં

ઘણા સજ્જનોની જાણમાં હશેજ કે મુંબઈની વેદધર્મસભા તરફથી શ્રી યોગવાસિષ્ઠ રામાયણનાં છએ પ્રકરણોનું સંપૂર્ણ ગુજરાતી ભાષાંતર ઉંચી જાતના કાગળોપર મ્હોટા ગુજરાતી અક્ષરોમાં મુંબઈના પ્રખ્યાત નિર્ણયસાગર પ્રેસમાં છપાઈને રૂ ૧૯) માં બહાર પડયું હતું કે જે હાલ મળી શકતું નથી.

એમાંના છૂટાં પ્રકરણોની પચાસ પચાસ નકલો શિલકે હતી તે નીચે જણાવ્યા પ્રમાણે ઘણીજ સસ્તી કિંમતે આપવા ગોઠવણ થયેલી છે.

## સ્થિતિ પ્રકરણ તથા ઉપશમ પ્રકરણ.



ઉપલાં બેઉ પ્રકરણો પાકા પૂઠાંમાં ભેગાં બાંધેલાં મળશે. રોયલ આઠપેજી પાનાં ૫૦૦ છે. છતાં કિંમત માત્ર રૂ૧॥ પોષ્ટેજ પાંચઆના.

## નિર્વાણ પ્રકરણ—પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધ.



આખા યોગ વાસિષ્ઠનો અર્ધ ઉપરાંત ભાગ આ નિર્વાણ પ્રકરણમાં આવેલોછે. પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધ બંને પાકા મજબૂત પૂઠાંમાં બાંધેલાછે. કદ રોયલ આઠપેજી પૃષ્ટ ૧૧૮૦ છે. છતાં કિંમત માત્ર રૂ૩ પોષ્ટેજ ૦।~ ( અનુસંધાને જુઓ આ પછીને પાને)

# વૈરાગ્ય તથા મુમુક્ષુ પ્રકરણ.



આ બે પ્રકરણો કે જે મૂળ શ્લોક તથા ગુજરાતી ભાષાંતર સાથે આ ખાતા મારફતે બહાર પડેલાં છે. તે ભાષાંતર પણ આ વેદધર્મ સભાવાળા ભાષાંતર પ્રમાણેજ છપાયેલું છે. આનું કદ સુપર રોયલ ૧૬ પેજી ૩૫૦ પાનાંનું અને પાકું પૂઠું છે. છતાં કિંમત માત્ર સાત આના પોષ્ટેજ ૦)= છે.

**સૂચના:**—(૧) આ પુસ્તકની મૂળ કિંમત સાથે સરખાવતાં તેની ઉપર લખેલી કિંમત માત્ર ત્રીજા ભાગ જેટલીજ છે એ વાતની પૂર્ણ ખાત્રી આપવામાં આવે છે. (૨) વાર્તાનાં કે એવાં પુસ્તકોમાં એકાદ પ્રકરણ ઓછું હોય તો તે પુસ્તક નકામી જેવાં થઈ પડે છે તેવું આ યોગવસિષ્ઠના પુસ્તકની બાબતમાં સમજવું નહિ. કેમકે આ પુસ્તકનાં ૭ પ્રકરણોમાંનું દરેક પ્રકરણ અકેક જૂદા ગ્રંથ જેવુંજ છે. (૩) ઉપર જણાવેલાં ત્રણમાંનું કોઇપણ એક પુસ્તક છૂટું પણ મળી શકશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ઠે૦ કાલબાદેવી રોડ—મુંબઈ.**



# આર્ય ભિષક્.

## અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ.

દેશી વૈદકને લગતો આ ઉપયોગી ગ્રંથ છે જેને માટે ડૉકતર સર ભાલચંદ્ર કૃષ્ણા, વૈદ્ય પ્રભુરામ જીવનરામ ઇ૦ સુપ્રસિદ્ધ ડૉકતરો અને વૈદ્યોએ ઉત્તમ અભિપ્રાયો આપેલા છે. બંને ભાગ મળીને રોયલ આઠપેજી ૫૩૬ પાન જેટલા મ્હોટા કદનુ અને પાકા પૂઠાંવાળું આ પુસ્તક છે. પ્રથમ આવૃત્તિ વખતે તેની કિંમત રૂ ૧૦) હતી અને આ બીજી આવૃત્તિની પણ રૂ ૫) હતી. તેજ પુસ્તક માત્ર રૂ ૧॥ માં મળશે. પોષ્ટેજ ચાર આના.

# આયુષ્યનો કીમિયો.

આ પુસ્તક તેના નામ પ્રમાણેજ ઉપયોગી છે. વાંચતાં કંટાળો નહિ આવતાં રસ પડે તેવું છે. ઉત્તમ પુરૂષોનાં વર્તન આયુષ્ય વિગેરે બાબતોના દાખલાઓ તથા આપણા પ્રાચીન મહર્ષિઓ અને હાલના ઉત્તમોત્તમ ડાકટરોના મતને અનુસરીને હાલની દવાઓ ખાવાની રીતના ખંડન સાથે કુદરતી અને સાદા ઉપાયોથી રોગો ટાળવાના તથા રોગ થાયજ નહિ તેમ કરવાને લગતા દરેક મુદ્દાઓ એમાં બહુ સારી રીતે સમજાવેલા છે. પાનાં ૧૮૦ પાકું પુઠું મૂલ કીંમત રૂ. ૧) હાલ રૂા. ०।— પોષ્ટેજ ०)–

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** કાલબાદેવી રોડ—**મુંબઈ.**

# સુબોધ રત્નમાળા છત્રીશી.

આ પુસ્તક સ્વર્ગસ્થ કવિ જેસંગભાઈએ અનેક ઉપયોગી વિષય-પર અસરકારક શૈલીથી વિવિધ પ્રકારના છંદોમાં રચી અમદાવાદમાં છપાવેલું છે. દરેક માળામાં એકજ જાતના એકસો ને આઠ છંદ એવી છત્રીસ માળાઓ આમાં આવેલી છે. કાગળો અનગ્લેઝ કદ રૉયલ ૧૨ પેજી ૬૦ ફરમા પૃષ્ઠ ૭૦૦ છે. કિંમત રૂ. ૨) ને બદલે કાચા પૂઠાની માત્ર રૂ. ૦–૧૨–૦ અને પાકા પૂઠાની રૂ. ૦–૧૪–૦ છે. પોષ્ટેજ અઢી આના.

# જેસંગ કાવ્ય.

આ ઉપયોગી પુસ્તક પણ ઉપલાજ કવિનું રચેલું અને અમદાવાદમાં છપાયેલું છે. નીતિ, સ્વદેશાભિમાન, પ્રેમ, ઈશ્વર, વિદ્યા, સંસાર અને સ્ફૂટવિષય એવા સાત વિભાગો પાડી તે દરેકના પેટામાં અનેક ઉપયોગી વિષયોપર ગરબી, પદ, છંદ, સાખી, મહિના વિગેરે રચેલાં છે. છેવટે જેસંગસતસાઈ, માણેકશાહ ચરિત્ર તથા કમળા સ્વયંવર એ બાબતો આપેલી છે. કાગળો ગ્લેજ કદ રૉયલ બાર પેજી ૭૫ ફૉરમ પૃષ્ટ ૯૦૦ છે. પૂઠું કપડાનું પાકું છતાં મૂળ કિંમત રૂ. ૪) ને બદલે માત્ર રૂ. ૧–૨–૦ પોષ્ટેજ ત્રણ આના.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**–કાલબાદેવી રોડ–**મુંબઈ.**

# જીવન સંધ્યા.

મેવારના મહાવીર મહારાણા પ્રતાપસિંહની અટગ ટેક અને ઉગ્રપરાક્રમોના વર્ણનથી ઉભરાઈ જતી આ હૃદયગ્રાહક નવલકથા ભારત વર્ષના પ્રખ્યાત બંગાળી નરરત્ન સ્વર્ગસ્થ બાબુ રમેશચંદ્રદત્તે મૂળ બંગાળીમાં લખેલી છે. જેનું ગુર્જરી ભાષાંતર પ્રખ્યાત ગુજરાતી લેખક રા. રા. નરસિંહભાઇ ઇશ્વરભાઈ પટેલની કલમથી થયેલું છે. કદ ડેમી આઠ પેજી પૃષ્ઠ ૧૬૮ છતાં માત્ર છ આના પોસ્ટેજ ૦)–.

# જીવન પ્રભાત.

મહારાષ્ટ્ર વીર મહારાજા શિવાજીની અલૌકીક કળા કુશળતા અને પરાક્રમના કથનથી આ નવલકથા ભરેલી છે. આ નવલકથા પણ મૂળે બંગાળીમાં સ્વર્ગસ્થ રમેશચંદ્ર દત્તની લખેલી છે. કદ ડેમી આઠ પેજી ૧૯૪ પૃષ્ઠ છતાં કિંમત માત્ર છ આના પોસ્ટેજ ૦)–.

# મહાવીર ગારફીલ્ડ.

જે પ્રકારના મહાપુરૂષો ભારતવર્ષ માટે જન્મવાની હાલ આવશ્યકતા છે તેમાંના એક સ્વદેશપ્રિય, બુદ્ધિશાળી, સાહસિક અને સરળ હૃદયના મહાપુરૂષ અને અમેરીકાના મહાન પ્રેસીડેન્ટ મી. ગારફિલ્ડનું આ જીવન ચરિત્ર છે. કદ ડેમી આઠ પેજી પૃષ્ઠ ૧૮૮ કિંમત માત્ર છ આના પોસ્ટેજ એક આનો.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય કાળાદેવી રોડ–મુંબઈ.

# સંગીત નીતિવિનોદ.



સંગીત, નીતિ અને વિનોદ એ ત્રણ પદાર્થમાંથી દરેકના ચાહનારને આ પુસ્તક રસિક થઈ પડે તેમ છે. આમાંની વાર્તાઓ એક સ્પેનીશ ગ્રંથકારના કાઉન્ટ ળુકેનોર નામે પુસ્તક ઉપરથી તથા શેકસપિયર, સર ફિલીપ સિડની અને મેકાલે ઉપરથી ઉપજાવી કહાડેલી છે. આજકાલની નવલકથાઓથી કાયર થયેલાઓને આ જૂની ઢબની અને સરળ છતાં સુદ્રાસર તથા બોધક વાર્તાઓમાં નવીજ જાતનો રસ પડશે. કદ ડેમી ૮ પેજી ૯૪ પૃષ્ઠ કિંમત ०)≡ પોષ્ટેજ ०)-

---

# કથા વિનોદ.



ધર્મવીર તેગસિંગ, સ્વદેશપ્રીતિ, યુદ્ધક્ષેત્રમાં યાહોમ, વિયોગી, પ્રીતિલગ્ન, હૃદયલગ્ન, દુઃખી મણી, વીરબાળા ચંદા, સદ્દગુણી સ્ત્રીનો પતિ, મ્હારૂં કર્તવ્ય અને મી० ગગનભેદક, એવી અગીયાર ન્હાની પણ ઉત્તમ વાર્તાઓ આમાં છે. પાનાં ૧૨૫ નને ગૂળ કિંમત ગ્રાઠ આના છતાં હાલ માત્ર રૂ.०)≡ પોષ્ટેજ०)-

આ ખાતામાંથી મળતાં સસ્તી
કિંમતના પુસ્તકોની જાહેર ખ-
રો અહીં પુરી થાય છે.

" કે કાર્યાલય-
ચપાદેવી રોડ, મુંબઈ.

# લોકહિતાદર્શ.

(માસિક પત્ર.)

**વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે ફક્ત છ આના.**

સાધારણ વાંચનારાઓમાં ઉપયોગી અને ઉંચા પ્રકારના વાંચનનો શોખ જાગૃત થાય એ હેતુથી આ માસિક પત્ર પ્રસિદ્ધ કરવામાં આવે છે, ને તેથી તેમાં ખેતીની સુધારણા, હાથની કારીગરીના ઉદ્યોગ, પરસ્પર સહાયકારક (સહકારી) મંડળીઓ, પંચાયતો, દેશ પરદેશના ઇતિહાસની રસિક વાર્તાઓ, મહાપુરૂષોના જીવનચરિત્રો, સંસ્કૃત મહાભારત અને સ્મૃતિ ગ્રંથો વગેરેનો ઉપદેશક કથાભાગ, કવિતાઓ વિગેરે વિષયો ચર્ચાય છે. હરકોઇ માણસ આ પત્ર ખરીદી શકે અને જેઓ મોઘાં વર્તમાન પત્રો કે સારાં પુસ્તકોનો લાભ લઇ શકતા નથી તેમનામાં જ્ઞાન પ્રસારનું કામ કરી શકાય એ હેતુથી આ પત્રનું લવાજમ પડતર છપામણી ખર્ચથી પણ ઓછું ટપાલ ખર્ચસાથે ફક્ત છ આના.

મણિલાલ બકોરભાઇ વ્યાસ,
વ્યવસ્થાપક "લોકહિતાદર્શ" વડોદરા.

# ગદ્ય પદ્ય સંગ્રહ. (માસિક)

# સ્વર્ગનાં પુસ્તકો.

આ પુસ્તકો ગૃહસ્થોના ઘરના સાચા શણગાર રૂપ છે. હરીજનોને માટે હૈયાના હાર જેવાંછે, અને સર્વ સાધારણને માટે ઉત્તમ વાંચનના ભંડાર રૂપ છે. કારણકે તેની ભાષા ઘણીજ સાદી અને સ્હેલી છે. બાળકો અને સ્ત્રીઓ પણ સમજી શકે એવી તેમાં સરળતા છે, અને તે ભક્તિ માર્ગના ઉત્તમ સિદ્ધાંતો તેમજ હાલના જમાનાને અનુસરતા નવા વિચારો અને વાતોથી ભરેલા છે.

ભક્તિ—જ્ઞાન—પ્રભુ પ્રેમના દાખલાઓવાળાં.

| | | |
|---|---|---|
| સ્વર્ગનું વિમાન .... .... | રૂ. | એક. |
| સ્વર્ગની કુંચી .... .... | રૂ. | એક. |
| સ્વર્ગનો ખજાનો ... .... | રૂ. | એક. |

જમાનાને અનુસરતા વિચારોનાં.

| | | |
|---|---|---|
| સંસારમાં સ્વર્ગ .... .... | રૂ. | દોઢ. |
| સ્ત્રીઓનું સ્વર્ગ ... ... | રૂ. | દોઢ. |
| સાચું સ્વર્ગ ... .... | રૂ. | દોઢ. |
| સ્વર્ગની સીડી .... ... | રૂ. | દોઢ. |

દરેકનું પોષ્ટેજ વી. પી. ખર્ચ રૂ. ૦। જૂદું.

મુખ્ય ઠેકાણું:—વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર.
કાલબાદેવી રોડ, હાથી બિલ્ડીંગ,—મુંબઇ નં. ૨.

# સ્વર્ગનાં પુસ્તકો.

### વૈદકના શોખીનો માટે સર્વોત્તમ સાધન.

# ધન્વંતરી.

એ ગુજરાતી ભાષામાં મોટામાં મોટું અને સોંઘામાં સોંઘુ સર્વોત્તમ માસિક ચોપાનીયું છે. તેમાં દર મહિને પુરેપુરાં **અડતાળીસ પાનાં** બહુ ઉપયોગી બાબતોથી ભરવામાં આવે છે. "**નેચરોપથી**" અથવા નૈસર્ગિક ચિકિત્સા શાસ્ત્ર જે હાલમાં જર્મની, યુરોપ અને અમેરીકા વિગેરે સુધરેલા દેશોમાં ઘણીજ માનિતી થઇ પડેલી "**વગર દવાએ રોગ મટાડવાની વિદ્યા**" છે. તે વિષેનું વ્યવહારિક ઉપયોગી જ્ઞાન આ ચોપાનીયું આપે છે. તે ઉપરાંત ભસ્મો, માત્રાઓ, રામબાણ ગોળીઓ અને સાધારણ લોકો પણ પોતાની મેળે સ્હેલાઇથી બનાવી શકે તેવી ઘરગતુ દવાઓ આયુર્વેદ અને યુનાની હકીમાતને આધારે લખવામાં આવે છે. જંગલની જડી બુટ્ટીની સમજુતી પણ સારી રીતે લખાય છે. પશ્ચિમના આગળ વધેલા દેશોમાં થતી વૈદક વિદ્યા સંબંધી અનેક શોધ ખોળોના તાજા સમાચાર, રોગ થતા અટકાવવાના, થયેલા વ્યાધિઓને મુળમાંથી મટાડવાના, સારી સ્મરણ શક્તિ, સતેજ આંખો, સુદૃઢ શરીર, પ્રફુલ્લ ચહેરો, ચંચળ અવયવો, ચાલાકી અને ચતુરાઇ સાથે લાંબી જીંદગી મેળવવા અને ભોગવવાની સર્વોત્તમ કુંચીઓ, અને અકસીર ઉપાયો વિગેરે વિવિધ વિષયો વાંચતાં ગમત સાથે જ્ઞાન મળે તેવી રીતે આ માસિક ચોપાનીયામાં દર મહીને છાપવામાં આવે છે. ૪૮ પાનાનં. આ માસિકનું એક વરસનું ટપાલ ખર્ચ સાથેનું લવાજમ ફકત બે રૂપિયા રાખ્યું છે. પોષ્ટેજનો ૦)॥ આનો મોકલનારને નમુનાનો અંક મફત મોકલવામાં આવે છે.

**સંપાદક "ધન્વંતરી" મુ૦ વિસનગર** (ઉત્તર ગુજરાત)

મફત ! મફત !! મફત !!!

# સો વર્ષનું કેલેન્ડર.



**માત્ર અર્ધા આનાની ટીકીટ મોકલી મંગાવી લેશો.**
**શ્રી રામનવમીના શુભદિવસથીજ વર્ષ શરૂ થાય છે.**

મોઢ સંજ્ઞા ધરાવનાર છએ પ્રકારના મોઢ બંધુઓ માટે આ પ્રયાસ પુનઃ આરંભાએલ છે. જ્ઞાતિ ઉપયોગી લેખો, કાવ્યો અવનવા બનતા બનાવો, પ્રાચીન અર્વાચીન પ્રતિષ્ઠિત ગૃહસ્થોના જન્મ વૃતાંતો અને ફોટાઓ વગેરે મોઢ બંધુને ખાસ ઉપયોગી વિદ્વાનોની કલમથી આલેખાતા વિષયોથી ભરપુર માત્ર આ એકજ—

# મોઢ શુભેચ્છક.

## સાચત્ર માસિક છે.

વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૧–૮–૦ પ્રથમ વર્ષના ગ્રાહકોને "સોવર્ષનું કેલેન્ડર" તથા મોઢ જ્ઞાતિની ઉત્પત્તિની હકીકતથી ભરપુર પ્રાચીન પુસ્તક "શ્રી ધર્મારણ્ય" (મૂળ સહિત ભાષાંતર) પહેલોભાગ મોટા ડેમી આઠપેજી ૧૬૦ પાનાંનું એમ બંને ભેગાં રૂ. ૧–૧૩–૦ માં વી. પી. થી મળેછે. નમુનાનો અંક મફત

**તા. ક. મોઢ વસ્તી પત્રક પણ શરૂ થયેલ છે.**

**અમરેલી—કાઠીઆવાડ તંત્રી "મોઢશુભેચ્છક"**

# કડવાવિજય માસિક.

કડવા પાટીદાર જ્ઞાતિની સંસારિક અને ધાર્મિક સ્થિતિ સુધારવા અને ખેતીવાડીની ઉન્નતિ કરવા આજે ચાર વર્ષથી સતત પ્રયાસ કરી રહ્યું છે. જ્ઞાતિની જુદે જુદે ઠેકાણે મળતી સમાજો, મેળાઓ, પંચ અને ગોળને લગતી સવિસ્તર હકીકત, ગામ પરગામના જાણવા જોગ સમાચાર અને ખેતી વાડીના સુધાર માટે જુજ ખર્ચે સ્હેજ થઈ શકે તેવા ઉત્તમ ઉપાયો શોધી કાઢ ખેડુત બંધુઓને માટે જાહેર કરે છે, અને ટુંકામાં ધર્મ અને નીતિ પ્રમાણે ચાલી એક બીજાની મદદથી ધન પ્રાપ્ત કરી આલોક અને પરલોક સુધારવાની અનેક ઉત્તમ રીતિઓ દર્શાવે છે. રોયલ ૬॥×૧૦ ઈંચના ૨૪ પૃષ્ઠનું દળદાર માસિક દર મહિનાની શુકલ પક્ષ બીજને દિવસે બહાર પડે છે, વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે માત્ર સવા રૂપિયો છે. લખો;—મેનેજર કડવાવિજય, વિરમગામ.

---

# કડવા પાટીદારો માટે ખાસ છાપખાનું.

**શ્રીધર્મવિજય પ્રીન્ટીંગ પ્રેસ રીચીરોડ—અમદાવાદ.**

ભાવ તથા કામ અમદાવાદના પ્રમાણમાં ઘણુંજ સારૂં છે. ટાઈપ; મશીન વગેરે તમામ નવાં સાધનો હોવાથી સફાઈદાર કામ થાયછે અને મુદતસર કરી આપવામાં આવે છે, કડવાવિજયનું તથા કડવા પાટીદાર સમાજોનાં તમામ કામ આ છાપખાનામાં થાય છે, માટે જ્ઞાતિ બંધુ તથા અન્ય જીજ્ઞાસુ બંધુઓને પરચુરણ કામ માટે ખાસ એકવાર પધારી અથવા કામપાડી ખાતરી કરવા વિનંતિ છે.

# કડવાવિજય માસિક.

કડવા પાટીદાર જ્ઞાતિની સંસારિક અને ધાર્મિક સ્થિતિ સુધારવા અને ખેતીવાડીની ઉન્નતિ કરવા આજે ચાર વર્ષથી સતત પ્રયાસ કરી રહ્યું છે. જ્ઞાતિની જુદે જુદે ઠેકાણે મળતી સમાજો, સભાઓ, પંચ અને ગોળને લગતી સવિસ્તર હકીકત, ગામ પરગામના જાણવા જોગ સમાચાર અને ખેતી વાડીના સુધાર માટે જુજ ખર્ચે સ્હેજ થઇ શકે તેવા ઉત્તમ ઉપાયો શોધી કાઢ ખેડુત બંધુઓને માટે જાહેર કરે છે, અને ટુંકામાં ધર્મ અને નીતિ પ્રમાણે ચાલી એક બીજાની મદદથી ધન પ્રાપ્ત કરી આલોક અને પરલોક સુધારવાની અનેક ઉત્તમ રીતિઓ દર્શાવે છે. રોયલ ૬||×૧૦ ઇંચના ૨૪ પૃષ્ઠનું દળદાર માસિક દર મહિનાની શુકલ પક્ષ બીજને દિવસે બહાર પડે છે, વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે માત્ર સવા રૂપિયો છે. લખોઃ—મેનેજર કડવાવિજય, વિરમગામ.

---

## કડવા પાટીદારો માટે ખાસ છાપખાનું.

### શ્રીધર્મવિજય પ્રીન્ટીંગ પ્રેસ રીચીરોડ-અમદાવાદ.

ભાવ તથા કામ અમદાવાદના પ્રમાણમાં ઘણુંજ સારૂં છે. ટાઇપ, મશીન વગેરે તમામ નવાં સાધનો હોવાથી સફાઇદાર કામ થાય છે અને મુદતસર કરી આપવામાં આવે છે, કડવાવિજયનું તથા કડવા પાટીદાર સમાજોનાં તમામ કામ આ છાપખાનામાં થાય છે, માટે જ્ઞાતિ બંધુ તથા અન્ય જીજ્ઞાસુ બંધુઓને પરચુરણ કામ માટે ખાસ એકવાર પધારી અથવા કામ પાડી ખાતરી કરવા વિનંતિ છે.

# કડવાવિજય માસિક.

કડવા પાટીદાર જ્ઞાતિની સંસારિક અને ધાર્મિક સ્થિતિ સુધારવા અને ખેતીવાડીની ઉન્નતિ કરવા આજે ચાર વર્ષથી સતત પ્રયાસ કરી રહ્યું છે. જ્ઞાતિની જુદે જુદે ઠેકાણે મળતી સમાજો, સભાઓ, પંચ અને ગોળને લગતી સવિસ્તર હકીકત, ગામ પરગામના જાણવા જોગ સમાચાર અને ખેતી વાડીના સુધાર માટે જુજ ખર્ચે સ્હેજ થઇ શકે તેવા ઉત્તમ ઉપાયો શોધી કાઢ ખેડુત બંધુઓને માટે જાહેર કરે છે, અને ટુંકામાં ધર્મ અને નીતિ પ્રમાણે ચાલી એક બીજાની મદદથી ધન પ્રાપ્ત કરી આલોક અને પરલોક સુધારવાની અનેક ઉત્તમ રીતિઓ દર્શાવે છે. રોયલ ૬॥×૧૦ ઈંચના ૨૪ પૃષ્ઠનું દળદાર માસિક દર મહિનાની શુક્લ પક્ષ બીજને દિવસે બહાર પડે છે, વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે માત્ર સવા રૂપિયો છે. લખો:—મેનેજર કડવાવિજય, વિરસગામ.

---

## કડવા પાટીદારો માટે ખાસ છાપખાનું.

### શ્રીધર્મવિજય પ્રીન્ટીંગ પ્રેસ રીચીરોડ-અમદાવાદ.

ભાવ તથા કામ અમદાવાદના પ્રમાણમાં ઘણુંજ સારૂં છે. ટાઇપ, મશીન વગેરે તમામ નવાં સાધનો હોવાથી સફાઇદાર કામ થાયછે અને મુદતસર કરી આપવામાં આવે છે, કડવાવિજયનું તથા કડવા પાટીદાર સમાજોનાં તમામ કામ આ છાપખાનામાં થાય છે, માટે જ્ઞાતિ બંધુ તથા અન્ય જીજ્ઞાસુ બંધુઓને પરચુરણ કામ માટે ખાસ એકવાર પધારી અથવા કામપાડી ખાતરી કરવા વિનંતિ છે.

# વૈષ્ણવ ધર્મ પ્રકાશ.

## (માસિક પત્ર.)

આ પત્ર ત્રણ વર્ષથી નીકળે છે. તેનાં સંખ્યાબંધ ગ્રાહકો છે પહેલા વર્ષમાં જુદા જુદા ગોસ્વામી બાળકોનાં પાંચ ફોટા ભેટ આપવામાં આવ્યા હતા. બીજા વર્ષમાં ગોસ્વામી બાળકોના જુદા જુદા ત્રણ ફોટા અને પુષ્ટિ માર્ગનો સાચો સિદ્ધાંત એ નામનું રૂ ૧) ની કિંમતનું પુસ્તક ભેટ આપ્યું હતું. આવતા વર્ષમાં પહેલી ભેટ તરીકે શ્રી મહા પ્રભુજીના પ્રાકટનો સચિત્ર ખાસ અંક ભેટ આપવામાં આવશે. જેમાં સંખ્યાબંધ ગોસ્વામી બાળકોનાં જુદા જુદા ફોટા તથા દળદાર ૬૪ પાનાંમાં ઉત્તમ લેખો દાખલ કરવામાં આવશે. સચિત્ર ખાસ અંક ચૈત્ર મહિનામાં બહાર પડશે. ગ્રાહકોએ લવાજમ સાથે ફક્ત રૂ ૧-૬-૦ મોકલી નામ નોંધાવવું ગ્રાહક પુરતી નકલો છપાશે. વૈષ્ણવોએ આ તક ગુમાવવી નહિ.

વૈષ્ણવ ધર્મ પ્રકાશ ઑફીસમાં વૈષ્ણવોપયોગી કોઈપણ પુસ્તક તથા સઘળા ગોસ્વામી બાળકોના ફોટા મળે છે. તેમજ પુસ્તકમાં ફોટા મુકવાની ઇચ્છાવાળાને જોઇતા પ્રમાણમાં ફોટા પુરા પાડવામાં આવે છે. આ પત્ર માટે એજંટ તથા ખબર પત્રીની જરૂર છે. કમીશન સારૂં મળશે. ખુલાસા માટે ટીકીટ બીડી. નીચેના સરનામે લખો.

મેનેજર વૈષ્ણવ ધર્મ પ્રકાશ.

ઠેકાણું.—પોષ્ટ અમનગર—મહીકાંઠા.

## "થીઓસોફીને લગતાં ગુજરાતી પુસ્તકો."

| | રૂ. | આ. | પૈ. | | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|---|---|---|---|
| પુરાણી પત્રા હિંમત ... | ૧ | ૪ | ૦ | હૃદયવાદ, ગુપ્ત નાદ | | | |
| મહાનમંદીરનો ચોક ... | ૦ | ૭ | ૦ | દરેકના ... | ૦ | ૮ | ૦ |
| પુનર્જન્મ ... | ૦ | ૮ | ૦ | ગુપ્ત જ્ઞાન સંહિતા ... | ૦ | ૧૨ | ૦ |
| મુમુક્ષનો માર્ગ ... | ૦ | ૬ | ૦ | થીઓસોફી નવી એડીશન | ૧ | ૦ | ૦ |
| ધર્મ અને દુહુર્ધર્મ ... | ૦ | ૬ | ૦ | રાજ રૂષિ ... | ૩ | ૦ | ૦ |
| કર્મ, જ્ઞાન ભક્તિ ... | ૦ | ૫ | ૦ | બ્રહ્મ જ્ઞાન ભોમીઓ ... | ૧ | ૮ | ૦ |
| સત્ય પૂર્ણ મનુષ્ય ... | ૦ | ૫ | ૦ | યોગ દર્શન અનુભવ ... | ૨ | ૦ | ૦ |
| અવતારો ... | ૦ | ૫ | ૦ | સુબોધ પત્રિકા ... | ૧ | ૪ | ૦ |
| કર્મ, દેવલોક (દરેકના).. | ૦ | ૪ | ૦ | શ્રીમદ્ ભગવત ગીતા ... | ૦ | ૬ | ૦ |
| આત્મા અને તેના દેહો | ૦ | ૮ | ૦ | વર્ણોપચાર વિદ્યા ... | ૦ | ૬ | ૦ |
| વિચાર શક્તિ ... | ૦ | ૧૦ | ૦ | એની બીસન્ટ જીવન | | | |
| એની બીસન્ટ વ્યાખ્યાનમાળા | ૦ | ૮ | ૦ | ચરિત્ર ... | ૦ | ૧૨ | ૦ |

ઠેકાણું—થીઓસોફીકલ બુક ડીપો ૨૧, હોરનબી રોડ,—મુંબઈ.